

# નવનિધનો સંસાર

યાને

## એક અધુરૂં ભણેલા હિન્દુ યુવકની કર્મકથા

( એક અત્યંત ચિત્તાકર્ષક ચાનક આપનારી વાર્તા )


લેખક

**વૈદ્યકવિ દુર્લભ શ્યામ ધ્રુવ**

કવિ, નાટ્યકાર અને નવલકથાકાર

( મુંબઇ અને બાનોસા )



હિતેચ્છુ પત્રમાંથી છાપી પ્રગટ કરનાર

હરિલાલ વાલજી ઠાકર

માલીક અને મેનેજર, હિતેચ્છુ પ્રિન્ટીગ પ્રેસ

પ્રત ૫૦૦ આવૃત્તિ ૧ લી

કરાચી

**સન ૧૯૨૯**




કીંમત રૂા. ૧-૮-૦



# નવનિધનો સંસાર

યાને

## એક અધુરૂં ભણેલા હિન્દુ યુવકની કર્મ કથા

( એક અત્યંત ચિન્તાકર્ષક ચાનક આપનારી વાર્તા )


લેખક

**વૈદ્યકવિ દુર્લભ શ્યામ ધ્રુવ**

કવિ, નાટ્યકાર અને નવલકથાકાર

( મુંબઇ અને બાનોસા )



હિતેચ્છુ પત્રમાંથી છાપી પ્રગટ કરનાર

હરિલાલ વાલજી ઠાકર

માલીક અને મેનેજર, હિતેચ્છુ પ્રિન્ટીંગ પ્રેસ

પ્રત ૫૦૦ આવૃત્તિ ૧ લી

કરાચી

સન ૧૯૨૯





કીંમત રૂા. ૧-૮-૦

# નવનિધનો સંસાર

## અધુરૂં ભણેલા એક હિન્દુ યુવકની કર્મકથા

અત્યંત ચિત્તાકર્ષક બોધક આપનારી વાર્તા.

### પ્રકરણ ૧ લું

ખોટાં લાડ, કુસંગથી, અર્ધદગ્ધ અકળાત;
ચંપકનો ચતુરા વિના, અધઃપાત થઈ જાત.

ચંપકને કશું કામકાજ તો હતુંજ નહિ. તે ભગુભાઇ શેઠ અને હીરા શેઠાણીનો લાડકવાયો લાલ હતો. પરણ્યા પછી આ ભાઈ સાહેબે ભણવાનું પણ ક્યારનું માંડી વાળ્યું હતું. હરી ફરીને જ્યાં માબાપને એકના એક આ ચંપકની સામેજ જોવાનું રહ્યું ત્યાં પછી તેને કડવું મનાવીને કહેનાર પણ કોણ? નિશાળમાંથી છુટયા પછી ચંપક હવે મનમોજી બન્યો હતો. રાત્રીએ ક્યારે સુવું, પ્રભાતે પથારીએથી ક્યારે ઉઠવું, ક્યારે નહાવુ, ક્યારે જમવું, જમ્યા પછી ક્યારે અને ક્યાં સુધી સુવું અને સુઈને ઉઠયા પછી ક્યારે, ક્યાં અને કોની જોડે ફરવા જવું એનો આધાર એની મરજી ઉપરજ હતો. જ્યારે પથ્થર એટલા દેવ કર્યા ત્યારે આ કર્મી કુંવરનાં પગલાં થયાં હતાં. આ કુટુંબ જે માળામાં રહેતું હતું તે માળો તેનો પોતાનો હતો. અને એ ઉપરાંત એક ચાલી પણ હતી. શેઠને ભાડાની ઉપજ સારી હતી. આ દંપતીને છેક ઉત્તર વયે ચંપક સાંપડયો તેથી તે મોંઘા મુલનો હતો. ભગુભાઈ શેઠ અને હીરા શેઠાણીનો આ પનોતો પુત્ર લગભગ ૧૧ વર્ષ સુધી નિશાળે ગયો અને ત્યાં ઠોઠ નિશાળિયાની માફક ભણ્યો પણ ખરો; પણ તેનું આ ભણતર અધકચરૂં હતું. જેમ જેમ ચંપક મોટો થતો ગયો તેમ તેમ તે ઢંગ ધડા વગરનો બનતો ગયો. જ્યા સુધી તેને નિશાળનું વળગણ હતું ત્યાં સુધી તે થોડો ઘણો નિયમિત પણ રહેતો; પણ હમણાં તે વધારે ને વધારે ઉખળો થતો જતો હતો. હીરા શેઠાણી તેને કશું કહે નહિ અને કોઇને કહેવા દે નહિ. આથી ભગુભાઈને પણ તે ભારે પડતો ગયો.

સુતને નહીં લડાવશો, હદ બહારનાં લાડ;
નહિંતર તે ઉપજાવશે, મ્હોટપણે રંજાડ!
કનક કટારી ભેઠમાં, બહુ સુંદર દેખાય;
વગર વિચાર્યે પેટમાં, પણ તે નહી મરાવ!

ખરૂં છે કે પોતાની સંતતિ ગમે તેટલી પ્રિય હોય; પણ તે જ્યારે સારૂં માઠું સમજતી થાય ત્યારે તેને આમન્યા અને મર્યાદામાં રાખવીજ જોઈએ. શાસ્ત્રકારો કહી ગયા છે કે પાંચ વર્ષ સુધી કાંઈ પણ કંટાળો લવ્યા વગર પોતાના

બાળકોને લાડ તથા ગમતની સાથે સામાન્ય જ્ઞાન આપ્યે જવું અને તે પછી સુમાર્ગે ચડાવવા માટે ભય મિશ્રિત પ્રીતિનો ધીમો ધીમો ઉપયોગ કર્યે જવો. બાળકને નિયમમાં રાખવા માટે નિશાળ જેવું બીજું કોઇ ઉત્તમ સાધન નથી. પછી ભલે પુત્ર હોય કે પુત્રી. સંતતિને કેળવવાની આવશ્યકતા છે. આપણને ખબર છે કે અસંખ્ય બાળકો છ કે સાત વર્ષ પછી નિશાળે જવા માંડે છે પણ પણ એમાં કોઈ ઠોઠ નીકળે છે અને કોઈ બાહોશ નીકળે છે તેનું કારણ શું ? કારણો ઘણાં છે. મુખ્ય કારણ માબાપની દેખરેખની કચાસ, ઘરની કેળવણી શરૂઆતથીજ સારી નહીં અગર પુર્વનો કોઇ નબળો સંસ્કાર ભગુભાઇ શેઠ તથા હીરા શેઠાણી આ રહસ્યને સમજતાં નહોતાં તેઓ પુત્ર પ્રેમમાં અંધ હતાં. અગર જો કે આ વાત સાચી હતી; તો પણ ભગુભાઈ ગમે તેમ તો એક પુરૂષજ હતો. તેને પોતાની કેટલીક ભુલો હવે જણાઇ આવી હતી. તે કોઈ વાર ચંપકને શિખામણ અગર નહાનો ઠપકો આપવા તઈયાર થઇ જતો; પણ હીરા શેઠાણી તેને તેમ કરવાથી વારતાં. ખુદ હીરા શેઠાણી પાસેથી દરરોજ હાથ ખરચીનાં બે ત્રણ રૂપિયા ભગુભાઈથી છાના ચંપક લઇ જતો; પણ હીરા શેઠાણી તેને પુછતાં નહિ કે આ રૂપિયા તું કયાં વાપરે છે! ચંપક કાંઇ ઉમરમાં હવે નહાનો છોકરો ન ગણાય. અત્યારે તેનું ઓગણીશમું વર્ષ ચાલતું હતું શેઠનો છોકરો ધારી પડાઉ માલ ખાનારા નિશાળના કેટલાક તેના આગલા વખતના ગોઠીઆ ચંપકની પડખે ચડી ગયા હતા. ઉઠિયાણને તો ઉઠિયાણજ મળે! આ તમામ ગોઠીઆઓએ પણ નિશાળને છેલ્લા પ્રણામ કર્યા હતા! આમાંના બે ત્રણ તો ન છુટકે નોકરીએ લાગી ગયા હતા અને બે ત્રણ જે પહોંચેલા હતા તે ચંપ-કનો પીછો છોડતા નહિં. આમાં એક બલુ નામનો મહા કારસ્થાની હતો. આ બલુ પોતના માબાપનો એક ખરો વારસ હતો. તે નહાનપણથીજ તેના માબા-પની પેઠે ઉખડેલો હતો. બલુનો બાપ કાળાં ધોળાં કરીને હજી હમણાંજ પોતાને રસ્તે પડયો હતે. બલુની મા પણ પ્રથમથી ચાલાક હતી. અત્યારે તે હયાત હતી. બલુ પરણેલો હતો અને તેની વહુ ચંપા પણ પોતાની સાસુની પાટે બેસીને પઢી હતી! આ આખું ઘર કારસ્થાનની શાળા હતી એમ કહીએ તો ચાલે. આ શાળાનું પાડોશમાંની બીજી પણ બે ત્રણ જણી એ શિક્ષણ લેતી હતી. શાળાની મુખ્ય શિક્ષિકા બલુની મા હતી અને ઉપ શિક્ષિકા બલુની ઘરવાળી હતી. તુખમની તાસીર તો કયાંજ રહે; પણ સોબતની અસર તો થયા વગર રહેતીજ નથી. 'ગુરૂ જાય ગામ અને ચેલાને મગફળિયાં' જેવો અહીં કાર્યભાર ચાલતો હતો. શાળાની આ શિષ્યાઓની હાલત પણ આ પ્રકારનીજ હતી. મુંબઇ જેવાં શહેરમાં ઘરના કામકાજથી પરવારેલી સ્ત્રીઓને બીજું વધારાનું કરવાનું પણ શું હોય! પોતાના ધણીને જમાડયો એટલે પછી તેણીઓના કામનો છેડોજ આવી રહયો. ઘરના ઘાટીની આગળ એઠા વાસણો હડસેલી મુકયાં એટલે પત્યું! ઘરધણી તો નોકરી કે ધંધા રોજગારને માટે બહાર ગયે. હોય પછી તેની અર્ધાંગનાને કોને જવાબ આપવાનો હોય! જો પાડોશ સારો હોય તો સારૂં શીખે

નહિતર નરસું શીખવાનું તો ઘણુંયે હોય. આમાં માત્ર પાડોશીઓની એકલી જવાબદારી નથી હોતી. જેમ સ્ત્રીઓ બજારમાંથી ફેન્સી ચીજો ખરીદ કરે છે તેમ બહાર જઇને ફેન્સી દુર્ગુણો પણ લઈ આવે છે. અહીં કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે જેને ફેરીઆ પાસેથી મનગમતી ચીજો મળતી હોય તે ફેરીઆ પાસેથી લે અને જેને એવી રીતે ચીજો ન મળતી હોય તે બજારમાંથી ખરીદી લવે ! સારા નરતા પાડોશીનો સંગ ફેરીઆ જેવો હોય છે અને બજારની ખરીદી એટલે બહાર ફરવાની ટેવ એ બજારૂ માલની ખરીદી જેવી હોય છે.

મુંબઈ જેવાં શહેરની અંદર સામાન્ય સ્થિતિવાળાં એકેકી ઓરડી ભાંજ ગોંધા ઈને રહે છે. પાસે પાસે અગર સામસામી ઓરડીઓ હેય એટલે એકદમ અની તિનું પગલું ત્યાં તો ભરાય જ નહિં. આપણી પાંચ આંગળીઓ કયાં સરખી છે ? ચાલી અગર માળામાં રહેનારાં કાંઇ બધાંય ખરબ હોય છે તેમ નથી હેતું. આવા જથ્થામાં સારા માઠાંની ચર્ચા તરત જ થઇ જાય. આ ચાલીમાં પણ સારા ઘરની વહુ દીકરીઓ હતી તે કાંઇ બલુની મા આગળ કે બલુની વહૂ આગળ બેસવા ન જતી; પણ જે ઘઉંમાં કાંકરા જેવી હતી તેજ જતી. સમળ કવિ સાચું વદે છે કેઃ—

વિદ્વાને વિદ્વાન, મળે તો મહા સુખ પામે;
સાધુ સંગે સાધુ મળે તો મહા દુઃખ વામે;
પવિત્ર સંગ પવિત્ર મળે તો પુણ્ય પ્રમાણે;
સાચા સાથે સાચ મળે તો જશ એ જાણે;
પવિત્રને પવિત્ર મળે તો વ્યસનીને વ્યસની મળે;
ગુણથી ગુણ મળતાં જગતમાં સહેજ સ્વભાવે જઈ મલે;

જે નઠારૂ પડયું તે પોતાનું અગર પારકાનું નખ્ખોદજ કહાડે ! જેને હરામનું ખાવાની ટેવ પડી હોય તે હકકનું તો ખાયજ નહિં. બલુનો બાપ અને બલુની મા હરામનું ખાનાર હતા. બલુને પણ હરામનું ખાવાની ટેવ પડી હતી. આવા લોકોને સીધું કામકાજ કે સીધો કોઈ ધંધો માફક આવે નહિં; જે હરામી હોય તે પ્રમાણીક ઉદયોગી ભાગ્યે જ થાય. બલુ હરામી અને મોજીલો હતો તે કોઇની આજ્ઞામાં રહીને કોઈનું પણ કામ કરે એવો ન હોતો. તેનામાં સારા સારા શિકારો શોધવાની અને તેઓને પોતાને વશ કરી લેવાની કળા હતી. આ કળાને વધારે ખીલવવામાં બલુને તેની જનેતા અને ભાર્યાનું ઉત્તેજન હતું એટલે તેની ખિલવણી દિવસો દિવસ વધારે ને વધારે થતી જતી હતી.

હમણાં તો બલુ અને બલુના સ્વભાવને મળતા તેના દોસ્તો ચંપકને બહુ રો બહાર મળતા અને અનેક પ્રકારની ઝીણી ઝીણી ઘટના ઘડતા. આ ટોળીમાં બલુ પાકો હતો. કોઈને પોતાની વડજમાં લેવો હોય તો તેવી બાજી તે બરાબર શીખ્યો હતો; ચંપકનો પોતા તરફ પુરેપુરો વિશ્વાસ બેસે એવી તે રમત રમતો હતો. અત્યાર લગી ચંપકની પાસેથી તેણે એક રાતી પાઇ પણ નહોતી

લીધી. આ રંગ રાગ લગભગ નવ મહિના સુધી ચાલતો હતો. આટલી મુદતમાં હોટેલનાં, સીગારેટના, નાટક, સીનેમા, કે કોઇ તમાસા જોવાના તથા ગાડી ભાડાના પઇસા બલુજ ખર્ચતો. પછી ભલે બલુ આ પઇસા ગમે ત્યાંથી લાવતો હોય અગર ગમે તેની પાસેથી ગમે તે રીતે પડાવતો હોય; પણ તે વિષેની ખબર ચંપકને પડતી નહિ બલુ પોતાના ખીસ્સામાંથી પઇસા કહાડીને આપે એટલે એ મર્મ ચંપકથી શી રીતે સમજાય ? ચંપક ઘણોય પઇસા આપવા માડે પણ બલુ લે નહિ. ચંપક તે એમજ સમજવા લાગ્યો કે બલુ ઉદાર છે અને દોસ્તોનો નિભાવનાર છે. બલુએ એક બીજી બાજી પણ ખેલવા માંડી હતી, જ્યારે ચંપક અતિ આગ્રહ કરીને પઇસા આપવા માંડે ત્યારે બલુ તો તે લે નહિ; પણ પોતાના જે બે ત્રણ સાધી મુકેલા દોસ્તો હતા તેને તેની મરીજી આઇને કોઇવાર અપાવે. બલુની જાણમાં તો હોય કે બે ત્રણ દહાડામાં પાંચ દશનું ખર્ચ થઇ ગયું છે. બલુ ચંપક પાસેથી આટલી રકમ યુક્તિથી કહડવે; પણ એમાં તેની ખુબી એ હતી હોય કે તેને પઇસાની જરૂર નથી એવો દેખાવ રાખે બલુ પોતેજ પોતાના આ બે ત્રણ ગોઠીયાને પોતીકા પઇસા આપી દેતો અને એવું દેખાડીને તે ચંપકને પણ પ્રેરતો. બલુનો આ ચોકખો પ્રપંચ હતો. એક હાથે આપવાની અને બીજે હાથે લઇ લેવાની બલુની આ છુપી કળા હતી. ચંપક જેવાને આ કળાની શી ખબર પડે ? બલુની બાજીનું આ પહેલું સોગઠું હતું.

આ ઉપરથી કોઇએ એમ સમજવાનું નથી કે બલુ ખર્ચાળ નહોતો. બલુ કાંઇ એકાદી ઓરડીમા નકામો રહેતો. બલુએ બે ઓરડી તથા એક દિવાનખાનું ભાડે રાખ્યાં હતાં અને તે સિવાય સામે એક બેઠકનું સ્થાન પણ પોતાને માટે નિરાળું રાખ્યું હતું. તેનો પહેરવેષ પણ ફક્કડ હતો અને તે પોતાના મિત્રમંડળમા બલુભાઇ ફાંકડાને નામે ઓળખાતો ! તે હસમુખો હતો, માર્મિક હતો તથા સમય સુચક પણ હતો. બલુના બાપે તો આવા ઘણા શીકારો મેળવ્યાં હતા, પણ બલુની આ શરૂઆત હતી. બલુના મનમાં બચપણથી પણ સવાયું થવાની એક ચરબી હોંસ હતી. તે ગર્ભ શ્રીમંતનેજ ખોળતો. ચંપક તેને પહેલ વહેલો મળી ગયો. આ ચંપક તેનો નવો ગોઠીયો નહોતો. નિશાળમાં તે તેને ઓળખતો હતો. બલુને ચંપક તેના મા બાપને કેટલો વહાલો છે તેની પણ ખબર હતી. ચંપક બહુ વાર બલુને પોતાને ઘેર તેડી જવાનો આગ્રહ કરતો પણ બલુ ના પાડતો. હજી સુધી બલુ ચંપકને પોતાને ઘેર પણ નહોતો તેડી ગયો. બલુ કાચીપાકી દોસ્તીનું સ્વરૂપ પણ જાણતો. હજી સુધી બલુના મનમાં એમ હતું કે દોસ્તી પાકી નથી થઇ. ચંપકને બલુ વિના રહયું ન જાય એવો સમય હજી આવ્યો નહોતો. બલુ આ સબબથી નવું છટકુ માંડવાનું માંડી વાળતો. બલુને કાવાદાવાની સાથે સામાન્ય કાયદાનું પણ જ્ઞાન હતું. હાલ તો બલુ ચંપકને મોજ મજાની ગોળી ખાંડના પડમાં મુકીનેજ ગળાવતો હતો. હજી આ ગોળીનું ચંપકને સચોટ વ્યસન નહોતું વળગ્યું.

## પ્રકરણ ૨ જું.

વિતક વાત વિધવા તણી, મુખથી કહી ન જાય;
ત્રાસ બાલ વિધવા તણો, વિધવાથીજ સહાય !

ભગુભાઈ શેઠની સાળી અને હીરા શેઠાણીની બ્હેન બાળ વિધવા જસુ પોતાની મ્હોટી બહેનને આશરે આવી હતી. જસુના સાસરામાં કોઇ હતું નહિ. તેણી નિરાધાર હતી. આ કારણથી હીરા શેઠાણીએ તેણીને પોતાને ત્યાં રાખી હતી. ભગુભાઇ શેઠ તથા હીરા શેઠાણીને આથી ઘણો લાભ હતો. જસુના આવ્યા પછી આ દંપતીએ રસોયાને રજા આપી અને તે કામ જસુને સોંપ્યું. આ ઉપરાંત ઘરનું બીજું કામકાજ પણ જસુને જ કરવું પડતું. ગરીબ બીચારી જસુ આ બધું મુંગે મ્હોડે કરતી. અત્યારે તેણીનું વય સત્તર અઢાર વર્ષનું હતું. તે ચઉદમે વર્ષે પરણી અને પંદરમે વર્ષે વિધવા થઇ. જસુને સંસાર સુખ તો માત્ર સ્વપ્ન જેવુંજ હતું. જસુનું સગપણ વહેલું થઇ ગયું અને એ સગપણ કહેવાતા કુળને લીધેજ થયું હતું. જસુ ખરેખર કમનશીબ હતી. જસુનું સગપણ થયા પછી જસુની સાસુ પહેલી વિદાય થઇ અને ત પછી તેણીનો સસરો થયો. જ્યાં સુધી જસુની સાસુ અને તેણીનો સસરો જીવતાં હતાં ત્યાં સુધી જસુના સાસરાની આબરૂ ઢાંકી ઢુંબી રહી હતી. પણ તેના ગયા પછી તે ઉઘડી પડી ગઈ. જસુના સાસરામાં હવે કશો યોગ હતો નહી કે જેને લીધે જસુનો વર જસુની જોડે ધમધુમથી પરણે ! જસુના પિયરમાં પણ કોઇ હતું નહિ, જસુને માટે તો ખારા સમુદ્રમાં મીઠી વીરડી જેવાં આ હીરા શેઠાણીજ હતાં. હીરા શેઠાણીએજ જસુના કુંવારા ગઇ ઉતરાવ્યા, પણ દઇવના ઘર આગળ કોઇનું ચાલે તેમ છે ? જસુ પરણ્યા પછી તરતજ રાંડી. ગમે તેમ તો હીરા શેઠાણી જસુના પામતાં પહોંચતાં બહેન હતાં. તેણે પોતાની આ દુખાયલી બહેનને પોતાને ત્યાં તેડાવીને રાખી. બહેનનાં ઘરનું વૈતરૂં કરવાનું અને એમ છતાં પણ બે કટુ વચનો સાંભળવાનું જસુ પોતાનાં લલાટમાં લખાવીને આવી હતી એટલે તે અત્યારે કોણ ભુંસી શકે તેમ હતું ?

ચીમાબહેનો ચંપક જસુને વારંવાર સતાવતો. ખાનપાનમાં કે કોઇ બીજી બાબતમાં નજીવું બહાનું કહાડીને તે તેણીને ઠપકો અપાવતો. ચંપકને બેત્ર તો સોનાના તોલા જેવો જ. ચંપકને થોડી ખબર હતી કે ગમે તેમ તે પોતાની ગરીબડી માસી છે ! હીરા શેઠાણીનો આ લાડકવાયો લાલ તે જાણે હજી ઘોડીઆમાં કેમ સુતો હોય ! જ્યાં સુધી તે ઘરમાં હોય ત્યાં સુધી ટક ટક કર્યાજ કરે; ઘડીમાં પોતાની માની સામે જેમ તેમ બોલ્યા કરે, તો ઘડી પછી જસુને ઉધડી લ્યે ! ભગુભાઈ શેઠ બહાર ગયા કે ચંપકનું ચડી વાગે ! ભગુભાઈ શેઠે પોતાની બેઠક પોતાના આ મળામાં તદ્દન જુદી રાખી હતી. ભાડું વસુલ કરવા ઉપરાંત તે ધીરધારનો પણ થોડો થોડો ધંધો કરતા; ભાડું ઉઘરાવનાર એક ભય્યો, નામું લખનાર એક નાણાવટીઓ તથા ઘરકામ કરનારો એક ઘાટી, એ ત્રણ તેને

ત્યાં પગારદાર નેકર હતા. ભગુભાઈ પોતે ગર્ભશ્રીમંત નહોતા. એમણે આ બધું પોતાની આવડત તથા જાતિશ્રમ વડે પેદા કર્યું હતું. જેને જાતે પેદા કરવું પડયું હોય તે પછી ગેરવ્યાજબી ખર્ચ કરેજ નહિ. ભગુભાઇ પણ આ કારણને લીધે ઝીણવટથી ચાલતા. એમનામાં ફક્ત એજ અવગુણ હતો. તે લોભીત હતા. હીરા શેઠાણી પરણીને આવ્યાં ત્યારે ભગુભાઇની સ્થિતિ સાધારણ હતી; પણ તે પછી ભગુભાઈની સ્થિતિમાં ઘણું સારૂં પરિવર્તન થયું. ભગુભાઇએ આ બધો હીરા શેઠાણીનાં પગલાંનોજ પ્રતાપ માન્યો.

ચંપક આટલા વખત સુધી તો સાંજના ૫ વાગતા કે ઘરમાંથી બહાર નિકળતો; પણ હવે તે ત્રણ ને ચારની વચ્ચેજ નિકળી જતે. રાત્રે પણ મોડો આવતો. અગાઉ કદાચ તે નાટક જોવા જાય તો રવિવારેજ જતો અને સીનેમા પણ આઠ સાડા આઠની અંદર જોઇને ઘરમાં દાખલ થઇ જતો. હવે કોઇ વાતનો નિયમજ નહોતો રહયો. ભગુભાઈ શેઠ ચંપકનું આવું વર્તન જોઇને હવે સાવધ બન્યા. એમણે એક બે વખત ચંપકને પેઢીમાં બેસીને કામ શિખવાનું કહયુ પણ ખરૂં; ચંપકે તે તરફ લક્ષ આપ્યુંજ નહિં; તે પોતાના પીતાથી જરા તરા ડરતો હતો; પણ જ્યાં માતાનું હઠ બહારનું ઉપરાણું હોય ત્યાં પછી કોનું ચાલે. ભગુભાઈ પણ હીરા શેઠાણીની બીકને લીધે ચંપકને વધારે કહેતાં અચકાય. થોડા દહાડા તો ભગુભાઈએ પણ આંખ આડા કાન કરી રાખીને આ આંધળો કારભાર ચાલવા દીધો; પણ પછી તેનું ધૈર્ય ન રહયું.

"કેમ ચંપક ! પાછો પેઢીમાં ન આવ્યો ? હમણું તું કયાં જાય છે અને શું કરે છે તે કહીશ ? હવે તો મ્હોટો થયો. આ ઉમ્મર જયાં ત્યાં ટલ્લા મારવાની નથી. ચાલતો આવેલો ધંધો સંભાળવાની છે. હમણાં હું જોઉં છું કે તું રાતનો પણ મોડો થાય છે. અગાઉ તો નવની અંદર ઘરમાં આવી જતો. બાપુ ! આ મુંબાઇ છે. તું આમ મોડો વહેલો આવે એ પરવડે નહી જયાંસુધી તું ન આવ્યો હોય ત્યાંસુધી અમારો બેયનો જીવ ઉચાક રહે."

"ભાઈ ! આ વાત તો તારા બાપની સાવ સાચેસાચી છે હો ! એમ ન કરીએ દીકરા ! મુંબઇનું કામ બહુ કપરૂં છે. અમને કહે તો ખરો કે તું કયાં જાય છે ? એવા કોણ સોબતી મળ્યા છે કે તને આટલો બધો વખત રોકી રાખે છે ? મને તો તું જયાંસુધી ન આવ્યો હોય ત્યાંસુધી ઉંઘ પણ નથી આવતી હો !"

"હું કયાં રોજ મોડો આવું છું. બે ત્રણ વખત આવ્યો હોઈશ. અને શું મને મારો જીવ વહાલો નથી કે હું જયાં ત્યાં રખડતોજ હોઇશ ? તમે બધરાંઓ કેમ બપોરે બેસીને બે ઘડી વાતો વાતો કરો છો ? એમ હું મારા દોસ્તદારોને મળું અને કોઇવાર વધારે વાતોએ ચડયા હોઇએ તો થોડી વાર પણ લાગે!"

"એવા તારા દોસ્તારો છે કોણ ? અને તારે વાતો કરવાની પણ શું હોય ? એવી ફાલતુ વાતો કરવાનો વખત હવે જતો રહયો છે. તારા જેવડા દીકરા તો આખી પેઢીનો વહીવટ ચલાવે છે અને બાપની કાંધેથી કયારનું ધોંસરૂં પોતાને માથે લઈ લીધેલું હોય છે !" ભગુભાઇએ ચંપકને કહયું.

"હવે હવે મેલી દયો પંચાત. ચંપક તો ડાહ્યો છે. આજ નહિ માને તો કાલે માનશે. તમે પેઢીમાં જાઓ. હું એને કહું છું." હીરા શેઠાણીએ શેઠને ઠંડા પાડયા.

ભગુભાઈ મુંગા મુંગા પેઢી તરફ ચાલ્યા ગયા. ફરી હીરા શેઠાણીએ ચંપકને કહયું.

"ભાઇ! આટલા દહાડા અમે તને કશુંય કહયું નથી અને હવે કહેવું પડે એ ઠીક નહી. પોતે પોતાની મેળેજ સમજી જઇએ. આપણે વળી ભાઈબંધીઓ કેવી અને દોસ્તી કેવી? વાણીઆના દીકરાને પોતાની પેઢી અને પોતાનું કામકાજ. તું તારૂં સંભાળીશ તો તને કામ લાગશે."

એ તો બધું ઠીક; પણ પેઢીમાં બેસવાનું મને ગમતું નથી તેનું કેમ? મારાથી તો બા! એક ઠેકાણે બેસીજ રહેવાય નહિં. મારે હરવું ફરવું તો જોઇએજ. શું તું મને એમ કહે છે કે મારે એકલું ફરવું અને એકલું બેસવું? બે ત્રણ સાથે મેલાપી જોઇએ કે નહીં?

"મેલાપી મેલાપીમાં પણ ફેર છે હો! કોઈ કેવું માણસ હોય અને કોઈ કેવું માણસ હોય. હજી તારી બુધ્ધિ ક્યાં પાકી થઈ છે? બાળકની પેઠે અત્યાર લગી રમ્યો, જમ્યો અને હર્યો ફર્યો."

"મારે નશીબે હું એવો બન્યો તો એવો થયો!"

ભલે થયો ભાઇ! તારે લીધે અમે ઉજળાં! સો વરસનો થા. અમે તને મુકીને ચાલ્યા જઇએ!"

હીરા શેઠાણી આટલું કહીને અટકયાં. ચંપક પણ ત્યાંથી એકદમ ચાલતો થયો. જસુ નજીકમાં ઉભીને આ બધું સાંભળતી હતી. તે શેઠાણીની સમીપ આવીને ઉભી.

મોટાં બ્હેન! ચંપકભાઇ બહાર જાય આવે તેની ફિકર નહિ; પણ હમણાં એ રાતના કોઈવાર બહુજ મોડા આવે છે તે ઠીક નથી કરતા."

"એ આપણી નહિ, વહુનું કામ છે. મારૂં કે તારૂં નથી. એ આવશે ત્યારે બધું થાળે પડી જશે. જોત જોતામાં પરણ્યા પછી આ ત્રીજી વાર પિયર ગઈ. પંદર પંદર દહાડામાં એ હવે આવવાની. હુશિયાર બાઇરી હોય તો ધણીને ઠેકાણે લાવી શકે. એ જ્યાં સુધી અહીં હોય છે ત્યાં સુધી આપણો ચંપક કેવો સીધો થઇ જાય છે! એ જાય કે આગલો ચંપકજ નહીં. હવે એ અહીં આવે અને ઘરમાં પગ ખોડીને રહે એટલે જાણે ગંગ નાહયાં!"

"આ ત્રીજી વખત તો તેની માની માંદગીને લીધે ગઈ. નહિતર જવાનીજ ક્યાં હતી? બ્હેન! વહુ એ તો ડાહી હો! કેવું મજેનું લખે છે! માતાજીને હવે સારૂં છે અને હું થોડા દહાડામાં તમારી સફેી સેવામાં હાજર થઇશ."

"ગમે તેમ તો ખાનદાનની દીકરી છે. આપણો ચંપક તીખો તલવાર જેવો છે પણ તેનેય સાંચવી લે છે."

"હા બ્હેન એ વાત ખરી છે. ભલે તમે આપણા ચંપકને તીખો તલવાર જેવો કહો પણ નવનિધ વહુની આગળ તો તે એટલો નરમ બની જાય છે કે ન પુછો વાત!"

"એટલું પણ આપણે માટે સારૂં છે. નવનિધ પણ નશીબદાર તો ખરી. ધનવાનને ઘેર જન્મી અને ધનવાનને ઘેર આવી."

"કરીઆવર પણ ઘણો લાવી. આપણો હક નથી તોય હજી પણ થોડું ઘણું લાવવાની તો ખરીજ."

"લાવશે જ તો!"

હજી તો જસુ અમે હીરા શેઠાણીની વચ્ચે વાતચીત ચાલે છે ત્યાં તો પહેલે મજલે રહેનારી કમળા આવી. આ માળાને ત્રણ મજલા હતા. શેઠના વપરાસમાં ત્રીજો મજલો હતો. બાકીના બે મજલામાં ભાડુતો રહેતાં હતાં. આ કમળા કેળવા યલા પતિની કેળવાયલી પત્ની હતી. આ દંપતીને માળામાં રહેનારા સઉએ સુધરેલા જોડાનું નામ આપ્યું હતું.

"આવની કમળા! હમણાં તો ભુંડી ફુરકતીજ નથી! એવડું બધું શું કામ છે?" હીરા શેઠાણીએ કમળાને આદર આપીને બેસાડી અને જે પુછવા જેવુ હતું તે પુછયું."

"બા! હમણાં જરા કેટલુંક અંગ્રેજી લખવાનું હતું. આજ સેવા સદનનો વાર્ષિક મેલાવડો છે. તમે મને કહેલું કે તું જા ત્યારે મને તેડી જજે. જો અવકાશ હોય તો મારી જોડે આવો. અને જુઓ. જસુ બહેનને પણ દેખાડ. એમાંથી એમને તો ખાસ જોવા જાણવા જેવું ઘણું મળશે.'

"કેટલું મોડું થશે? જસુને તો રસોઇ કરવાની ખરી ના?'

"મ્હોટાં બહેન! આજ તો મારા બનેવીને સોમવાર છે. સવારની પુરી પુષ્કળ પડી છે. ચંપક ભાઇને માટે આવીને ચ્હા કરી આપીશ."

"મોડું શું ને વહેલું શું? બહુ તો બે કલાક. ચાર તો થયા છે. છએ તો ઘર આગળ પહોંચી પણ જઈશું." કમળાએ શેઠાણીના મનનું સમાધન કર્યું.

"બહુ સારૂં ત્યારે. રામા! એક વીકટોરીયા આન."

"જરૂર નથી. મ્હારા અનુપરામ કાકાની ગાડી આવી છે. એમાં આપણે જઇશું. એ તો ટ્રામમાં ગયા છે."

"ભલે ત્યારે."

રામાને ઘર ભળાવીને ત્રણેય નીચે ઉતર્યાં અને ગાડીમાં બેઠાં.

## પ્રકરણ ત્રીજું

ચંપક ચતુરા સાસરે આવી ધરની હોંસ;
પણ ત્યાં તો ઉર;અનુભવ્યો "પ્રાણનાથનો"રોષ!

ભગુભાઈ શેઠ અને હીરા શેઠાણીએ પોતાના એક વિશ્વાસુ માણસને નવનિધને તેડવા માટે ખાસ મોકલ્યો હતો તે નવનિધને તેડીને આવી પહોંચ્યો. નવનિધની

જોડે નવનિધના મહિયરનો એક બીજો માણસ પણ હતો. નવનિધ વહુ આવ્યાં. સાસુને પગે પડયાં. સાસુએ આશીર્વાદ આપ્યો સમ્રાજીએ પણ પોતાનો હાર્દિક હર્ષ પ્રદર્શિત કર્યો. નવનિધને ઘરનું કામકાજ કરવાનું તો હતું નહિ. તેણીનો વ્યવસાય વાંચવા લખવાનો, ભરવા ગુંથવાનો તથા પોતાનું શયનગૃહ શણગારવાનો હતો આ શયનગૃહ જે મજલામાં આ કુટુમ્બ રહેતું હતું તે મજલામાંજ એક જુદા ભાગના રૂપમાં હતું. તેનો દાદર જુદોજ હતો. નવનિધ ભણેલી હતી. તેણીએ પોતાના શયનગૃહમાં એક નાનું સરખું પુસ્તકાલય પણ વસાવ્યું હતું. તેણીને જો હજી બે વર્ષ મોડું પરણવાનું થયું હોત તો તેણી ભણવામાં ઘણી આગળ વધી ગઇ હેત; પણ નવનિધના નશીબમાં એવું લખાયલું નહોતું.

બાળલગ્ન અને બ્રહ્મચર્યના અભાવને લીધે આ દેશની કેટલે દરજ્જે દુર્ઘટ સ્થિતિ થઇ છે અને થતી જાય છે તે વિષે હવે વિશેષ કહેવા જેવું રહયું નથી. દુર્ભાગ્ય! આ દેશની અંદર જ્યારથી આઠ વર્ષો ભવેત ગૌરી વાળા શ્લોકનું સામ્રાજ્ય વ્યાપ્યું ત્યારથી આ દેશની જે અવનતિ થવા માંડી છે તે હવે જતી નથી પણ ઉલટી વધતીજ જાય છે. ધારો કે કદાચ ચંપક અધુરૂં ભણીને નિશાળેથી ઉઠી ગયો અને એવો બનાવ બનવામાં કોનો વાંક હતો એ રહસ્ય હવે સમજાવવાની જરૂર નથી; પરંતુ આ નવનિધનું શું? તેણીની તો વધારે ભણવાની ઉમેદ હતી તે કેમ અટકી? બાળલગ્નને લીધેજ. આ તો આપણે નવનિધની વાત કરી; પણ ચંપક જેટલી ઉમરના યુવકોને માટે? ચંપક ગર્ભશ્રીમંત હતો અને તેને ભણવાની ફરજ પાડનાર કોઇ હતુ નહિં; પરંતુ જેનો વિચાર વધારે ભણવાનો હોય છે તેવા તરૂણોનું શું? કાચી વયમાં પરણીને બ્રહ્મચર્યનો નાશ કરનારા અગર તો પરણવા પડેલા તુચ્છનું અનુકરણ કરનારાનું પરિણામ શું? દેશને બંધ બેસતી સંસ્કૃતિનુંજ ઠેકાણુ ન રહયું ત્યાં દેશની ઉન્નતિની વાતો કરવીજ મિથ્યા!

નવનિધ નીચે ઉપર ટેલ ટપ્પાં માર્યા પછી જમી. થોડીવાર સાસુ પાસે બેઠી. પોતાની માસીજી જમુની જોડે ટુંકે વાર્તા વિનોદ કર્યો અને પછી હળવેક મેડી ઉપર ચડી ગઇ. ચંપક ઉપરજ હતો. તે રીસાળ હતો. અને હઠીલો પણ હતો. લાડકો અને વળી અર્ધદગ્ધ કેવો હોય! તેણે નવનિધની સામે આડકતરી મીટ તો માંડી; પણ પછી આરામ ખુરશી ઉપર લાંબા પગ કરીને મુંગો બેસી રહયો. નવનિધ બોલવાનું મન તો કરતી હતી; પણ પતની પ્રસન્નતા વગર તેણી શી રીતે બોલે? અને શું બોલે? ભલે ઘરનો ઘાટી હોય કે જમુ હોય; તો પણ જે પ્રમાણે નવનિધ પોતાની મેડી ચોકખાઇ રાખે તેવી આ લોકો રાખે ખરા કે? તે વારંવાર પોતાના પતિ પ્રત્યે જોતી જાય અને મેડીમાં જે ફર્નિચર હતું તેને સાફ કરતી જાય! થોડીવાર પછી ચંપક જે ખુરશી ઉપર બેઠો હતો તે ખુરશીને સાફ કરવાનો વારો આવ્યો.

"જરા ઉઠોની! તમારી ખુરશી સાફ કરી દઉં. આ સામેની ખુરશી ઉપર

બેસો !" નવનિધે પતિને કહેવાનો લાગ સાધ્યો. "આ નથી બેસતો ! હું તો અહીંજ બેસવાને. ત્રણ વાર ગઇ અને ત્રણ વાર આવી ! આવી ત્યારે હાથમાં કપડાંનો કટકો લઇને મંડી ઝાટક ઝુટક કરવા ! તું નહેતી તો નહોતું ચાલતું ?"

"ન ચાલે શા માટે ? પણ જુઓ છો ને ! ફર્નિચર ઉપર ઝીણી ઝીણી રજ કેટલી ચોંટેલી છે ? આ કપડાંનો કટકો કેટલો ઉજળો હતો ? હવે તે કેટલો મેલો થઇ ગયો ! ઘાટીને શું ! એ તો વાસીદુ વાળીને ચાલ્યો જાય ! હું ના નથી કહેતી કે ફર્નિચરને સાફ નહિ રાખતો હોય; ઉપર ઉપરની ધુળ કહાડી નાખતો હશે; પણ ઘસી ભુસીને તો નહિજ. જરા ઉપર નજર કરો. છત કેટલી મેલી થઇ ગઇ છે ? આ હાંડીઓ અને આ વચલા ઝુમરના હાલ જોયા ?"

"આમ કરીને તારે મને આરામ ખુરશી ઉપર આરામ નથી લેવા દેવો કેમ ?"

"વહાલા ! આરામ લેવો હોય તો આ સામેના ખંડમાં પલંગ કયાં નથી ? અહીં શી ખામી છે ? આ આરામ ખુરશી કરતાં પલંગમાં આરામ સારો મળશે."

નવનિધ એકદમ પલંગ નજીક ગઇ. તેણીએ પલંગનું બિછાનું ફરીથી બિછાવ્યું. પલંગને સાફ પણ કર્યો.

"આવો હવે. ઘડી બે ઘડી લોટો"

ચંપક કાંઇ પણ બોલ્યા વગર પલંગમાં જઇને પડયો. નવનિધે આરામ ખુરશી સાફ કરવા માંડી. હાંડી અને ઝુંમર ઉપરની ધુળ પણ દુર કરી. ખુણે ખોચલે જે ઝીણો ઝીણો કચરો હતે. તે પણ કહાડયો. ચંપક તો પલંગમાં પડયો પડયો આ બધું આડી આંખે જોઇજ રહયો હતો. ઝાટક ઝુટકનું તથા કચરો પુંજો કહાડવાનું કામ પુરૂં થયું એટલે નવનિધે પોતાની ચોપડીઓ ફરીને નિયમસર ગોઠવવા માંડી. તે ગોઠવાઇ રહી એટલે તેણી તરતજ શયનગૃહમાં પેઠી. શયનગૃહને પણ અર્ધાજ કલાકમાં સાફસુફ કરીને ઝાકઝમાળ કરી મુકયું ! આટ આટલું જોયા છતાં પણ હજી ચંપક મીંઢો થઇને નવનિધની સામે ટગર ટગર જોતો જોતો પલંગમાં લાંબા પગ કરીને પડયોજ રહયો હતો. નવનિધ પલગ ઉપર ચડી અને ચંપકના પગ આગળ જઇને બેઠી. નવનિધે હળવે હાથે પગચંપી કરવા માંડી. ચંપકે પડખું ફેરવ્યું અને મોં ઉપર રૂમાલ રાખીને જાણે સુઇ ગયો કેમ હોય એવો ઢોંગ કયો ! નવનિધે એક કલાક સુધી આમને આમ ચલાવ્યું. વચ્ચે તેણીને ઝોલા પણ આવતાં હતાં. રસ્તાનો તેણીને થાક લાગ્યો હતો અને ઉજાગરો થયો હતો. તેણી આખર ચંપકના પગ આગળજ ઢળી પડી !

ચંપકને નવનિધ પોતાના પગ આગળ સુઇ ગઇ છે એવી ખબર નહોતી. તેને પણ નવનિધ જયારે પગચંપી કરતી હતી ત્યારે અરધી કલાક પછી ઘારણ વળ્યું હતું. થોડી વાર પછી ચંપકની આંખ ઉઘડી ગઇ. નવનિધને પોતાના પગ આગળ ઢળી પડેલી તેણે જોઇ. નવનિધનો જમણો હાથ તો ચંપકના પગ ઉપર હજી પણ પડી રહયો હતો. ચંપકે પોતાનો આ પગ હળવે હળવે સેરવી લીધો અને પલંગ ઉપરથી ઉતર્યો, તેણે મોં ધોયું. મસ્તકમાં સુગંધમય તે ઘાલ્યું.

તેલ પાણીનું મિશ્રણ પણ મ્હોંડા પર લગાવ્યું અને પછી ટુવાલથી ઘસીને તેને ઉજળું કર્યું. બે ભમરની વચ્ચેના ભાગમાં તેણે કાળી ટિપકી કરી. વાળ ઓળીને બરાબર ગોઠવ્યા. મોજાં ચડાવીને બુટ પહેર્યા. બપોરની ચ્હા તો તે ઘર આગળ પીતોજ નહોતો, મુંબઇમાં હોટેલની કયાં ખોટ છે કે તે બપોરે ઘરનો ચહા પીએ ? ઘરમાંથી નિકળ્યા પછી પરબારો હોટેલમાંજ ન જાય ? આજકાલ ઠામ ઠામ હોટેલની સેર છે. ગામડામાં પણ ભલે સાધારણ પણ એક બે હોટેલ તો ખરી ! અગાઉ આટલું હોટેલનું જોર નહોતું. મુંબઇમાં હોટેલજ હોટેલ ! કોઇ કોઇને તો માત્ર ચ્હા કાફીજ નહિં પણ ખાવાનુંયે હોટેલમાં ! જેવા જોઇએ તેવા સંગીઓ પણ હોટેલમાંજ મળી આવે. શહેરખબરઃ પાસે શહેરના ખબર પણ હોટેલમાંથીજ સંભળાય. ચંપકે રત્નાકર હિંદુ હોટેલને પસંદ કરી હતી. ઘરમાંથી નિકળ્યા પછી પરબારો તે ત્યાંજ જતો. અહીં તેને બહુ અને બહુના લાગતા વળગતા પણ મળી આવતા, અને તે ઉપરાંત બીજાની ઓળખાણ થતી તે જુદી ! ચંપક દાદર ઉતર્યો અને ત્યાંથી સપાટાબંધ નિકળી ગયો ! ચંપકના ગયા પછી નવનિધ જાગ્રત થઇ. તેણીને ખબર નહિ કે ચંપક ચાલ્યો ગયો છે. તેણી શયન-ગૃહમાંથી આગલી બેઠકમાં આવી. મો ધોયું અને લુછયું. પાણી પણ પીધું. જરા નિરાશ તો થઇ પણ તેણી હિંમત હારે તેવી નહોતી. આર્ય રમણીનો પતિ એજ પરમેશ્વર છે એ સંસ્કૃતિ તેણીના હૃદયમાં બચપણથીજ અંકાઇ ગઇ હતી, સચોટ ચોંટી ગઇ હતી. તે નિપુણ પણ હતી; પણ એ નિપુણતાનો ઉપયોગ તેણી ધર્મ અને નતિને માર્ગે કરતી હતી પરણ્યા પછી તેણી બે ત્રણ વખત ગઇ ને આવી; પ્રસંગોપાત તેણીએ પોતાના પતિના સ્વભાવ જાણી લીધો હતો; પણ આવો કડવો અનુભવ તો તેણીને આજના મંગલાચરણમાજ મળ્યો. નવનિધ પોતાના પતિના અંગના કરતાં હમણાં વધારે અસરળ જોયે. વિનોદની વાતો તો એક બાજુ રહી; પણ ચંપકે પોતાની સાસુનો પણ ભાવ ન પુછયો તેથી નવ-નિધ જરા ખોટું લાગ્યું; પણ ગમે તેમ તો અબળા પરાધીન રહી. એ બીજું શું કરે ? અગાઉ તો નવનિધ ચંપકને સમજાવી પટાવી પોતાનો કરી લેતી; પણ આજ તેમ ન બન્યું !

"પ્રથમ મિલનમાં ના મળ્યો, પતિ–આદર અવકાશ;
હળવે દાદર ઉતરી, નવનિધ થઇ નિરાશ."

નવનિધ નીચે આવી ત્યારે હીરા શેઠાણી નહોતાં, બીજે મજલે પોતાની ઓળખાણવાળી પાસે બેસવા ગયાં હતાં. ઘરમાં જસુજ હતી. જસુએ નવનિધનું મહોડું કાંઇક ઝાંખ મારતું જોયુ તરૂણ વિધવાઓને આવાં દ્રશ્યો કુતુહલ જેવાં જેવાં જણાય છે !

"કેમ વહુ ! ચંપકે તને કાંઇ કહયું ? તારૂં મહોડું આમ ઉતરી કેમ ગયું ? હોય, વહુ ! સંસાર છે. સંસાર નહિં પણ અસાર !"

નવનિધ પોતાની માસીજીને શો ઉત્તર આપે ? તેણી તો હોઠમાં ખોટું હસીને મુંગે મહોંડે ઉભીજ રહી.

"વિદ્યા, વય ને વર્ણનાં, ઘણાં કજોડાં થાય;
ગુણની હોય કજોડ તો, તે દુખ નહીં ખમાય"
"નાખે છે નિશ્વાસ બહુ, નવનિધ જેવી રાંક;
સહન કરે છે સેંકડો, વિધિનો કહાડી વાંક."

## પ્રકરણ ૪ થું.

અન્ય તણું સુખ જોઇને, ચટકો લાગ્યો ચિત્ત;
પોતાનું દુ:ખ જોઇને, જસુ થઇ ભયભીત !

સેવા સદનનું કામકાજ જોઈ આવ્યા પછી જસુ સેવાસદન તરફ બહુ ન હેતી ખેંચાઇ; પણ તેણી હીરા શેઠાણીની રજા મેળવી કોઇ વાર કમળાને ઘેર જતી આવતી થઇ હતી. કમળનો વર મોતીલાલ હાઇ કોર્ટ પ્લીડર હતો. પ્રતી માસે તે પોતના ધંધામાં ઠીક પેદા કરતો કમળા પણ અંગ્રેજી ભણેલી હેવાથી તેને મદદગાર થઈ પડતી. આ જોડું આ માળમાં એક સુખી જોડું ગણાતું. હીરા શેઠાણીએ અત્યાર સુધી જસુને એકલી ઘરની બહાર કહાડેલી નહી. હવે એમણે જસુને માટે આટલી ઢીલી દોરી મુકી હતી. હીરા શેઠાણી પણ સેવ સદનનું કામકાજ જોઇને ઘણાં રાજી થયાં હતાં અને રૂપીયા એકાવનની સહાયતા આપી આવ્યાં હતાં

જસુમાં હવે યુવાવસ્થાનો પ્રવાહ વેગમાં વહેતો થયો હતો. પેતાની બહેનનાં ઘરમાં ખાવા પીવાનું સુખ એટલે તેણીનું શરીર હવે ફાલવા માંડયું હતું. ધણીના મરણ પછી તેણી એક વર્ષ શોકમાં રહી. આ શોક તેણીનો બાલ્ય યુવાની વચલી અવસ્થા જેવો લાગ્યો હતો. વઇધવ્યનું ખરૂં દુ:ખ તો તે પછીજ તેણીને જણાવા માંડયું. હીરા શેઠાણીનાં ઘરમાં આવ્યા પછી તેણી પરાયું સુખ જોઇને પોતાને એવું સુખ નથી એમ સમજી લવ્યા કરતી હતી. આ બળતરા તેણીના મનમાં અમુક વખત સુધી રહી. હવે તેણી એમ મનવા લાગી હતી કે જે સ્થીતા પોતને પ્રાપ્ત થઈ છે તે સદાને માટે રહેવાનીજ છે. આ સબબથી તેણીએ પોતાના ભાગ્યને દોષ દઇને થોડીક શાન્તિ મેળવી હતી; પણ પાછું હમણાં તેણીના સ્વભાવમાં કેટલુંક પરિવર્તન થયું હતું. આમ થવનાં કરણો બે હતાં. એક તો તેણીની જુવાની ખીલી નીકળી હતી તે હતું, અને બીજું તેણીએ કમળાને ઘેર જવા માંડયું હતું. માળામાં ઘણા કુટુમ્બે તેણીએ નજરે જોયાં, જતાં આવતાં પુરૂષોને નીહાળ્યા. સ્ત્રીઓને પણ જોઇ. કોઈ કોઇ સ્ત્રીની જોડે સહજ વાતચીત પણ થતી.

જસુને કાંઇ વિધવાના સખત ધર્મો પાળવાના નડેતા. તેણી ખતી પીતી અને ભલે સાદું પણ શોભીતું પહેરતી ઓઢતી. તણીએ વેષ પણ નહોતો ઊતાર્યો માથા ઉપર કેશ એના એ હતા. બંગડીઓ કહાડીને તેણીએ હાથમાં સોનાની ગુજરી પહેરી હતી. કપાળમાં ફકત ચાંદલો ન કરતી. હીરા શેઠાણીની મરજીથીજ આમ બન્યું હતું. હીરા શેઠાણી પોતાની નહાની બહેનને વિધવાના વેષમાં જોવા રાજી નહોતાં.

કમળને ઘેર જસુ બે ત્રણ વખત તો જઈ આવી. મોતીલાલ તો પાંચ છની વચ્ચે ઘેર આવે. જે વખતે મોતીલાલ આવવાનો હોય તે વખતે જસુને રસોઈ કરવાનું હોય એટલે અત્યાર લગી જસુ મોતીલાલને નજરે પડી ન હોતી.

આજ રવિવાર હતો એટલે મોતીલાલ ઘર આગળ હતો. જસુ જેવી કમળને ઉંબરે ચઢી તેવોજ તેણીએ મોતીલાલને દીઠો. તેણી એકદમ સંકોચાઇ અને પાછી ફરી; પણ કમળાએ તરતજ હાથ પકડીને પોતાની પાસે બેસાડી.

"એમ આવીને પાછાં જાઓ એ સારૂં લાગે કે ? હીરા શેઠાણી મારાં મા છે, અને તમે મારાં માસી છો. તમારે એમનાથી શરમાવાનું કશું કારણ નથી."

"તું જેને માટે મારી આગળ વાત કરતી હતી તે આ બાઇ કે ? શું શેઠાણીનાં એ નહાનાં બ્હેન થાય ?"

"હા, એમનું નામ જસુ છે. એ પરણ્યા પછી તરત જ વીધવા બન્યાં."

"બહુજ ખોટું થયું. એમના ધણી શા દરદથી મરણ પામ્યા ?"

કમળાએ જસુને હળવેકથી પુછયું. કમળાએ ધીમે સ્વરે જવાબ આપ્યો.

"કહે છે કે ખેનમાં."

"શું ક્ષય ! અફસોસ ! આજકાલ આપણા ઉગતા યુવકોને ક્ષયજ લાગુ પડે છે !"

"અને આપણી ઉગતી યુવતીઓને ?" કમળાએ મોતીલાલને પ્રશ્ન પુછયો.

"એ પણ ઘણે દરજ્જે એમાંજ. હમણાં એક એવો હિસાબ બહાર પડયો છે કે પુરૂષ કરતાં દેઢ ગણી સ્ત્રીઓ મરે છે અને સ્ત્રીઓ કરતાં બમણાં બાળકો મરે છે."

"અરરર ! શું કહો છો ? એનું કાંઇ કારણ ?"

"એક નથી પણ અનેક છે, પહેલું કારણ બાળલગ્ન, બીજું નિર્વાહની ચિંતા, ત્રીજું ગજા ઉપરાંત અભ્યાસના બોજાનું, ચોથું દુરાચારનું, અને પાંચમું આપણી પરતંત્રતાનું."

"માફ કરજો. એક ભુલ્યા. તમે તો મને વારંવાર એમજ કહો છો કે આપણી કેટલીક અયોગ્ય રૂઢીઓએજ દેશનું સત્યાનાશ વાળ્યું છે. એ રૂઢીઓ કઈ?

"એ કથા લાંબી છે. અત્યારે ને અત્યારે કે'વાય તેવી નથી. પ્રથમ તો આ વિધવાઓનું ચીત્ર તું તારા મનમાં આળેખી લે ! કેવું વિચિત્ર છે ! સંસાર સુખના સવાલને હાલ કદાચ આપણે છોડી દઇએ; પરન્તુ એ જાતીની પરાધીનતા કેટલે દરજ્જે હદ બહારની અને અનિવાર્ય છે તેનો તું વિચાર કર. આ બધું રૂઢીનુંજ કનિષ્ટ પરીણામ છે. વિધવા એટલે ગુલામ. પીયરની ગુલામડી, સાસરાની ગુલામડી અને જેને આશરે રહેતી હોય તેની પણ ગુલામડી. બાળીનાં તો પુનર્લગ્ન થવાંજ જોઈએ.

જસુને કમળાએ પરાણે ખેંચીને પોતાની પાસે બેસાડી તો ખરી; પણ તે જયારથી બેઠી ત્યારથીજ ઉઠું ઉઠું કરતી હતી; પણ તેણી તેમ કરી શકી નહિ.

જ્યારે વિધવાઓની વાતો ચલવા માંડી ત્યારે તેણીને ઘણો સંકોચ થયો. તેણી એકદમ ઊઠીને ઉભી થઇ; ચીકમળાએ તેને બેસાડવાનો યત્ન તો કર્યો; પણ તેણી વેગમાં ને વેગમાં ત્યાંથી નીકળી ગઇ !

"જમુને ખોટું તો નહી લાગ્યું હોય ના ? તમે કેવા કે વિધવાઓની જ વાત ક્હાડી બેઠા ?" કમળાએ પોતાના પતિને પુછ્યું અને તે સાથે થોડોક ઠપકો પણ આપ્યો.

"મેં ક્યાં એ બાઈને ઉદ્દેશીને આ વાત કરી છે ? તેં મને રૂઢીના સંબંધમાં પુછ્યું અને મેં તેનો ટુંકમાં તને જવાબ આપ્યો હું એમ નથી કહેતો કે રૂઢીનું આ એકજ શોકજનક દ્રષ્ટાંત છે. બીજાં પણ ઘણાં છે. એ હું તને અવકાશે સમજાવીશ."

"કેટલુંક તો હું સમજીનેજ બેઠી છું. હા, એટલી વાત ખરી કે તમારા જેટલું તો નહિંજ. તમારા અભ્યાસની આગળ મારો અભ્યાસ શી ગણતીમાં ? તમે વળી રહયા સુધારાના સાથી. મને મારા જન્મદાતા ઉત્તમ વિચારના મળ્યા કે જેથી હું ભણી–મને મ્હોટી વયે પરણાવી એ પણ એમનોજ ઉપકાર."

"અને મારો નહિં કેમ ? મેં એક વર્ષ લંબાવ્યું એ વાતજ ભુલી ગઈ ? અને અહીં આવ્યા પછી મેં તારો અભ્યાસ વધારવામાં મદદ નથી કરી ? તારૂં અંગ્રેજી ક્યાં પાકું હતું ? જેમ તેમ કરીને પાકું મેં કરાવ્યું."

"શું હું અંગ્રેજીમાં પરિપક્વ થઇ છું ? સ્વભાષામાં હજી હું જોઈએ તેવી નીપુર્ણ નથી થઇ તો અંગ્રેજી જેવી પરભાષામાં તો કેમજ થઇ શકું ?"

"એટલુંજ હું જાણવા માગતો હતો. તું પોતાને જ્યાં સુધી અપુર્ણ સમજે છે ત્યાંસુધીજ મને તારી વધવાની આશા છે. હું જોઉં છું કે તને નવું નવું જાણવાની ઈચ્છા છે. આ ઇચ્છાએજ તને વધારી છે અને હજી પણ તું વધી શકીશ. જેને જેની ધુન લાગે છે તેમાં તે આગળ ચાલી શકે છે. જ્યારે તારા મનમાં અભિમાનનાં અંકુરો ફુટશે ત્યારે જેટલું તેં મેળવ્યું હશે તેટલું પણ પછી નહિ રહે."

"આ તમારો અનુભવ સાવ સાચો છે. જેને આપણે છોડીએ તે આપણી આગળથી ખસી જાય, દરરોજ હું બે કલાક અંગ્રેજી વાચું છું અને તમારા અસલ લખાણ પરથી તેની અંગ્રેજી નકલો તઇયાર કરૂં છું તો મ્હારૂં અંગ્રેજી જ્ઞાન વધતું જાય છે."

"એ રસ્તો બતાવનાર તો હું કે કોઇ બીજો ?"

"તમે, તમેજ. તમે મ્હારામાં ઉત્સાહ પુર્યો, અને આ પદ્ધતી પણ તમેજ મને શીખવી."

"એ તો કમળા ! માર્ગદર્શક તો મળે પણ તે માર્ગે ચાલનારા પણ જોઈએ ના? પણ સાંભળ. હજી ત્હારે થોડુંક બીજું યાદ રાખવાનું છે. અંગ્રેજીની રઢમાં ગુજરાતી ન ભુલતી હો."

" કેમ ભુલું ? એક કલાક સુધી એ પણ વાંચું છું મને હમણાં જે નવી ફેશન માં માસીકો નીકળે છે તે બીલકુલ નથી ગમતાં. એમાંથી મને સંગીત તો નથીજ મળતું. નર્યાં ટાયલાં જેવુંજ જણાય છે. અલબત સત્યની ખાતર મારે કહેવું જોઈએ કે એક બે માસીકો હજી ઠીક નિકળે છે; પણ એમાંય ક્યાંક ક્યાંક તો મને નિરર્થક જેવુંજ દેખાય છે. ગઈ કાલે મનહરલાલની વહુ ગૌરી અહીં આવી હતી. તે હરગોવીંદદાસ કાંટાવાળાનો સંસાર સુધારો વાંચવાની મને ભલામણ કરી ગઈ છે. "

" ગોરી શાણી ખરી. એ પણ ગુણગ્રાહક અને ચીવટવાળી છે હો ! આ તેં ઠીક સંભાર્યું. મારે જે કહેવાનું હતું તે એ ગ્રંથજ તને કહેશે. મારી કડકુટજ મટી ગઈને ! હરગોવનભાઈ લાંબા વખતના અનુભવી અને ઘડાયલા છે. એમના વીચારોને માટે મને માન છે."

" એમ હોય તો પછી ઢીલ કરવાનું કારણ નથી. "

" શુભસ્ય શીઘ્રમ આવતી કાલેજ એ ગ્રંથ તારા હાથમાં આવી પડે તો કેમ ? પ્રધાનને કાંઈ ના પડાય કે ?

" તમારી કૃપા છે તો ઘણુંજ છે. "

" તારામાં લાયકાત છે તો મારી કૃપા છે. અને કમળા ! ગમે તેમ તો આપણે પતી પત્નીના સંબંધથી સંકળાયલા છીએ. આપણો આ સંબંધ પુર્વનો છે, આમાં કોઇ કોઈની ઉપર મહેરબાની કરતું જ નથી. એક બીજાં એક બીજાં પ્રત્યે માત્ર ફરજ જ બજાવે છે. આપણું આ પરસ્પરનું કર્તવ્ય આપણે માટેજ છે. જે કર્તવ્ય વીમુખ થાય છે તેને તેની શીક્ષા મોડી કે વહેલી મળે છેજ. કુદરતનો આ એક અચળ નિયમ છે. તેને ચલાયમાન કરવા કોઇ સમર્થ નથી; અલબત આપણે બગડેલાને સુધારી શકીએ; પણ તેને માટે સારો સંયોગ જોઈએ. "

આટલો ઉહાપોહ થયા પછી મોતીલાલ બહાર ગયા અને કમળા ઘર કામમાં વળગી.

## પ્રકરણ ૫ મું.

ચોગામાં ચંપક મલી, ગયો મિત્રને ઘેર;
ત્યાં તેણે તો અવનવી, દીઠી લીલા લ્હેર !

ચંપકનું દિલ બલુ અને તેની પાછળ ચાલનારામાંજ લાગ્યું હતું. ચંપક ઘરની કેટલીક વાતો પણ બલુની આગળ કરતો હતો. રાતના બે ત્રણ વખત પોતે ઘર આગળ મોડો આવ્યે અને પોતાના પિતાએ પોતાને તે બાબતનો ઠપકો દીધો તે વાત પણ તેણે બલુની આગળ કરી હતી અને તે ઉપરાંત મારી વહુ તેણીને પિયેરથી આવી છે એટલે મારાથી રાતના આઠ કે નવ પછીનો સમય તમારી જોડે રહીને કહાડી શકાશે નહિં, એમ પણ કહયું. આ શિવાય તેણે આટલું પણ ઉમેર્યું કે, મારા વિના મને પેઢીમાં એકલાનું કડે છે. બલુએ આ ત્રણે કથનો ચંપકને મ્હોડેથી ધ્યાન દઈને સાંભળ્યા હતા. બલુને તો પોતાને

માટે ચંપકના મનમાં પુરેપુરો વિશ્વાસ ઠસાવવાનો હતો. તે તત્કાળમાં પોતાની મતલબ સાધવાની પેરવી કરતો નહિ. તેણે હજી ચંપકની પાસેથી રાતીપાઇ પણ નહોતી લીધી. પોતે જે લોકોને સાધેલા હતા તે લોકોને તે પોતે આપતો અને પોતાનો હાંખરો દેખાડીને થોડું ઘણું ચંપકની પાસેથી અપાવતો. ચંપક આ વખતે થોડો સ્વતંત્ર હતા કે તે કોઈને મહોટી રકમ આપી શકે ? ભગુભાઈ તો ચંપકને ધારો કે દર મહિને પાંચ દસ રૂપિયા આપે અને તો ખુદ હીરા શેઠાણી તેને બીજા પચાસ સાઠ સુધી આપતાં હતાં એટલે ચંપકનું ખીસ્સું જરા ગરમ રહેતું હતું. આ ગરમાઈ પણ અઠવાડિયા પખવાડીયામાં એ સામટી બલુ શિવાયના બીજાને આપવામાં નિકળી જતી હતી.

બલુ ચંપકને મેળવી લેવા અને પોતાનો બનાવવા માટે પોતાના તરફથી અત્યાર લગી સો સવાસોને આંકડે પહોંચી ગયો હતો; પણ આ રકમ તેને જણાય તેવી નહોતી. આથી વિશેષ પણ તે ખર્ચી નાંખે તેવો હતો અને એવો તેની પાસે યોગ પણ હતો. પોતાના બાપનાં મરણ પછી આ પ્રકારના તેણે બે ત્રણ શિકારો તો માર્યા હતા અને તેમાં તે ફાવ્યો હતો. આ વિદ્યા તે પોતાના બાપની પાસેથી શિખ્યો હતો એનો બાપ પણ ગર્ભશ્રીમંતને ખોળતો અને દાવ આવે ત્યારેજ સોગઠી ભાંગતો.

ચંપકે બલુને જ્યારે એમ કહ્યું કે હું રાતના મોડે સુધી હવે તારી સાથે ફરી શકીશ નહિં, ત્યારે બલુએ તેને તે વખતે કશો ઉત્તરજ નહોતો આપ્યો. સાંભળેલું ગળી ગયો હતો. આજ ચંપકને તેણે કહ્યું.

" ચંપકભાઈ ! તમે તો નવીન વાત કરો છો પણ મારો વિચાર એવો છે કે દીવે વાટ ચડે કે તમારે ઘરમાં પેસી જવું. પેઢીમાં પણ બેસવું અને શેઠ જેમ કહે તેમ કરવું. તમે મારી જોડે હરતા ફરતા હો અને વળી ઘર આગળ મોડા થતા હો તો તમારા બાપુ શું ધારે ? એમાંથી કોઇ દહાડો કારણ વગરના અમારા જેવાને પણ છાંટા ઉડે. " બલુએ પોતાનો અભિપ્રાય સ્પષ્ટ કરી દીધો.

" જોયું ચંપક ! બલુભાઇ કેટલા નિખાલસ છે ! આવી શિખામણ કોણ આપે ? " બલુના સંગી ભવાનીએ બલુની પ્રસંશા કરી.

" શું ભવાની ! બલુભાઈ પોતેજ આવા લાયક છે અને બલુભાઈની મા પણ શું ઓછાં હેતાળ છે ? બલુભાઇના વડુનું તો પુછવુંજ ન થાય. " નંદલાલે ભવાનીના બોલવાને ટેકો આપીને તેની મા અને વહુનાં પણ વખાણ કર્યાં.

" આજ તો નંદલાલ ! આપણે ચંપકને ઘેરજ તેડી જઇએ. બહુ વાર કહ્યું હશે પણ આવતોજ નથી. " બલુએ પરોક્ષ નંદલાલને કહ્યું.

" શું ચંપકભાઈ ન આવે એમ ? હેં ચંપકભાઈ ! તમે શું ન આવો ? બલુભાઈનું ઘર તો જુઓ. જ્યારે દોસ્તી થઈ ત્યારે એમ જુદાઈ શા માટે રાખો છો ? " નંદલાલે ચંપકને બલુને ઘેર તેડી જવાની આ યુકિત કરી.

" મારે ઘેર પ્રથમ બલુ અને તમે આવો તે પછી હું આવું. "

" ચંપકભાઈ ! તમારે ઘેર આવવાનું અમારાથી હાલ તો નહિં જ બને. ઉલટો અમારે માટે શેઠ શેઠાણીના મનમાં શક પેદા થાય તમે મારે ઘેર આવો તેની હરકત નહિં; કેમ કે મારે ત્યાં તો મારા દોસ્તદારો કદાચ આવે તો તે ખુશીથી આવી શકે તેમ છે. મારાં ઘરનાં માણુસો મારા બાપના વખતથીજ ટેવાઇ ગયાં છે. તમે એક વખત આવીને અનુભવ કરો. જો તમને ઠીક લાગે તો ફરી આવજો; નહિંતર ન આવતા !

" કહેવા વાળા કરી રહયા. બલુભાઈ તમે આ ખરૂં જ કહયું " ભવાનીએ સાક્ષી આપી.

" ચંપક આથી પીગળ્યો અને ચાલાક બલુએ ચંપકના ચહેરા ઉપરથી ચંપકની મરજી જાણી લીધી. તેણે ભવાનીને ઈશારો કર્યો. અને ભવાની એકદમ બલુને ઘેર પહોંચ્યો. બલુ, ચંપક અને નંદલાલ વિકટોરિયામાં બેઠા. બલુએ એક એક ઠેકાણેથી ફ્રૂટની પેટી લીધી અને બીજે ઠેકાણેથી ખાજલાં, મગની તળેલી દાળ, કચોરી વગેરે લીધાં, બલુએ આ રીતે લગભગ એક કલાક વીતાડયો અને તે પછી વીકટોરીયાને પોતાના ઘર ભણી લેવડાવી. બલુએ વીકટોરીયાવાળાને ભાડુ આપ્યું અને તે આ બેઉને સાથે લઇને પોતાની બેઠકમાં આવી પહોંચ્યો.

ચંપક તો બલુની આ બેઠક જોઈને તાજુબ થયો. બેઠકમાં ફરનિચર તો ખપ જેટલું હતું પણ જે હતું તે વ્યવસ્થા પુર્વક હતું. જાણે કેમ ગઈ કાલેજ નવું લાવીને રાખ્યું હોય એવું તેને જણાયું. હજી તો ચંપક આવીને ખુરશી ઉપર બેઠો ત્યાં તો પુરી, બટાટાનું શાક, સગી, ચ્હાના પ્યાલા તથા ચેવડાની રકાબીઓ એ સઘળું ગોઠવાઇ ગયું.

'કેમ, સારા છો ? મારા બલુએ મને બહુવાર કહેલું કે ચંપકભાઇને હું કહું છું તોય આવતા નથી ? આજ આવ્યા એ શું કર્યું. અમે માણસના ભુખ્યા છીએ હો ! સારા માણસનાં અમારા જેવાં ગરીબને ઘેર પગલાં કયાંથી ?' બલુની માએ વિવેક કર્યો.

બલુની વહુ બેઠક સામેના દિવાનખાનામાં અહીંથી તહીં અને તહીંથી અહીં ફરતી હતી. એક બે વખત તેણી દુરથી ચંપકને પોતાનું મહોડું દેખાડીને શોઝલવાયું કરી ગઇ ?

'આ બધું કોણે તઇયાર કર્યું?' ચંપકે ખાતાં ખાતાં બલુની માને પુછયું.

'બીજું કોણ કરે ? બલુની વહુજ તો ! મારી આંખે હવે બરાબર દેખાતુંજ નથી !'

'બહુ સ્વાદિષ્ટ બનાવ્યું છે.'

'તમને ગમ્યું એટલે હાંઉં ! અમારે દુધથી ઉજળું શું ? આ કાંઈ અમારે મન નવી નવાઈ નથી હો ! બલુના બાપની વારથીજ આવું ને આવું ચાલ્યું આવે છે. બલુની વહુને આવું બહુ વખત કરવું પડે એટલે તેનો હાથ બેસી

ગયો છે. એકવાર જમવા આવો તો વહુનો હાથ કેટલો મીઠા છે તેની તમને ખબર પડે !

'ભલે તમારૂં મન રાખશું; પણ મને અચંબો તો એ થાય છે કે તમે થોડા વખતમાંજ આ નિપજાવ્યું કી રીતે ?' ચંપકે ફરી પુછયું ?

'આ તો એમ સમજો કે હજી વધારે વાર લાગી છે. નહિં તો મારી વહુ એક કલાકમાં આઠ કે દસ વાનાં પંદર માણસ ધરાઇને ખાય એટલાં નિપજાવે !'

બન્નેએ ખાઈ લીધું અને હસ્ત તથા મુખ પ્રક્ષાલન કરીને મુખવાસનો પણ ઉપયોગ કર્યો.

'ચંપકભાઈ જરા ચાલો મારી જોડે. જુએ આ દિવાનખાનું. આ નહાવાની ઓરડી. આ રસોડું અને આ બલુને સુવા બેસવાનો નોખો ઓરડો.' ચંપકને બલુની માએ દેખાડયું.

ચંપક તો છકજ થઇ ગયો. બલુની વહુએ કમાડ આડે ઉભીને પાછું ચંપકને મ્હોડું દેખાડયું ! ચંપકને તો તેણી અતિ શરમાળ તથા કોઈ ખાનદાનની દીકરી જેવીજ જણાઇ ! બલુની વહુમાં આવી અનેક કળાઓ ભરી હતી. તેણીએ અત્યારે ઝગઝગતાં નહિ પણ આકર્ષક વસ્ત્રો પહેર્યાં હતાં. જો કે સાદાં હતાં પણ તેણીનો પહેરવાનો મરોડ કાંઇક અનેરો હતો ! તેણીએ જે ચણીઓ પહેર્યો હતો તેની કોતરેલી ઝાલર બહાર દેખાતી હતી. પોલકું પણ ઠસ્સોઠસ હતું અને ઓઢેલું ગવન એટલું બારીક હતું કે તેમાંથી તેણીનું અંગોઅંગ દેખાઇ આવે !

બલુની આ બીજીવારની બૈરી હતી. તેણીની ઉંમર અત્યારે અઢાર ઓગણીશની તો ખરી. બલુને પહેલીવારની બૈરી ગમતીજ નહોતી. તે આમેય બીજી કરવાનો હતો ત્યાં તો એ બિચારી વચ્ચેજ ચાલતી થઇ અને દુઃખમાંથી છુટી. પહેલીવારની બૈરી જોડે બાપની હઈયાતીમાંજ બલુ પરણ્યો હતો. જેમ માબાપની મરજીથી સામાન્ય રૂઢીને આધારે છોકરો છોકરી વરે પરણે છે તેવુંજ બલુનું આ પરણેતર હતું; પણ આ બીજીને તો બલુ પોતાની પસંદગીથીજ લઈ આવ્યો હતો. બલુની આ નવી વહુનું મુળ નામ મીણી અગર મીણા હતું. અહીં મીણાથી મેના થઈ હતી. આ મીણાનો કંઠ મેના જેવો મધુર હતો. તેણી ગરબા ગાઇ જાણતી હતી તેમ ગવરાવી પણ જાણતી હતી. તેણીનો લટકો અજબ હતો. જ્યારે તે કુદતી ફરતી ત્યારે તેણીની જોડનાં બઈરાંઓને પણ આશ્ચર્ય ઉપજતું. તેણીનો લ્હેકો તથા હાવભાવ આકર્ષક હતાં. તે રૂપાળી અને નમણી તો હતીજ; પણ તે સાથે તેણીનો ભભકો ઓરજ હતો. તેણીનું શરીર હરફરથી ટેવાઇ ગયું હતું. તેણી ચંચળ પણ હતી અને ભલભલાને એકજ આંગળીએ નચાવે તેવી હતી ! પાડોશીઓમાંના કોઈ કોઇ તેણીને તાયફાનું નામ આપતાં.

બલુની માએ પોતાની જુવાનીમાં નહિં એટલા પ્રાપંચિક ખેલ ખેલ્યા હતા. બલુનો બાપ પોતાની આ ધરવાળીને મિત્ર જેવીજ માનતો જ નહોતો. તેણે

તેણીને કુહાડાના હાથા સમાન કરી મુકી હતી. બહુના બાપે બહુની માની મદદથી ઠીક ઠીક ધન પેદા કર્યું હતું. એ ત્રણેની તો આ લોકોએ થ પણ પણ ઓળવી હતી. બહુના બાપની એટલી ખુબી હતી કે તે જીવ્યો ત્યાં સુધી કાયદાની ગુંચાળમાં નહોતો આવ્યો. બહુનો બાપ પોતાની ઘરવાળીનો ભડવો હતો એમ તો કહેવાય નહિ. એવો તો કોઇકજ હોય કે જે પોતાની બઈરીની છચોક ભડવાઈ કરે! હા, એટલું ખરૂં કે બહુના બાપે પોતાની આ ઘરવાળીને પારકાને વિશ્વાસમાં લઈને ધન હરવાના પાઠો શિખવ્યા હતા અને એ પાઠોને આધારે કદાચ તેણીએ ગુપ્ત યોગો સાધ્યા હોય તો કોણ જાણે! બહુની માને આપણે ખેલાડુનું નામ આપી શકીએ ખરા પણ તેણીને વ્યભિચારિણી તો નજ કહી શકીએ. આ બહુની વહુ મેના પણ ત્રણ વર્ષમાં પોતાની સાસુની દોરવણીથી કોઈને જાળમાં ફસાવવાનું શીખી હતી અને તેમાં તેણી પાવરધી બની હતી; પણ ગ્રહસ્થના પાડોશમાં રહીને કોઈની હિંમત વેશ્યાવાડો બનાવવાની તો નજ ચાલે. ધારો કે મેના વહુનો પહેરવેશ આછકડો હતો અને તેથી તેણીને કોઇ કોઇ તાયફાને નામે ઓળખે. પણ મુંબઈ જેવાં મ્હોટાં શહેરોમાં આવાં અછાજતાં વસ્ત્રો પહેરનારીઓ આપણી નજરે ઘણી પડે છે. પણ તેથી આપણે તેઓને બહારચઢલી તો નજ કહી શકીએ. મેના જરા પોતાની આ પરંપરાને લીધે કદાચ હદબહાર ગઈ છે એમ આપણે સમજીએ તો પ્રત્યક્ષ સમજી શકાય તેમ છે; પરંતુ તેણી બગડેલી હોવી જોઈએ અગર છે એમ કહેવું એ આપણું અત્યારે તો સાહસજ ગણાય. આવનારનાં મનનું અમુક પ્રકારે આકર્ષણ કરવું અને તેની પાસેથી લાગ આવ્યે ધન હરી લેવું એ તો આ કુટુંબનો પેશો હતો અને એને અવલંબીને આ ત્રિપુટી વર્તતી હતી.

બહુ, ચંપક, ભવાની અને નંદલાલ અહીંથી પરવારીને દાદર ઉતર્યાં અને એમાંના ભવાની વગરના ત્રણે પરબારા ભાડુતી વિકટોરિયામાં બેસી ચોપાટી ઉપર ગયા. ભવાની પોતાના ઘર તરફ વળ્યો.

## પ્રકરણ ૬ ઠું.

મનમાં માંડયો આવવા, જમુને જમુનો ખ્યાલ;
પુછનાર પણ ના મળે, જમુને જમુના હાલ!

જમુ જ્યારે પરણી ત્યારે પણ તેણીના ધણીને ઝીણો ઝીણો તાવ તો આવતોજ હતો. આ સળો તેના માબાપના મૃત્યુ પછી ચિંતાને લીધે પેઠો હતો. આ દેશની અંદર બારીક નજરે કોણ કોઈનો ભાવ પુછે છે કે પરણનાર અગર પરણનારી તંદુરસ્ત છે કે બીમાર? અને ઝીણી ઝીણી માંદગીને કોણ જાણી શકે? વળી આપણી રૂઢીઓ કેટલી સજજડ છે? એકવાર સગપણ થઈ ગયું એટલે બંધન થઈ ચુકયું! વર કન્યાનાં સગાં પણ ક્યાં કાચાં હોય છે કે તેઓ પરણનાર કે પરણનારીનાં શરીરની બારીકમાં બારીક તપાસ કરવા દયે?

કોણને કોની પડી છે કે લગ્નની ગાંઠમાં જોડાનારના ભાવીનો તે વિચાર કરે? અહીં પરસ્પરનું ભલું કરવાનો પ્રશ્ન તો રહેતોજ નથી. માત્ર આજનો રહે છે.

જસુનો વર પરણતી વખતે હરતો, ફરતો, ખાતો પીતો તથા ક્યાંક ધક મારીને કામ પણ કરતો હતો. એક બે વખત હીરા શેઠાણીને કાને જસુના વરની કાપલીનો અવાજ આવ્યો હતો પણ તે તેણીએ પણ જાણ્યું અજાણ્યું કરી નાંખ્યું હતું. જસુ પરણી અને તેનો વર બે ત્રણ મહિના સુધી સાજો માંદો ચડીને પરણે ચાલ્યે. પણ ખરે; પણ પછી તરતજ તેના ગુડા ગળ્યા અને તે પથારી વશ થયો જસુ તો હજી સંસારની બારીમાં પ્રવેશ કરે છે, હજી તેણીની બાળ ચેષ્ટા ગઈ નહોતી પરણ્યા પછી એકજ મહિનો તેણી સાસરે રહી. આટલા ટૂંક સમયમાં તેણીએ શું જોયું ને શું અનુભવ્યું? વરના શરીરમાં તાવની ધગશ જોઈ. કોઇવાર તાવ આકરમણનો આવી જાય અને કોઈ દિવસ સાવ અદ્રશ્ય પણ થઇ જાય! ડોકટરે મેલેરિયા કુટી પાડયો! એક ભત્રો પાડોશી પોતાના ઓળખીતા કોઈ ઉંચી ડીગ્રીવાળા ડોક્ટરને લાવ્યો. તેણે લોહી તપાસ્યું. તેમાં ક્ષયના જંતુ જણાયાં. માબાપથી વિમુખ થયેલી અને થોડા વખત પરાન્નથી પોષાયેલી જસુને તેણીના ધણીએ બોલાવી લીધી. જસુ તો આવો અચાનક બનાવ જોઈને ભયભીતજ થઇ ગઇ! તેણીનાં મસ્તક ઉપર દુઃખનું મોટું ઝાડ ઉગી નીકળ્યું. તેણી તો એટલુંજ જાણતી હતી કે ઝીણો ઝીણો કોઇ કહાડો તાવ આવી જાય છે તે મટી જશે; પણ આ તાવ તો જીવલેણ નીકળ્યો. જસુને પતિ પ્રત્યેના કર્ત્તવ્યની કેટલી ગમ પડે? તેણી જ્યારે પરણીને પહેલ વહેલી સાસરાનાં ઉંબરામાં આવી ત્યારેજ બાધલી બની ગઈ હતી! તેણીએ એક માણસને જવા કહીને હીરા શેઠાણીએજ પોતાને ઘેર તેડાવી લીધી. જેમ પાંજરામાં પડેલી પોપટડી છુટે તેમ તેણી છુટીને આવી તો ખરી; પણ તેણી થોડા થોડા ખેદમાં તો રહેતીજ હતી જ્યારે હીરા શેઠાણી ઉપર જસુના વરનો કાગળ આવ્યો ત્યારે સૌને એક સરખો સંતોષ થયો, હીરા શેઠાણી રોવાજ લાગ્યાં. જસુ તો આ બધું શોકાતુર ચહેરે જોઈ રહી. હીરા શેઠાણીએ એક માણસને જસુની જોડે મોકલ્યો અને તેની ગાંઠે સો રૂપિયા બંધાવ્યા.

જસુના વરનો ક્ષય વેગવાળો હતો. મોકલેલો માણસ પણ ત્યાંજ રહ્યો. જસુના વરની ફોઇ પણ આવી હતી તે બિચારી ગરીબ હતી. સઉ સાથે મળીને જસુના વરની ચાકરી કરતાં. સો રૂપિયા તો ચટણીની પેઠે વપરાઈ ગયા. હીરા શેઠાણીએ બીજા અઢીસો મોકલ્યા! છેવટ કમનશીબ જસુનો નાથ સ્વર્ગે સંચર્યો! જસુ એકલી અટુલી બની ગઈ. હીરા શેઠાણી લોકાચાર કરવા આવ્યાં અને જસુને પોતાની જોડે લીધી. ઘરને તાળું દેવાયું!

જસુ ત્યારથી અહીંજ છે. હીરા શેઠાણી તેણીને બહાર જવા દેતાં નહિ. કોઇવાર પોતાની જોડે લઇ જતાં. જસુનો આટલો વખત તો આવી રીતે હાડમારી તથા પરતંત્રતામાં વીત્યો. કમળાની પાસે આવંજાવ થયા પછી અને

આસપાસનાં સુખી દ્રશ્યો જોયા પછી તેણીનું હૃદય ઉઘડયું હતું. તેણીને અહીં કશુંય દુઃખ નહોતું. હીરા શેઠાણીને ત્યાં ખાનપાનની સામગ્રી તો માગે વાંચ્છે તેવી મળે. જસુને તો ઘરનું કેટલુંક કામ પણ કરવું પડતું. તેણીને ભુખ સારી લાગતી અને તેણી જે ખાતી તે તેણીને પચી જતું.

જસુમાં ઉત્તરોત્તર લોહી અને રૂપ વધતુંજ ચાલ્યું. તેણી ઘઉં વર્ણી હતી અને તેણીનો ચહેરો પણ મારકણો હતો. તેણીની આંખો લંબગોળ હતી અને તેણીનું નાક અણીયાળું સુંદર હતું. તેણીને હવે નહોતું રહયું રોવાનું કે હસવાનું! પતિનું સુખ તો તેણીએ જોયુંજ નહોતું. હા, એટલું ખરૂં કે તેને તેણી કોઇવાર યાદ કરતી; પણ પોતાના કપાળ ઉપર હાથ ઠોકીજ. આવી ચેષ્ટા તો તેણી જ્યારે ઘરમાં એકલી હોય ત્યારેજ કરતી એક વખત નવનિધે તેણીને આવું કરતાં જોઇ હતી. તે પછી તેણી ભાગ્યેજ આ પ્રકાર આચરતી.

કમળાનો મેલાપ થયા પછી અને મોતીલાલના મુખમાંથી વિધવાઓના સંબંધમાં ઉદગારો સાંભળ્યા પછી તેણીએ સંકટના વાદળાંમાં એક ઝીણામાં ઝીણો રૂપેરી દોરો દીઠો! તેણી જ્યારે નવરી પડે ત્યારે મનને ઘણું વાળે; પણ પાછું તેણીની સામે એનું એ ભુત ઉભું રહે! શું મોતીલાલ ભાઇએ મારા જેવી વીધવાઓને ગુલામડી કહી! ખરેખર એમનું કહેવું સાવ સાચું છે. ઘણુંય આ મ્હારી પામતી પહોંચતી બહેનનું ઘર છે! તો પણ હું તો અહીં ગુલામડી જેવીજ છું! સોહામણ પોતાના પતિની આગળ બેસે, હસે, રમે, વિનોદ કરે; આ લાવો ને તે લાવો એમ પણ કહે. ઘડીમાં રીસાય, મરડાઇ ને ઘડીમાં લાડકી થાય! આ નવનિધના ચેનચાળા હું આગળ આવાજ જોતી. હમણાં નથી જોતી. ઘણોય નવનિધને ચંપક જેવો ધણી મળ્યો છે; પણ જરા ચળેલ છે; એટલી નવનિધના સુખમાં ઉણપ છે; નહિતર નવનિધ! ઘણી સુખી કહેવાય.

જસુના મનમાં આવા ને આવા અનેક સંકલ્પ વિકલ્પો આવ્યાજ કરતા હતા. તેણી પોતાની મહોટી બહેનનો ઉપકાર પણ માનતી, મહોટી બ્હેન છે તો હું આટલી ઉજમાળી ફરૂં છું! નહિતર મારી વલે શી! આવા મનોમય ઉદગારો પણ કહાડતી.

જસુને ગાઢ નિંદ્રા તો ભાગ્યેજ આવતી. તેણી ઉંઘમાં સારાં માઠાં સ્વપ્ન જોતી. માઠું સ્વપ્ન તો તેણી જોઇ વળી હતી. હવે સારાનું રહયું. એ બીચારીને માટે સુસ્વપ્ન તો શાનું હોય! એક વખત કમળાનો વર મોતીલાલ તેણીના સ્વપ્નમાં આવ્યો.

"જસુ! તારો શો વિચાર છે? તને જોઇને હું કંપી ઉઠું છું. આ તારો' જન્મ શે જશે? કોઇ દહાડો તેં ત્હારો દર્પણમાં ચહેરો જોયો! તું કેટલી ખીલી છે તેની તને ખબર છે? આ મદભરી જુવાની તું જાળવી શકશે કે? તારો જો વિચાર હોય તો મે તારે માટે એક ઠેકાણે તારા પુનર્લગ્નની ગોઠવણ કરી છે.'

જમુના મનના છુપા ભાવો જાણે મોતીલાલ કેમ બોલતો હોય એવું આ સ્વપ્ન હતું.

"હેં આ શું !"

આટલું બોલી જમુ ઝબકીને જાગી. તેણી મનોમય કહેવા લાગી કે મોતીલાલ ભાઈએ મને સ્વપ્નામાં આવીને આ શું કહ્યું ! હા, મારા મનમાં થોડાક આને લગતા વિચારો કોઈ કોઈ વાર ગોઠવાયા છે ખરા ! પણ આવા તો નહિજ. મને મોતીલાલે પુનર્લગ્ન કરવાનું તો કહેલુંજ નથી ! મારે માટે ઠેકાણું શું ! મારો ચ્હેરો શો ! મારી જુવાની શી ! આ બધું શું હતું અને શું છે ! ઓ માડી ! હું હવે કયાં જાઉં ? અને શું કરૂં ? ઘરમાં કોઈ નહોતું ત્યારે મેં મારૂં મુખ દર્પણમાં જોયું હતું ખરૂં ! મને તો કાંઇ ખબરજ પડતી નથી કે મારૂં શરીર ખરેખરૂં વધે છે કે વાથી ફુલે છે ! "ઓ દઇવ ! મારૂં હવે શું થશે !"

આ છેલ્લો ઉદગાર જમુના મુખમાંથી નિકળ્યો. પાંચ વાગ્યાને તેણી રસોડામાં ગઇ.

## પ્રકરણ ૭ મું.

ચંપકને લાગી ગયાં, કસુંબલનાં કટ અક્ષ;
શેકાયું ચંપક તણું, એ લલનામાં લક્ષ.

બલુ આટલું તો જાણતોજ હતો કે ચંપકને કોઇ પણ જાતનું અવનવું અને આકર્ષક વળગણ નહિ વળગાડીએ તો જતે દહાડે તે આપણો રહેવાનો નથી. બલુએ હવે નવફાકરીનું ભરત ભરવાની શરૂઆત કરવા માંડી હતી. તેણે પોતાનું ઘર દેખાડયું. ત્યાંનો ભભકો દેખાડયો. સ્વાદિષ્ટ વાનીઓ ચખાડી. ચંપકના ઘરમાં ઝાઝું ફરસાણ ખાવાનો કોઈને મ્હાવરો નહોતો. ગૃહસ્થ ઘરને છાજે એવું ભોજન તઈયાર કરવામાં આવતું હતું. ભગુભાઇ શેઠને અર્ષ (હરસ) નું દરદ હતું એટલે વિશેષ મરી મસાલાનો ઉપયોગ થતો નહીં. ચંપક પોતેજ વધારે મરચું ખાઇ શકતો નહિ. બલુની વહુએ પણ જે જે તઈયાર કર્યું હતું તેમાંય જો કે સઘળું માફકસરનું હતું; તો પણ ચંપકને પોતાનાં ઘરની રસોઈ કરતાં તે વધારે સ્વાદવાળી જણાઇ. એમાં આમલી, કોપરૂં, કોથમીર, લીલું મરચું વગેરે ઠીક ઠીક હતાં. અતિ પરિચયને લીધે આમેંય ઘર કરતાં પારકા ઘરનું ભોજન ખાનારને વધારે રૂચિકર લાગે છે.

આપણને ખબર છે કે બલુ ચંપકને પોતાના ઘર આગળથી ચોપાટી ઉપર લઇ ગયો હતો. તે તેને આ વિક્ટોરિયામાંજ ફ્રેંચપુલની બીજી બાજુએ તેજ દહાડે ખેંચી ગયો હતો. ત્યાં બલુની ઓળખીતી લાલાં નામની એક નાયકણ રહેતી હતી. વિક્ટોરિયાને વળાવીને આ બન્ને જણ આ નાયકાના ઘરમાં દાખલ થયા. આ કેવળ નાયકા નહોતી. તેણીનામાં થોડાંક વેશ્યાનાં લક્ષણો પણ હતાં. આ નાયકાની પાસે બે છોકરીઓ પણ હતી. તેમાં એક ઘણી ખુબસુરત, દેખાવડી તથા આવનારનું મન એકદમ હરી લે તેવી હતી. તેણીનો કંઠ પણ મધુર હતો અને તેણી ઘણું સારૂં ગાઈ જાણતી. આ છોકરીનું નામ કંસુમલ હતું. તેણીની

ઉંમર લગભગ પંદર વર્ષની હતી. તેણી તરલ તરૂણી હતી. બહુ કયું કાચો હતો? તેણે તેણીની પાસે હાવભાવ સહિત 'કસુંબી રંગ હો ગયે!' એ ગાન ગવડાવ્યું. ચંપક તો લટુજ બની ગયો! ચંપક કોઇ દહાડો આવે ઠેકાણે આવ્યોજ નહોતો. ડંકનરોડ કે ગ્રાન્ટરોડ જેવા રસ્તા ભણી જતાં તે ડરતો. રાતના તો તે આ રસ્તે કદી નીકળ્યો નહોતો. નાટક જોવા જવું હોય તો પણ તે રવિવારેજ જાય. તેને દક્ષિણી નાટક અને દક્ષિણી પોશાકવાળી સ્ત્રીઓ વધારે ગમતી. આ કસુંબલનો પહેરવેશ પણ દક્ષિણી ઢબનો હતો. ગાતાં ગાતાં આ કસુંબલે બહુનો ઇસારો સમજી જઈને ચંપકના ગળામાં એક વાર હાથ પણ નાખ્યો હતો. નાયકણીઓ મહા ધુર્ત હોય છે. લાલાંએ આટલેથીજ અટકાવ્યું. ચંપકને કસુંબલનો કસુંબી રંગ ચડી ગયો. 'કસુંબી રંગ હો ગયે' એ ગોખતો ગોખતોજ તે ઘર આગળ આવ્યો હતો. ચંપકની દ્રષ્ટિ આગળ કસુંબલનો ચહેરો, તેણીના હાવ ભાવ તથા તેણીએ પોતાના ગળામાં હાથ નાંખ્યો તે દ્રશ્યો તરવરતાં હતાં. 'કસુંબી રંગ હો ગયે' ની કડી તો તેને મનમોહકજ થઇ પડી. આ બનાવ જે દહાડે બન્યો તેને પણ બે ત્રણ દિવસ થઈ ગયા; પણ ચંપક કસુંબલને કે કસુંબી રંગની કડીને જરા પણ ભુલ્યો નહોતો. ધનાઢ્યને ઘેર જન્મેલો, લાડમાં ઉછરેલો, અધુરૂં ભણેલો, અનુભવ વગરનો અને વળી જુવાનિયો આવું દ્રષ્ય કેમ ભુલે?

ચંપક આજ નવ વાગતા સુધી પલંગમાંજ પડયો રહયો હતો નવનિધ બરાબર છ સાતની વચ્ચે નીચે આવતી અને ચંપક આઠ પછી હેઠળ ઉતરતો. આજ તો ઘડિયાળનો કાંટો નવ ઉપર ગયો હતો. ચંપક જેવા નાયકને ઘણી, નવનિધ જેવી સુંદર નાયિકા મળી હતી; પણ તેને તેણીની કદર નહોતી. નવનિધ આ રીસાળ નાયકને યુક્તિ પ્રયુક્તિથી પ્રસંગોપાત પોતાનો કરી રાખતી; પરંતુ જ્યારથી તેણે કસુંબલને જોઇ ત્યારથી તે એટલામાંથી પણ નિકળી ગયો હતો. નવનિધ પ્રત્યે તેનો જે થોડો ઘણો મોહ હતો તે પણ હવે નહોતો રહયો. તે નવનિધને તો હમણાં કશી ગણત્રીમાંજ ગણતો નહિ. તેની નજરમાં તો ત્રણે લોકનું તેજ પેલી કસુંબલમાં આવી ગયું હતું.

નવનિધ પોતાને પિયરથી જ્યારે સાસરે આવી અને જ્યારે ચંપકને પહેલ વહેલી મળી ત્યારે નવનિધ પ્રત્યે ચંપકનો વર્તાવ કેટલો નિંદ્ય હતો! નવનિધ પોતાને પિયર, પોતાનાં સાસુ સસરાની તો જાણે ઠીક; પણ પોતાના પતિ ચંપકની પણ રજા મેળવીનેજ ગઈ હતી. એમ છતાં ચંપકે પ્રથમના મિલનમાં નવનિધને એનું એજ મેણું માર્યું અને પોતે રીસાયો. નવનિધ કળવકળવાળી હતી. તેણીએ એક અઠવાડિયામાંજ ચંપકને મનાવી લીધો હતો. તેને રીસાવાની તો ટેવ હતીજ; પણ નવનિધના વિનયની આગળ તેની રીસ પાછી સંતોષમાં ફેરવાઇ જતી હતી.

ચંપકમાં હમણાં નવનધે કાંઈક નવુંજ જોયું. તેણી તેનું કારણ તો સમજી શકી નહીં; પરન્તુ તેણીને ચંપકની આ ત્રણ દહાડાની રીતભાત જુદીજ જણાઇ. ચંપક કસુંબલના વિચારમાં ને વિચારમાં મધ્ય રાત્રી સુધી જાગતો. આ

સબબથીજ તે મોડા ઉઠતો. લાલાંને તે દિવસે દસ રૂપિયની નોટ બલુએજ આપી હતી. ચંપક પાસે એટલી રકમ હતી નહિ અને ચંપકે હજી આવી રીતે વર્તવાનો આદર પણ નહોતો કર્યો. ચંપકને હવે બે પ્રકારની ધુન લાગી ગઇ. પહેલી ધુન બલુને ઘેર જવાની અને બીજી ધુન લાલને ત્યાં જવાની; ચંપક બલુને ઘેર જઇ શકે પણ પઇસા વગર લાલાંને ત્યાં શી રીતે જઇ શકે ? ચંપક આથી ચિંતાતુર રહેતો હતો. તેને ઘરમાં ગોઠતું નહિ. તે બલુના કહેવાથી પેઢીમાં ઘડી બે ઘડી બેસતો અને રાતના અઢી અઢર ઘરમાં પેસી જતો. ઘરનાં માણસો ચંપકમાં આ ફેરફાર જોઇને રાજી રાજી થઇ ગયાં હતાં અને તેનું કારણ નવનિધના આવવાનુંજ માન્યું હતું. હમણાં ચંપક મોડા ઉઠતો હતો તેનું કારણ પણ નવનિધનુંજ સમજવામાં આવતું હતું; પણ તે વિષે હજી કોઇએ ઉચ્ચાર સરખો પણ નહોતો કર્યો. ચંપક વહેલો ઉઠે કે મોડા ઉઠે તે વિષેની કોઇને કાળજી રાખવાનું કારણ પણ નહોતું. એકજ વખત હીરા શેઠાણીએ ચંપકને પુછેલું કે ભાઇ ! શરીરે તો સારો છે ના ? બસ આટલુંજ !

શેઠાણીએ ક્યાં ચંપકને દરરોજ રોકડું આપવાનો પ્રબંધ બાંધી દીધો હતો ? કોઇ વાર બે રૂપિયા આપે તો કોઇ વાર એક રૂપિયો આપે કોઇ વાર ન પણ આપે. વીસ વરસની ઉંમરે પુગેલો ચંપક શું માની જોડે લડવા બેસે ? ચંપક હવે આગલો ક્યાં રહયો હતો ? તેને હવે બે પાંચ રૂપિયાનો શો હિસાબ હતો ? અને પઇસા વગર ચંપકનો ધડો પણ કોણ કરે તેમ હતું ? બલુએ પોતાનો દાવ ખેલવા માટે પોતાના પાસેથી અત્યાર સુધી વાપર્યું; પણ ચંપકને આ સારૂં કેમ લાગે ? ચંપક જમ્યા પછી પલંગે પડયો પડયો આનોજ વિચાર કરતો હતો. હજી નવનિધનાં પગલાં મેડી ઉપર નહોતાં થયાં. બહુ કરીને ચંપકનું ધ્યાન કસુંબલ અને રૂપિયામાંજ હતું. બલુની દોસ્તીનો તે પ્રશંસક બન્યો હતો. તેને એમજ ભાસ્યું કે બલુ જેવા દોસ્તદાર થોડાજ હશે ! મારી પાસેથી એણે એક પાઇ પણ નથી લીધી આવી ઉદારતા તો મારામાં પણ નથી ! પણ હું કરૂં શું ? મારી પાસે તો કશુંય નથી ! એક બે રૂપિયા તો મારા પાન સોપારી અને સીગારેટમાં ચલ્યા જાય ! જ્યારે એ લોકો આટલે દરજ્જે દોસ્તીનો હક બજાવે ત્યારે મારે તેના બદલામાં કાંઈ પણ ન કરવું ! બલુની મા તથા બલુની વહુ પણ કેટલાં ભલાં છે ! આપણો તો એની આગળ કશો હિસાબ નહિ. મારી વહુમાં બળ્યું છે શું ! એને આવડે છે શું ! મેડી ઉપર આવીને હું નહિ બેલું તો ઝાટક ઝુટક કરશે, કાં ચોપડી વાંચવા બેસશે અને કાં મારા પગ તળાં ઘસવા બેસશે ! જો કંઈ બોલીશ તો હાજી હાજી કરશે.

હજી તો ચંપક નવનિધની માળા આ પ્રમાણે ફેરવતો હતો ત્યાં નવનિધ આવી પહોચી.

"તમે ઘડી બે ઘડી પેઢીમાં બેસો છો એ ઠીક કરો છો હં ! માજી અને બાપાજી ગઇ કાલેજ તમારી વાત કરતાં હતાં. હમણાં બે ત્રણ દહાડા થયા તમે

મોડા જાગ્રત થાઓ છાં તેથી એ કચવાય છે. સુઓ છો વહેલા અને ઉઠો છો મોડા એ શું ! શું શરીરમાં સવારે સુસ્તી ભરાઇ આવે છે?"

"હવે જોઇ તને ડાયલીને સુસ્તી ની લગી ! અમે ચહાય તો વહેલા ઉઠીએ કે ચહાય મોડા ! એમાં તને શું થઇ ગયું ! બંદાની જેવી ખુશી ! 'કસુંબી રંગ હો ગયે ! કસુંબી, કસુંબી કસુંબી રંગ હો ગયે !' સમજી કે કસુંબી રંગનું ?"

"કોઇ દહાડો નહીં ને આજ આ શું ? હું તો કાંઈ સમજી નહીં. વળી કસુંબી રંગ શું ! એ કયાંથી શીખી આવ્યા ?"

"શીખવ્યું કોઈને આવડે ખરૂં કે ? મેં જેમ ગાયું તેમ તું ગા જોઉં !"

નવનિધ તો ચપકના મુખથી આવું આંડું ઘેલું સાંભળીને સ્થિરજ થઇ ગઈ. તેણીને એમજ લાગ્યું કે જરૂર કોઈની છાંયામાં આવી ગયા હશે ! એ મોડા ઉઠે છે તેનું કારણ પણ આવુંજ હોવું જોઈએ.

"વાહરે તારો લટકો ! વાહ તારો કસુંબી રંગ !"

"આ તમે લવો છો શું ? કોનો લટકો ? અને કોનો કસુંબી રંગ ?"

"તારો ! બીજા કોનો ?"

ચપક પાછો ચેતનામાં આવી ગયો. તે તરત સમજી ગયો કે મનમાં જે ઘોળાતું હતું તે બહાર નીકળી ગયું !

"મને તો એમ લાગે છે કે તમે વાત ફેરવી ! શું તમે સ્વપ્નમાં કોઈ લટકાળીને જોઇ ? શું તેણીએ કસુંબલ રંગની ઓઢણી ઓઢી હતી ? હું લટકાળી તે નથીજ અને મારી પાસે કસુંબી ઓઢણી પણ નથી !"

"હું કસુંબલ ઓઢણી તઈયાર કરાવીને આપું તો તું લટકાળી થાય કે નહિ ? અરી ઓ લટકાળી ! તારે માટે હું દક્ષિણી પોશાક લઇ આવું તને પહેરતાં આવડે કે ?"

"આવડે નહિ કેમ ? પણ શું એવો પહેરવેશ મારાથી પહેરાય ખરો ? અને શું એવી રીતે હું બહાર ફરી શકું ?"

"તને બહાર ફરવાનું કહે છે કોણ ? શું આપણી આ મેડીમાં પણ ન પહેરાય ?"

"હ, અહીં આવ્યા પછી હુ પહેરી શકું. તમારી ઇચ્છાને માન દઇ વર્તવું એ મારો ધર્મ છે."

"તો બસ, પણ હજી બીજું સાંભળ. તને ગાતાં આવડવું જોઈએ. દક્ષિણી બાઈરાંઓ ગાવામાં ઘણાંજ હુશિયાર હોય છે."

"ભલે તમે જેમ રાજી રહેશો એમ હું કરીશ; પણ ધીમેથી ગઈશ"

"તું જયારે પરણીને આવી ત્યારે તે પેલો રાજતરંગનો એક રાસડો મ્હોડે કર્યો હતો. એ ગા જોઉં."

"હમણાં એ ગવાય નહિ."

"જરા શરૂ તો કર !"

"એક બે કડી બોલું છું હો !"

"ઘેલાં કીધાં....ઘેલાં કીધાં....એ કાનુડે કામણગારે, મીઠું મુખ વદનારે મોહીની લગાડી ! ઘેલાં કીધાં....ઘેલાં કીધાં....! બસ ? આ તમારા માથાના ઝુલ્ફાં આમ વિખરાઈ કેમ ગયા છે ? આજ્ઞા હોય તો તેલ ઘાલીને હું સરખાં કરૂં."

"કામિનિયાજ લાવ. એ તેલ છે કે અત્તર ? મને તો અત્તર જેવું જણાય છે. નવનિધ કામિનિયાની શીશી કબાટમાંથી લઇ આવી ચંપકના માથામાં તેલ નાંખ્યું. નવનિધે તેલ ઘસતાં ઘસતાં પુછ્યું.

"આજ તમે કસુંબી રંગનું શું ઓઢી ગયા ? અને લટકો કોનો યાદ કર્યો ? શું કોઈ એવું નાટક જોઇને આવ્યા હતા ?"

"જોઇએ પણ ખરા."

"ભલે જુઓ; પણ આ પ્રમાણે તમે ગાંડું ઘેલું ઓઢો તો મારા જેવી અબળાને કંઈનું કંઇ થઈ જાય !"

"તારો વિચાર છે મારી જોડે આવવાનો ?"

"મેં બે ત્રણ જોઈ લીધાં. તમારી જોડે હું નાટક જોવા આવું એ શોભે નહિ. માજી તથા બાપાજીને પણ ખોટું લાગે....અને એમ પણ ખરૂં કે કોઈ પણ સારા ઘરની વહુ દીકરીએ નાટકો જોવાં એ ઠીક પણ નથી."

"લાવ જોઉં દર્પણ !"

"તેલ બરાબર ઘસ્યું; પણ વાળ ઓળતાં ન આવડયું." ચંપકે નવનિધને કહ્યું"

ચંપક પલંગ ઉપરથી ઉતર્યો અને પોતાના વાળ પોતાને હાથેજ ગોઠવ્યા.

"કેમ કેવા ઓળ્યા ?" ચંપકે ફરી પુછયું.

"તમારૂં કામ તમે કરી શકો અને અમે અમારૂં કરી શકીએ." નવનિધે ઉત્તર વાળ્યો.

ચંપકનો સ્વભાવ નવનિધ બરાબર જાણી ગઈ હતી તેણી પોતાની ચતુરાઈથી ચંપકને મેળવી લેતી હતી પણ તેણીનું તે મેળવણ એક સરખું નિભતું નહિ. ચંપકનો સ્વભાવ લતા (વેલા) જેવો હતો. અર્ધદગ્ધ આવાજ હોય છે. તેને અર્થ વગરની ખુશામત વહાલી હેય છે.

"હું હવે જાઉં ? થોડીવાર બાપાજી પાસે બેસીને પછીજ બહાર ફરવા જજો."

"સાંભળી હવે તારી શિખામણ ?"

આટલું કહી ચંપક દાદરેથી પહેલો ઉતર્યો. નવનિધ પહેલે પગથિયે પગ મુકતાં પહેલાં નીચેનું મનોમય બોલીને દાદરો ઉતરી.

કષ્ટ કજીઆ ઘણાં, તેમાં ગુણનું એક;
એથી ગૃહ સંસારમાં, આવે વિઘ્ન અનેક.

## પ્રકરણ ૮ મું.

ધન મદ, યૌવન મદ, કિંવા, સત્તા મદ જયાં હોય;
તે જનનું ભાવી કદી, કથી શકે નહિ કોય.

મોતીલાલ જો કે હાઈ કોર્ટ પ્લીડર હતો, તો પણ તેના વકીલ મંડળમાં

તેનો માન મરતબો ઘણો સારો હતો. તે છુટા વિચારનો હતો. પરમેશ્વરની
હસ્તીને માનતો અને કોઇ પણ પ્રકારના પાપથી તે અંતઃકરણ પુર્વક ડરતો. તેને
કોઇ પણ કેસમાં ખોટારૂં કે ગોટાળો જણાય તો તે કેસ તે હાથમાં લેતો જ
નહીં. તે સંસાર સુધારાનો ખાસ હિમાયતી હતો અને તે છતાં ધર્મની કેટલીક
શાહ રસમોને માન આપતો. જસુ જ્યારે ને ત્યારે હવે તો કમળાની આગળ
બેસવા આવતી હતી. વચ્ચે કોઇ કોઇને ઘેર બે પાંચ મિનિટ બેસતી. આ
માળામાં આશ્ચર્ય પામવા જેવું તો આટલુંજ હતું કે એક બે વૃધ્ધ તથા આ
યુવાન જસુ શિવાય કોઇ બીજી વિધવા હતી જ નહિ ! જસુ શેઠાણીની સગી
બ્હેન એટલે જસુ જયારે કમળાને ઘેર જતી હોય ત્યારે તેણીને તે ચાલીમાંનું
કોઇ બઈરૂં બોલાવે અને જસુનું મન માને તો જસુ ત્યાં થોડીવાર બેસે પણ
ખરી. જસુને જોઈ કોઇ કોઈ તો નિસાસો જ નાંખે ! કોઈ તો તેણીને 'લીલો
સાંઠો' કહીનેજ તેણીની વાત કહાડે ! જસુ પોતાને માટે જે જુદું જુદું બોલાતું
તે સાંભળતી અને અંતર્ગત પોતાના નશીબને નિંદતી. જસુને કમળાને ઘેર
જવાનું તો જાણે વ્યસન જ પડી ગયું હતું. પણ એટલામાં બે ત્રણ બઈરાંઓની
જોડે તેણીનો જીવ મળી ગયો હતો. એક વૃધ્ધ વિધવા તો જસુની રૂબરૂમાં
જસુનું દુઃખ અને તેણીની જુવાની જોઈને રડી પડી હતી; એક બે બઈરાંઓએ
જસુને લીલો સાંઠો કહયો તેનો તેણી કશોય અર્થ સમજી શકી નહિ; પણ પછી
તેણીને તેની સમજ પડી. એક વખત કમળાને તેણીએ પુછેલું કે લીલો સાંઠો
એટલે શું? કમળાએ તેનો અર્થ સમજાવ્યો હતો.

આજ જસુ કમળાને ઘેરજ બેઠી હતી. રવિવારે ઘરમાં મોતીલાલ હાજર હોય
એમ ધારીને તે દિવસે તેણી જતીજ નહિં. આજ રવિવાર નહોતો ને છતાં મોતી-
લાલને જસુએ ઘરમાં બેઠેલા જોયો. તેણી પાછી ફરતી હતી; પણ કમળાએ તેણીને
બેસાડી. જસુ શરમની મારી બેઠી તો ખરી પણ તેણી આડવાયું કરીને બેસી
રહી. આજ અમુક કારણને લીધે કોર્ટ બંધ હતી એટલે મોતીલાલ ઘરમાંજ હતો.

"જસુ ! આમ અવળે મ્હોડે કાં બેઠી ? શું એમનાથી તું આટલી બધી
શરમાઇ જાય છે ? એ તો વકીલ કહેવાય. એમનાથી શરમાવાનું હોય કે ? "

જસુ કમળાને શો જવાબ આપે? તેણીએ જેમ તેમ કરીને ત્યાંથી ઉઠવા માંડયું.

'જવા દે ભલે જાય !' મોતીલાલે કમળાને કહયું.

જસુ પ્રથમ ધીમે પગલે અને પછી ઉતાવળે પગલે ગઇ !

'કમળા ! તારો આ આગ્રહ મિથ્યા હતો. બઈરાંઓને માટે શરમ એજ શણુ
ગાર છે. સારા કુટુમ્બની વહુ દીકરીએ લજાનો ત્યાગ કરવો ઘટતો નથી. પુરૂષોને
પણ મર્યાદામાં રહેવું પડે છે તો પછી સ્ત્રીઓએ શા માટે ન રહેવું ? આ તો
વિધવા અને તેય વળી તરૂણ વયની વિધવા ! એ ઉઘાડે છે કે પુરૂષની હાજરીમાં
ખુલ્લે મ્હોડે અને ખુલ્લા મનથી કેવી રીતે બેસી શકે ? આ તો હીરા શેઠાણીનો
તારે માટે વિચાર સારો એટલે તેણીને તારી પાસે મોકલે ! નહિંતર શું એક
તરૂણ વિધવા એકલી અહીં સુધી આવે પણ ખરી કે ? અલબત મને વિધવા-

ઓને માટે ઘણું લાગી આવે છે. તું જાણે છે કે હું પુનર્લગ્નનો હિમાયતી છું. આ ઊંમરમાં અને આ પ્રકારની શોકમય સ્થિતિમાં વિધવા થયેલીને જોઈ મારૂં હૃદય કંપી ઉઠે છે; પણ શું કરૂં ? હજી લોકએ તેવો લેકમત કેળવાયો નથી. સર્વ વિધવાઓને માટે એકજ કાયદો અને એકજ દ્રષ્ટિ ! આ જસુ જેવી વિધવાને માટે સમાજે અવશ્ય પુનર્લગ્નનો માર્ગ ગ્રહણ કરવોજ જોઈએ. ”

“ તમે તો મને એમ કહેતા હતા કે સુધારકો વિધવા વિવાહને માટે હવે બહુજ મથે છે અને તેનું પરિણામ ઘણું સારૂં આવતું જાય છે. એક વખત ત્રણ વર્ષની અંદરના પુનર્લગ્નનો આંકડો મને તમે વંચાવ્યો હતો. જયારે આ પ્રમાણે પુનર્લગ્નમાં દિવસો દિવસ વધારો થતો જ રહ્યો છે ત્યારે આ બિચારી જસુને તેનો લાભ ન આપી શકાય ?’

‘એક વિધવાનું પુનર્લગ્ન કરવું અગર ન કરવું એનો મુખ્ય આધાર તેણીની સ્થિતિ, તથા તેણીના આસપાસના સંયોગ ઉપર રહેલો છે. માત્ર વિધવાઓની દાઝ જાણનારાઓથીજ આ કાર્ય બનતું નથી. તુંજ કહેની કે આપણા આ દેશની અંદર વર કન્યાનું વરવું પરણવું પસંદગીને ધોરણે થાય છે ખરૂં ? સો દાખલામાં એક દાખલો આવો બનતો હોય તો કોણ જાણે ! ચહાય તો દીકરો હોય કે દીકરી પણ તેને માબાપ વરાવે અને પરણાવે ! ટુંકી ન્યાતોને લીધે તથા વહેલામાં વહેલો લગ્નનો લ્હાવો લેવાની ઉતાવળને લીધે અસંખ્ય કજોડાં જોડાય છે. આ કજોડાનાં કષ્ટથી કેટલાં વિપરીત પરિણામો આવ્યા છે અને હજી આવે છે તેનો ખરેખરો ખ્યાલ તો ભાગ્યેજ કોઈને આવતો હશે ! એક બાજુ અજ્ઞાનતા અને બીજી બાજુ દીનતાએ આ દેશનો ગૃહસંસાર સળગાવી મુકયો છે ! કયાંક વયનું કયાંક સ્થિતિનું, કયાંક વિદ્યાનું, કયાંક ગુણનું તો કયાંક સારાં માઠા સંયોગનુંજ કજોડું ! કાં તો એક બીજાને સ્વભાવ મળતો ન આવે. કયાંક કુળની સમાનતા ન હોય. કોઇ કોઈ ઘરમાં તો કલેશ અને કંકાસનીજ પરંપરા દેખાય. જયાં જયાં ઠામ ઠામ આવી હોળીઓ પ્રકટી નીકળી હોય અને જયાં એ હોળીઓમાં ઉગીને સમા થતા યુવકો ક્ષયની, ઉગીને આગળ આવતી યુવતીઓ સુવાવડ અને સગડુણીથી અને બાળલગ્નથી ઉત્પન્ન થતી નમળાઈને વશ થએલી પ્રજા કે જેમાં નહાનાં બાળકો તથા બાળકીઓનો સમાવેશ થાય છે તે અકાળે હોમાઈ જાય છે તેનું શું ? જયાં આવું ઉગ્ર વાતાવરણ ઉભું થયું હોય ત્યાં બીચારી વિધવાઓનો ભાવ કોણ પુછે ? કમળા ! સ્થિતિ આ પ્રમાણે અત્યંત દુર્ઘટ છે. આ જસુ જેવી સેંકડો વીધવાઓ અત્યારે રીબાય છે અને તેને માટે ક્ષણીક સુખનું સ્વપ્ન તો નહિ; પણ અર્ધી ઘડી શાંન્તિમાં બેસવાનુ સ્થાન પણ નથી ! ”

“ બોલો ના ! બોલો ના ! હું નથી સાંભળી શકતી હું કમકમું છુ ! તમારા કહેવનો સઘળો સાર હું સમજી ગઈ, આ દેશને અજ્ઞાનતા અને દીનતા નામની બે રાક્ષસીઓએ પોતાનાં રૂઢી રૂપી સૈન્યને સાથે લઇને પુરેપુરો ઘેરો ઘાલ્યો છે. હરગોવનભાઈના સંસાર સુધારાનો ગ્રંથ મેં આખોય વાંચ્યો. એમાં

એમણે જે લખ્યું છે તે વિચાર પુર્વકજ લખ્યું છે. તમારા અનુભવના ઉદગારો પણ કાંઇ જેવા તેવા નથી. મને તો આજના આ તમારા ઉદગારોએ વીંધીજ નાખી ! મારાં સુભાગ્યને લઇને હું તમારા જેવાની ધર્મપત્ની થઈ. તમારી દોર વણીથી મેં ઘણું વાચ્યું અને કેટલુંક જોયું અને તે ઉપરથી અનુમાન પણ બાંધ્યું કે આપણો દેશ એકંદર જે આટલે દરજ્જે કષ્ટિત જોવામાં આવે છે તે તેનાં પાપનુંજ ફળ છે. પોતાની અજ્ઞાનતાને લીધે દેશ ચાલતી રૂઢીઓનેજ શાસ્ત્રની આજ્ઞા સમજતો થયો છે. હું જાણું છું કે સમાજના નેતાઓ આ અજ્ઞાન વર્ગને સાચે માર્ગે દોરવવાની પેરવી કરે છે; પરન્તુ તેની અસર તેને બરાબર થતી નથી."

"હાલ તો ન્ડિંજ થાય. બહુ વખત લાગશે. નિર્બળ પ્રજામાં સારૂં ગ્રહણ કરવાની અને તે પ્રમાણે વર્તવાની શક્તિ હોયજ નહિ સબળ શરીર અને સબળ હૃદય હોય તોજ સત્ય તેની દષ્ટિયે ચડે."

"તમારી આ વાત તો સાવ સાચી છે મારે હવે થોડુંકજ પુછવાનું છે. આ જસુનું તમે શું ધારો છો ? કમળાએ મોતીલાલને જસુના સંબંધમાં પુછયું.

"જો સાંભળ. હું કોઇનું ભાવી ભાખવાનો દાવો કરતો નથી. જો ભગુભાઇ શેઠ તથા હીરા શેઠાણી એકમત થઇને સેવાસદન અગર તો વનિતાવિશ્રામ જેવી કોઇ સંસ્થામાં એ બાઇને મોકલી દયે તો તેણીનો ભવ કાંઈક સુધરે; નહિંતર મને તેણીનાં રંગ ઢંગ ઠીક નથી લાગતાં. ભલે એ આટલી શરમાય છે; તો પણ જતે દહાડે તેણીના જીંદગીનું નાવડું આ સંસાર સાગરમાં સીધે માર્ગે ચાલશે કે આડે માર્ગે, તે વીષે હું અત્યારે કાંઇ પણ કહી શકતો નથી. તે આ બે લીટી નથી સાંભળી ?

તરૂણાવસ્થા છે ભયકારક, દ્વાર નરકનું જાણો રે;
જો એમાં સદભાવ હોય તો, સુંદર સ્વર્ગ પ્રમાણો રે.

તરૂણાવસ્થા.

"શું ત્યારે તમે એમ કહો છો કે આ જસુમાં સદભાવ નથી ?"

"ન હોય કેમ ? હોય; પણ સદભાવ કયારે દુર્ભાવમાં પલટાઇ જાય તેની કોઇને ખબર પડતીજ નથી ! અરે કમળા ! મને તો એ અહીં આવે છે એ વાત પણ ગમતી નથી. હાલમાં એનામાં શો ફેરફાર થતો જાય છે એ રહસ્ય તું ન જાણે પણ હું જાણું. જો કે એને હું મારી બહેનજ સમજું છું; પણ જુવાની! અતિ દીવાની છે. ભલે એ અત્યંત લજ્જાળુ છે પણ તેણીની આંખોમાં જે વીકરી ભાવના આવવા માંડી છે તે પોતાનું રૂપ આગળ ઉપર કેવું લેશે તે વિષે કહેવાય તેમ નથી એ આવે ત્યારે તેણીને તું ગીતા ભાગવત પતિવ્રતાના ધર્મો તથા વિધવાઓના ધર્મોના ગ્રંથો વાંચવાનું સુચન કરતી રહેજે. ફક્ત તારે તેણીનાં મનનો કાંટો માત્ર ફેરવવાનો છે જો તેણી ઉત્તમ વાંચનમાં ઉતરી જશે તો તેણીનું હૃદય પ્રકાશિત થશે અને ઉગતા વિકારો સમી જશે."

"ધારો કે મેં આ પ્રમાણે કહ્યું અને મારૂં એણે માન્યું તો પછી ? એ બધાં પુસ્તકો કયાંથી આપવાં ?"

" શું પુસ્તકો ? ક્યાં પાર છે ! એ જો હા કહે તો મને કહેજે ! હું આણી આપીશ. ભિક્ષુ અખંડાનંદે 'સસ્તુ સાહિત્ય વર્ધક મંડળ' સ્થાપ્યું છે તેની તને ખબર નથી ? આ ભાગવત હું કયાંથી લાવ્યો ? એ ભાગવત તું જસુને આપજે! અને ગીતા તો આપણી પાસે ત્રણ જાતની છે. એમાંથી તને જે ઠીક લાગે તે આપજે ! મણીલાલભાઈની અને લોકમાન્ય તીલકની ગીતાના ભાવાર્થો એ નહિ સમજી શકે. હમણાં તો જ્ઞાનેશ્વરીજ આપજે એ જસુ ભણી છે કયાં સુધી ? "

" ગુજરાતી વાંચવા લખવાનું જ્ઞાન એને સારૂં છે. અક્ષર તો મોતીના દાણા જેવા થાય છે ! ગાય છે પણ સારૂં. દયારામભાઈની ગરબીઓ કેટલીક તો એને મહોડે છે. એ બચપણથી જ એની મા પાસેથી શીખી હતી. "

" શું દયારામભાઈની ગરબીઓ ? કમળા ! દયારામભાઈનો હું વિરોધી નથી હો ! મને એ કવિવર માટે મ્હોટું માન છે; પણ કાચી બુધ્ધિનાં માણસો એ ગરબીઓ ઉપરથી લપસી જાય છે !

" સમજી ગઇ. હવે હાલ તો તમે જસુનું ભાવી મારા ઉપરજ રાખો. હું સમયોચિત યત્ન કરતી રહીશ." કમળાએ મોતીલાલને ઠંડો પાડયો-

" તથાસ્તુ. તને હવે માત્ર એકજ વાત પુછવાની બાકી રહી છે. જસુને ગુજરાતી વાંચન લેખનનું જ્ઞાન સારૂ છે એ કદાચ તેણીને તેં પુછીને જાણ્યું હશે. અને દયારામભાઈની કેટલીક ગરબીઓ પણ તેં ગવરાવી હશે; પણ તેણીના અક્ષર તું કયાં જોવા ગઇ ? "

" બતાવું ? "

કમળાએ ત્યાંથી આગળ ચાલીને ટેબલના ખાનામાંથી એક કાગળ કહાડયો. તે તેણીએ મોતીલાલના હાથમાં મુકયો. આ કાગળમાં દયારામભાઈની એક ગરબી હતી અને જસુએ કમળાના કહેવાથી તે લખી આપી હતી.

" વાહ અક્ષર તો બહુજ સાર છે. આવા અક્ષરો તો પુરૂષો પણ નથી લખી શકતા. તું મને ગાઇને સંભળાવ જોઉં આ ગરબી ! "

" પછી સંભળાવીશ. અત્યારે નહિ ! "

" કેમ ગાતાં શરમ આવે છે કે ? તને પણ આવી ગરબીઓનો શોખ તો ખરો ! હો મધુરી ! પ્રેમની પીડા તે કોને કહીએ ! લે હું બોલ્યો. હવે તું બોલ ? કેમ બોલતી નથી ? જોયું ? જયારે તું પણ મારી સામે બોલતા અચકાય છે ત્યારે આ જસુ તેનો ઉપયોગ કેવી રીતે કરે ? કમળા! દયારામભાઈનો આ ગરબીઓ ઘણી સુંદર છે. પણ તે પાત્ર પ્રત્યે. એમા પ્રેમલક્ષણા ભકતી રહી છે; પરન્તુ તે પ્રભુના ખરા પ્રેમીઓને માટેજ કામની છે. તું તો શાણી અને કેળવાયલી છે. એટલે કદાચ તેનો તું સદુપયોગ પણ કરી શકે; પરન્તુ અધુરૂં જાણનાર અગર તો મુર્ખા કે મુર્ખીઓનું શું ? દરેક સંપ્રદાય, પંથ કે માર્ગને માટે સાહિત્ય તો હોય; પણ આજ કાલ અર્થનો અનર્થ કરનારાં કેટલાં ? આનો કાંઈ વીચાર કર્યો ? "

મોતીલાલ ગયા અને કમળા લજ્જિત થઇને અંદર ચાલી ગઇ !

## પ્રકરણ ૯ મું.

ચંપક હવે પઇસાનું ભજન કરતો હતો તેને માટે ફાંફાં મારતો હતો. બલુને જ્યારે મળતો ત્યારે ઘરની બધી વાતો ચંપક તેને ખુલ્લા દિલથી કહી દેતો. પોતે પોતાની વહુ નવનિધ પ્રત્યે કેવી રીતે વર્તે છે, નવનિધ પોતા પ્રત્યે કેવી રીતે વર્તે છે એ મર્મ પણ પોતાના જ્ઞાનના પ્રમાણમાં પોતાની અર્ધદગ્ધ ભાષામાં તે કહેતો. બલુ આનો એટલોજ જવાબ દેતો કે તારે તારી વહુને બિલકુલ અતડી રાખવી નહિ. તેને કચવાવવી નહિ. સર્વની જોડે સીધા થઇનેજ વર્તવું.

ચંપક પોતાને બલુ આવી સારી શીખ મણ આપે છે તેનો ભેદ સમજ્યો નહિ. તેના મનમાં તો આથી બલુને માટે ઘણોજ સારો વિચાર આવ્યો. બલુ જાણતો હતો કે ચંપક જાતે કમાઇને કયાંયથી બે પઇસા લાવે એમ તો નથી. એ તો જો પોતાનાં માતા પિતાને નમતો ભજતો રહેશે તથા પોતાની વહુને અનુકુળ થઇને વર્તશે તોજ તેનું ગજવું થોડું ઘણું ગરમ રહેશે.

બલુ ચંપકના કહેવાથી એમ પણ જાણી શક્યો કે તે પેઢીમાં બહુજ થોડો વખત બેસે છે. બલુએ તેને વધારે વખત બેસવાનું કહયું.

ચંપક ભલે અપૂર્ણ હતો, લાડકવાયો હતો, વેગી હતો, અવિચારી હતો, કેઇવાર છછણી પડે એવો હતો અને ચલિત મનનો પણ હતો.

> ક્ષણે રૂષ્ટા ક્ષણે તુષ્ટા, રૂષ્ટા તુષ્ટાચક્ષણે ક્ષણે ।
> અનવસ્થિત ચિત્તાનામુ પ્રસાદોપિ ભયંકરઃ ।

**પ્રસાદોપિ ભયંકરઃ** આ છેલ્લું પદ બલુને લગાડીએ તો તેને લાગુ પડે તેમ છે; તે શિવાયના સર્વ કટકા આપણે જો ચંપકને લાગુ પાડીએ તો જરૂર પડી શકે. ચંપક ક્ષણમાં મનાઇ અને ક્ષણમાં રીસાય. તેનું ચિત્તજ વ્યવસ્થા વગરનું; પણ આ બધું ઘરમાંજ. બહાર તો સીધો અને સરલ. ચંપક ભલે મંદમતિનો હોય તો પણ સારૂં માઠું તો સમજી શકેજ. બાળક પણ પોતાની મતલબ સમજી જાય છે તો પછી આ વીસ વર્ષની ઉંમરે પહોંચેલો સાવ ન સમજી શકે એવું તો હોય નહિ. બલુ તો તેને આ મીઠી પણ ઝેરી પ્રવાહીની નહાની નહાની પ્યાલી પાતો હતો; પણ અત્યારે તે પ્યાલીઓ ચંપકને પોતાના ફાયદાનીજ દેખાતી હતી. બલુ ચંપકને જો ઉલટું શિખવતો હોય તો કોઇવાર ચંપક ચેતી પણ જાય! પણ બલુ તો ચંપકને સારી શિખામણજ આપતો હતો એટલે ચંપક બલુને સારો માણસ ગણે તો તેમાં નવાઇ નહિ. એક વખત ચંપકે બલુને કસુંબલનું પાન ફરીથી સાંભળવાનું પણ કહેલું. પણ બલુએ ચંપકને એટલુંજ કહયું કે, 'ચંપકભાઇ રસનાં કુંડાં હોય! એમ ઉપરા ઉપર જવાનું આપણું કામ નહિ.' આ વાકયથી તો ચંપકને બલુને માટે ઘણો ઉંચો વિચાર આવ્યો. ચંપક હવે ઘરની અંદર ધીરે ધીમે ઘણો સીધો થતો જતો હતો. પેઢીમાં પણ તે તે ત્રણથી પાંચ સુધી બેસતો. સવારમાં પણ જતો અને એકાદ કલાક

પેઢીના મુનિમ સેવકલાલની કને બેસતો. સેવકલાલ શેઠને પ્રમાણિક તથા વફાદાર નોકર હતો. તે ચંપકને સારી શિખામણ આપતો. પોતાની માની સામે પણ આગળની પેઠે થતો નહિ અને નવનિધને પણ રાજી રાખતો.

ઓશિયાળી જસુ તો ભાઇ ભાઇ કહીને પ્રાણુજ સુકવતી જસુ પ્રત્યે પણ હવે તે કાંઇક સરલ બન્યો હતો. રાતના તો તે રખડવા જતોજ નહિ. આઠની પહેલા ઘરમાં દાખલ થઇ જતો. બલુએ કહેલું કે વહુને સરૂં સારૂં ખવરાવીને રાજી રાખીએ, સારો શણગાર સજાવીએ અને એવી રીતે પરણ્યાનો લ્હાવો લઇએ.

ચંપકે બલુનું આ કથન બરાબર લક્ષમાં રાખેલું. ચંપકની મેડીને બે દાદર હતાં. એક દાદર ઘરમાં હતો અને બીજો બહાર હતો. મેડીનું ઘરમાં જે બારણું પડતું હતું તે ઉઘાડું રહેતું પણ તેની સામેનું જે બારણું બહાર પડતું હતું તે બંધ રહેતું. ચંપકને જો બહારોબહારથી આવવાનું હોય તો તે આ બહારનાં કમાડને બંધ કરી તાળું મારીને પરબારોજ બહાર નિકળી જતો. આજ તેણે આ પ્રમાણેજ કર્યું હતું. ચંપક નવનિધને માટે માવાના જાંબુ માવાના ગુંજા કેસરી સાટા વગેરે લાવ્યો હતો. સાથે એક સુગંધમય પુષ્પની મ્હોટી વેણી પણ લાવ્યો હતો. તે પાછલા દાદરથી મેડીમાં આવ્યો અને આ બધું સાહિત્ય તેણે પોતાના પલંગ નીચે મુક્યું. નવનિધે ચંપકના આવ્યાનો ભણકારો નીચેના ખંડમાં સાંભળ્યો. નવનિધને ઘરનું કામકાજ કરવાનું તો હતું નહિ. દાસીનાં રૂપમાં માસીજી બધો ઘસડબોરો કરતાં. આ જસુને ઘરમાં કોઇ ન હોય ત્યારે દર્પણમાં પોતાનો ચહેરો જોવાની એક જાતની ઘેલછા લાગુ પડી હતી. ઘરમાં મ્હોટા કાચવાળા ત્રણ કબાટો હતા. આમાંના કોઇ પણ આરસામાં લાગ જોઇને પોતાનો ચહેરો જોઇ લેવાનું કામ જસુને માટે અઘરૂં નહોતું. નવનિધે એક વખત જાણ્યે અજાણ્યે પોતાનાં માસીબા જસુબાઇની આ ચેષ્ટા જોઇ લીધી હતી. અને તેણી હોઠમાં હસી હતી.

જ્યારે ચંપક મેડીમાં પાછલે દાદરેથી આવ્યો ત્યારે હીરા શેઠાણી ઘરમાં નહોતાં. નવનિધ માસીબાની નજર ચુકાવાને ઉપર ચડી ગઇ! જસુને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેણીએ એક ઉંડો નિશ્વાસ નાખ્યો! જસુને આવી એક ટેવ પડી હતી. તેણી આવું પરાયું લૌકિક સુખ જોઇને બળતી નહોતી પણ પોતે આ પ્રકારના સુખથી વંચિત છે એમ ધારીનેજ તેણી નિસાસો નાખતી!

નવનિધે આજ ચંપકને અતિ આનંદમાં જોયો. ચંપકે એકદમ નવનિધના હાથમાં વેણી મુકી.

"પહેર જોઉં."

"દક્ષિણી વસ્ત્રો વગર આ વેણી શોભે કે? આ દક્ષિણી સ્ત્રીઓ આવી વેણી પોતાના અંબોડામાં શા કારણથી ઘાલે છે તેની તમને ખબર છે કે? તેનું માથું ઉઘાડું હોય છે અને અમારૂં ઢાંકયું હોય છે. તમે કહેતા હતા ની કે હું દક્ષિણી પોશાક લાવીશ! તમે જો લાવો તો હું આ વેણી પહેરૂં. મારે તો તમો જેમ પ્રસન્ન રહો તેમ કરવાનું છે."

"જો ! હું તને ખરૂં કહું ? હમણાં મ્હારી પાસે પઇસનો જોગ મુદલ નથી. માજી રોજ રૂપિયો બે રૂપિયા આપે તે તો કોણ જાણે ક્યાંય ઉડી જાય છે તેની મને ખબરજ પડતી નથી." ચંપકે નવનિધને પોતાની ખરી હકીકત કહી.

"કેટલું બેસે ?"

"અઢીસોથી ત્રણસો તો ખરા. વધારે બેસતા હોય તો તેની મને ખબર નથી."

"ભલે એટલી રકમ હું આપીશ; પણ એક તમારી મારી વચ્ચે શરત. તમારે આ વાત ઘરનાં માણસોથી છુપી રાખવી. જો તમે ક્યાંક કહી દયો તો તમને કોઇ કહે નહિ; પણ મારી તો રેવડીજ થાય !"

"એમ શું હું કાચો છું કે ? તેની તું ફિકર રાખતી નહિ. આવતી કાલે તઇયાર કરી રાખજે.

નવનિધે વેણી પલંગના ઓશીકા ઉપર સરખી કરીને મુકી. નવનિધે આજ હથે પગે મેદી લગાડી હતી. ચંપકે આ જોયું.

"ઓ હો ! આજ તો હાથ પગ મેંદીથી રંગ્યા છે ! બહુ મજેના લાગે છે હો !"

"તમે થોડા દહાડા પહેલા આતા હતા તેવું મેં કર્યું. કસુંબી રંગ હો ગમે ! આ કસુબી રંગ ન કહેવાય ?"

"કેમ ન કહેવાય ? તું પણ તકની જાણનારી ખરી ! શાબાશ ! શાબાશ !' નવનિધની પીઠ ઉપર ચંપકે બે વખત પોતાનો જોરથી હાથ ઠોકયો.

નવનિધ તો બેવડ વળી ગઇ !

"હું હું ! આ તે તમે શું કરવા બેઠા છો ? મને મારી નાંખવી છે ? આટલો બધો ભારે તમારો પંજો !"

કુમળી નવનિધની આંખોમાંથી આંસુ ટપકવા માંડયાં ! ચંપક જેવા અર્ધદગ્ધને નવનિધનાં કોમળ શરીરની શી ખબર !

"આમ રોઇ કેમ પડી ? ઢોંગ કરે છે કે સાચેજ રોઇ ! લાવ જોઉં જોઉએ, કેવું લાગ્યું છે ?"

ચંપકે પીઠ ઉપરનું વસ્ત્ર ખસેડીને નવનિધની પીઠ જોઇ. ખરેખર તેના પાંચે આંગળાં તેણીની પીઠ ઉપર ઉપડી આવેલાં તેણે પોતાની નજરે જોયાં.

અરે આ શું ! હવે કેમ કરશું ? કામિનિયા ઓઇલ ઘસું ? જે માથાંને ઠંડું કરે તે તારી પીઠને નહિ કરે ? તું મારા માથામાં ઘાલે ત્યારે હું તારી પીઠ ઉપર મસળું ખરો ના ?"

"તમારી મરજી પડે તેમ કરો. મને તો તમારા થાપા હજી એવાને એવા ચમચમે છે."

"આપણે જયારે પરણ્યાં અને તને જયારે વળાવી ત્યારે તારા બાપે અને તારા મામાએ તમમ જાનૈયને કંકુના થપ મરાવ્યા હતા. તેનો એક સામટો બદલો મેં તારા ઉપર વાળ્યો."

"આવો તે બદલો હોય ? તમેય ઠીક છો ! કયાંનું કયાં લાગ્યા ! કોણ કહે છે કે મારા નાથમાં અકકલ નથી !"

"અકકલ તો ઘણીએ છે પણ મારી માનો લાડકવાયો લાલ ખરો ના ?"

ચંપકે નવનિધની પીઠ ઉપર કામિનિયા ઓઈલ ચોળવા માંડયું.

"કેમ ચરૂ.ચમાટ કમી થયો ?"

"હવે જરા ઠીક છે; પણ આ કામિનિયની ફોરમ એવી છે કે હું જેવી નીચે ગઈ કે માજી, માસીબા જરૂર જાણી જવાનાં !"

"ભલેને જાણે !"

"ત્યો હવે હું જાઉં છું. તમારૂં ભાણું પીરશું ?"

"હોવે ! બંદીની પાછળ બદા તો ખરાજ તો ! કસુંબી રંગ હો ગયે ! પણ ઉભી રહે સાંભળ. ભાણું પીરસાવતી નહિ. 'આજ ઘણું મજેનું ખાવાનું લાવ્યો છું. જો જમી લીધું હોત તો પડયુંજ રહેત. ભલું યાદ આવી ગયું."

"આપણે જો ન જમીએ તો ઉલટી ચર્ચા થાય. તે કરતાં ભાણે બેસવું સારૂં."

"હું અ ! ડહાપણવાળી ખરી. પિરસાવ ત્યારે."

નવનિધ નીચે ઉતરી અને તે પછી થોડી વારે ચંપક નીચે ગયો.

## પ્રકરણ ૧૦ મું.

પરાધીન વિધવા તણું, દુ:ખ કહયું ના જાય;
જસુ જોબનના જોરથી, ઘણી ઘણી ગભરાય.

વચ્ચે બે ત્રણ દહાડાનો ગાળો નાખીને જસુ બે ત્રણ ઠેકાણે બે પાંચ મિનિટ ઓળખીતીઓ આગળ બેસીને કમળાને ઘેર આવી પહોચી. જસુનો ચહેરો જરા ઉતરી ગયો હતો. તે મૌનજ બેઠી.

"કેમ છેક બે ત્રણ દહાડે મ્હોડું દેખાડયું ? શરીરે સારૂં નથી ? કોઈએ કચવાવ્યાં તો નથી ના ?"

"એ તો એમ હતું કે હું છેલ્લી તમારી પાસે આવી તેજ દિવસે નવનિધ વહુએ મને કહયું કે, "માસીજી ! એમ દરરોજ પારકે ઘેર જઈને બેસીએ નહિ. હા, કદાચ જઈએ, તો અઠવાડિયામાં એક કે બહુ ત્યારે બે વખત."

"શું જસુ ! આથી તને માઠું લાગ્યું ? નવનિધે તો તને આ ઠીક કહ્યું ! આજ તું મારે ત્યાં આવીને બેસે કાલ વળી બીજે ઠેકાણે બેસે ! આમ કરતાં કરતાં તું ઘણે ઠેકાણે બેસવા જાય. નહિને તારા ઉપર કોઈએ આળઆળ ચડાવ્યું ! સધવા કરતાં વિધવાના ધર્મો પાળવા આકરા છે હો બ્હેન ! વિધવાનું લોઢી હલકું. આ તારી જુવાની અને આ તારૂં ખિલતું શરીર ! પુરૂષો કાંઇ સરખા છે ? કોઇની દ્રષ્ટિ કેવી હોય અને કોઈ કેવીની હોય ! આપણે ગમે તેમ તો અમળા. કયાંક લાલચ કે મેહજાળમાં ફસી પડીએ તો પછી શું કરીએ ?"

"ત્યારે શું મારે ઘરમાં ગોંધાઇ રહેવું એમ તમે કહો છો ? કયાંય બહારજ ન નિકળવું ? તમારાં જેવાંને ત્યાં પણ ઘડી બે ઘડી ન બેસવું ?"

"આવવું અને બેસવું. આ તો ઠીક છે કે તારે ઘરનું કામ કરવાનું છે; પણ હીરા શેઠાણીને ત્યાં આગળ જેમ રસોયો હતો તેમ હોય અને તું નવરીજ હો

તો તને કેવા કેવા ઉપમા આવે, તે તું જાણે છે કે? સવારમાં ઉઠીનેજ તું કામે વળગતી હોઈશ. એક બે વાગે પરવારતી હોઈશ. વચ્ચે બે ત્રણ કલાકની તને ફુરસદ. કદાચ કલ્લાક કેક સુતી પણ હોઈશ. સુઈને ઉઠયા પછી ભાગવત, ગીતા કે એવાંજ બીજાં પુસ્તકો તું વાંચતી હો તો તારાં જ્ઞાનમાં કેટલો વધારો થાય? તું ભણેલી તો છેજ."

"ભાગવત અને ગીતા તો મ્હોટી બ્હેનના ઘરમાંજ છે. નવનિધ વહુ પાસે પણ સ્ત્રીઓને લગતાં ઘણાં પુસ્તકો છે; પણ હું તો તમને એટલું પુછું છું કે મ્હારી મોટી બ્હેન મને ન કહે અને નવનિધ વહુ કેમ કહે?"

"આ તેં ઠીક પુછ્યું. જો સાંભળ. હીરા શેઠાણી ભોળાં અને ભલાં છે. એમાં કલજુગ નથી. એમનાં મનમાં એમ કે જસુ ભલે પગ છુટો કરી આવે; પણ નવનિધ વહુ તો આજકાલની પેદાશ! એ બધું જાણે અને સમજે. હુશિયારી વગર ચંપક જેવા ચગેલને અંકુશમાં રાખ્યો હશે! ભલે તું મારે ત્યાં શેઠાણીના કહેવાથી આવે છે; પણ નવનિધ એકલી ક્યાંય પણ જાય છે? એ તો સોહાગણ છે અને પ્રભુ તેને એવીને એવી રાખે; પણ સારા સાથ વગર એ બહારજ નથી નીકળતી તેનું કેમ? પાડોશીઓને ઘેર પણ નથી જતી કે આવતી. ભલી બેઠી ને ભલી એની ચોપડીઓ! ઘણુંય જાણીએ છીએ કે પતિ તરફનો એ વહુને સંતોષ નથી તો પણ તેને જેમ તેમ કરીને પોતાનો માનીને બેઠી છે. આપણો આર્ય સંસાર આ પ્રકારનાં બંધારણવાળો છે જસુ!"

'જસુ તો કમળાનાં મુખનું આ કથન સાંભળીને મનમાં ધાજ ખાઈ ગઈ! હવે શું કહેવું તેની પણ તેણીને કશી સુજ પડી નહીં!

"જુવો કમળા કાકી! હું તમારી પાસે આવું છું તે જરાતરા મારૂં મન મોકળું કરવા આવું છું હો! મને મારી મ્હોટી બ્હેને આટલી છુટ આપી તો હું આવી શકી. તે પહેલાં હું કયાં કોઈને ઘેર જતી હતી? હવે તમે જ્યારે ના કહો છો ત્યારે નહિ આવું."

"ના બા! એમ ના કરતી. આવે છે તેમ આવજે. મારાં ઘરનાં દ્વાર તારે માટે ખુલ્લાં છે. તને ખોટું લાગ્યું?

"જે મને સાચું કહે તેનું ખોટું કેમ લાગે? એટલી શું હું મુર્ખ છું? તમે મને આજે કહયું કે હું મારા અર્થનુંજ સમજું છું; પણ કાકી! મને આગળ વાંચવાનું બહુ ગમતું. હવે કંટાળો આવે છે. કોણ જાણે મને શું થઇ ગયું છે કે કયાંય મારૂં મન થાળેજ પડતું નથી! તમે મારાં મા જેવાં છો એટલે તમને આ હું ખરૂં કહું છું. નવનિધ વહુ તો વખત પ્રમાણેજ વાત કરે; નહિતર મુંગી રહે; પણ ચંપક તો મને ટોંક ટોંક કર્યાજ કરે. આ મોળું થયું અને આ ખારૂં થયું! આ પાકું છે અને આ કાચું છે! મારૂં ઓછું મન તેથી મને ઘણુંય લાગી આવે પણ શું કરૂં અને કયાં જાઉં! ચંપકને કોઈ કહેનારૂં રહયું નહિં એટલે ગમે તેમ વર્તે.

જસુ રડી પડી. તેણીનું રડવું જોઇને કમળાનું પણ હઇયું ભરાઇ આવ્યું !

"હં હં બ્હેન ! આ શું ? આથી તો મને ઉલટું દુઃખ થાય છે આમ રડાય કે ? બ્હેન ! રો ના ! રો ના ! બીજી વિધવાઓ કરતાં તું સુખી છે હો ! તને આટલો શેઠાણીનો આધાર મળ્યો છે.

કમળાએ જસુને છાતી સરખી દાબી. તેણીને દિલાસો દીધો. આંખમાં આવેલાં આંસુ પોતાના છેડાથી લુંછી નાંખ્યાં.

'તમે મારે માટે આ મા નું કામ કર્યું. મને મારી મા સાંભરી આવે છે ! હું શું કહું કમળા કાકી ? મને કોઇ પણ પ્રકારનો ઓરીઓજ નથી વીત્યો. થોડાંક લાડચાગ માબાપ પાસે કર્યાં હશે; પણ તેય સ્વપ્ન જેવાં. મેં એવાં પુર્વે શાં પાપ કર્યાં હશે કે હું આવી દુર્ભાગીની રહી ! તમે મને વધારે રડવા દીધી હોત તો આ હઇયાનો ભાર ઓછો થાત !'

કમળાનું કાળજું કોમળ હતું. જસુના મુખમાંથી આવા હૃદયભેદક ઉદ્દગારો સાંભળી તેનું હઇયું વિંધાઇ ગયું ! તેણી પોતાના અંતઃકરણને સ્વગત કહેવા લાગી કે આવી ઉગતી વિધવાઓનાં અશ્રુ આ ભારતવર્ષની ભુમિ ઉપરથી નહિ અટકે ત્યાંસુધી તેની ઉન્નતિ કદિ થવાની નથી. આ જસુને તો ખાનપાનનું પણ સાધન છે પણ જે તરૂણ વિધવાઓને પેટ પુરતું અન્ન મળતું નથી અને અંગ ઢાંકવા જેટલું કપડું મલતું નથી તે વિધવાઓ શી વલે હશે! વર્તમાન પત્રોમાં પાંચ પાંચ, દસ દસ, અને પંદર પંદર વર્ષની વિધવાઓના આંકડા વાંચીને હઇયું ફાટી જાય છે ! શું આપણો જનસમાજ આમ હદની બહાર સ્વાર્થી બની બેઠો છે ! શું તેનામાં દયાનો છાંટો નથી ! હું તો વિધવાઓનું હતભાગ્ય પ્રત્યક્ષ જોઉં છું પણ તેની સાથે હિંદનું વળી વધારે જોઉં છું !

કમળા આમ મનોગત વિચાર કરતી હતી; પણ જસુએ તેને મુંગી જોઇ. જસુએ ઘડીયાળ સામું જોયું. પાંચનો અમલ થઇ ગયો હતો. જસુ ત્યાંથી ઉઠી ને ઉભી થઇ.

" આવજો હો બ્હેન ! મારે ઘેર તને આવવામાં કશી હરકત નથી. આજ મારાથી તને જરા વધારે કહેવાઇ ગયું છે; પણ તું તારાં મનમાં ન લાવતી હો!'

'એમાં મનમાં લાવવા જેવું શું હતું ? તમે તો મને સાવ સાચું કહયું છે. તમારી વાત ખરી છે. આ તો શું કરૂં કે મારૂં મન ન રહે એટલે આવું આવું છું પણ મ્હોટી બ્હેનને કહીનેજ તો !'

' એ તું ઠીક કરે છે. જે દહાડે તું નહિ આવે તે દહાડે હું આવી જઇશ. વચન નથી આપતી; પણ આવવા જેવું હશે તો આવીશ હો ! બહેન જેવો વખત તેવું લખત. તું તો ડાહી છે. તને કહેવાનું હોય નહિ. '

જસુ જાય છે અને ગોરી આવે છે.

' આવો, આવો. ભુલાં પડયા કે શું ? બેસો, બેસો, ભાભી સાહેબ ! મારાં મનહરભાઇ તમને વીલાં નહિં મુકતા હોય ! '

'તમને જેમ ભાવે તેમ કહો; નણંદ મશ્કરી ન કરે તો કોણ કરે ? મારા થી કાંઈ તમારી મશ્કરી થાય ?

'ભાભી ! હરગોવનભાઈનો સંસાર સુધારો વાંચ્યો એમાં એમણે બહુ વિચાર પુર્વક લખેલું છે.'

'ત્યારેજ મેં તમને એ ગ્રંથ વાંચવાની ભલામણ કરી. તમને એમનું લખાણ ગમ્યું એટલે બસ. એમણે એમાં આપણા સંસારનો ચીતાર સારો આપ્યો છે અને તે પરત્વે વિચારો પણ ઠીક દર્શાવ્યા છે.'

'બીજો કોઇ એવો ગ્રંથ તમારી નજરમાં છે ? તમે મારા કરતાં અથાગ વાંચનારાં છો.'

'તમારા ભાઈના રાજમાં કામ તો શું હોય ? પછી આવું આવું વાંચવા બેસી જઉં, મને તો પ્રોફેસર માણેકલાલભાઈનો બાળ વિલાસ સ્ત્રીજાતિને માટે ઉપયોગી જણાય છે. તમારી પાસે નહિ હોય તો હું મોકલીશ.'

'મોકલજો. જરૂર મોકલજો. ભુલશો મા. મારા ભાઈને ત્યાં નોકર ચાકરની કયાં ખોટ છે ?'

'આજે તો હું તમને ગાડી લઈને તેડવા આવી છું. જરા બાબુલનાથના દર્શન કરી આવીએ. આજ શ્રાવણ માસનો છેલ્લો સોમવાર છે.'

'જરા નિરાંતે બેસો. એમનો પણ આવવાનો વખત થઈ ગયો છે. હું અંદર જઈને કપડાં પહેરી લઉં'

કમળા કપડાં પહેરવા જાય છે અને એટલામાં મોતીલાલ પણ આવી પહોંચે છે.

'કેમ ગૌરી આવ્યાં છો કે ? કયાંક ફરવા જવાનું હશે !'

'હાજ તો ? તમે ફરીને આવ્યાં. અમે પણ કોઈ વાર જઈએ કે નહિ ?'

'ફરીને આવ્યા કે મજુરી કરીને આવ્યા ? કપાળ કુટીને આવ્યા ! તમારૂં ભલે કોઇવાર પણ ફરવું આનંદવાળુ અને અમારૂં ફરવું ઢોર તરેહનું ! તમે પુર્વે પુણ્ય કર્યાં હશે તેથી ભાવતું ખાઓ પીઓ, હરો ફરો અને પહેરો ઓઢો !'

"મોતીભાઇ ! ખોટું નહીં લગાડતા હો ! શું ત્યારે તમે પુરૂષના અવતારને ધિક્કારો છો અને સ્ત્રીના અવતારને વખાણો છો.? મોક્ષ ની જો આવીજ તમારી માન્યતા હોય તો સ્ત્રીનોજ અવતાર પ્રભુ ની પાસે માગી લેજો."

"એમ માગ્યો અવતાર મળે કે ? એમ તો પુરૂષો જેમ પોતાની સ્થિતિમાં અસંતોષી બને છે તેવુ જ સ્ત્રીઓનું છે, તેમાંય વિધવાઓની દુર્દશાની તો અવધીજ!'

"બોલો ના ! બોલો ના ! કયાંક ફરી મારૂં હઈયું ભરાઇ આવશે. હમણાં જસુ આવી હતી. તે રોઈ અને મને રોવરાવીને ગઇ. !'

"તને તો કાંઈક હજી સુખી છે એવી જસુનો અનુભવ થયો. પણ મને તો જસુ કરતાં વધારે કમનશીબ વિધવાઓનો અનુભવ થયો છે.'

મોતીલાલ કાંઇક લખવામાં જોડાયા. કમળા ગૌરીની જોડે ઘરની બહાર નીકળી.

## પ્રકરણ ૧૧ મું.

હીરા શેઠાણી તણો, લાડકવાયો લાલ;
શેકડ લઇ રમતે ચડયો, ખાય પરાયા માલ !

ચંપક આજ ઘણો આનંદમાં હતો. નવનિધે તેને ત્રણુસો રૂપિયા આપ્યા હતા. નવનિધ ધનાઢય માબાપની વહાલામાં વ્હાલી પુત્રી હતી. તે પાંચથી છ હજારના કરીઆવર લાવી હતી. અને તે ઉપરાંત તેણીની પાસે રૂપિયા એક હજાર કટકે કટકે ભેગા થયા હતા. આમાંથી તેણીએ પોતાના પતિને ત્રણસો રૂપિયા આપી દીધા. નવનિધનો વિચાર તો પોતાના પતિને જેમ તેમ કરીને રાજી રાખવનો હતો. ચંપક નવનિધને માટે દક્ષિણી પેશાક લેવાની વાત તો બલુને કયારનો કહી આવ્યો હતો. બલુ વનિતા વસ્ત્ર ભંડારના ચાલકની પાસે અગાઉથીજ જઇ આવ્યો હતો. અને એક સાડી અને ચોળીનું પુછી આવ્યો હતો. આ બે વસ્ત્રોનું સો સવાસોમાં પતે તેમ હતું. ચંપકને તો કશી ખબર હતી નહિ. તે તો એમજ જાણતો કે અઢીસો ત્રણસો રૂપિયા તો જરૂર જોઇશેજ. ચપકે બલુને અઢીસો રૂપિયા આપ્યા બલુ શા માટે શંકા પડતું રાખે! તેને તો ચંપકના મનમાં વિશ્વાસજ ઉપજવવાનો હતો. તે ચંપકને પોતાની જોડેજ તેડી ગયો. વનિતા વસ્ત્ર ભંડારના ચાલકની જોડે તે આગળથી બંધ બાંધી આવ્યો હતો. વનિતા વસ્ત્ર ભંડારવાળાએ આ બે કપડાંની પોણા ત્રણસેની કિંમત બતાવી. બલુએ ખોટો આગ્રહ કરીને પચ્ચાસ રૂપિયા કમ કરાવ્યા. ચંપક તો આશ્ચર્ય પામ્યો. તેને કશી ગતાગમ હતી નહિ. એ તો મનોગત બલુના ઉલટો ઉપકાર માનવા લાગ્યો. બલુએ પેલાને ચપકની નજર આગળજ સવાબસો રૂપિયા ગણી દીધા. બલુએ ચંપકને ભુલેશ્વરની કુંજ ગલીમાંથી એક સુંદર વેણી લઇ દીધી અને મીઠાઇ વાળાને ત્યાંથી એક મીઠાઇની ટોપલી પણ અપાવી. બલુએ ચંપકને કહયું કે ઘર આગળ આ બધું મુકીને આ ઠેકાણેજ મને મળો. ચંપક ગયે અને બલુ પેલા વનિતા વસ્ત્ર ભંડારવાળાને ત્યાં ઉપડયો. ત્યાંથી રૂપિયા સો તેની સાથેના ખાનગી કરારના તે લઇ આવ્યો. બલુ હજુ તો એટલામા જયાં હરફર કરે છે ત્યાં ચંપક આવી પહોંચ્યો. ભાડુતી વિકટોરિયામાં બેસીને તે પરબારા પેલી લાલાંને ઘેર ગયા.

લાલાં પોતાને માટે પાનની પટીઓ બનાવતી હતી. કસુંબલ હિંડોળે હિંચકતી હતી અને કસુંબલની નાની બહેન ઝીના કબાટના એક મ્હોટાં દર્પણની સામે ખુરશી ઉપર બેસીને પોતના વાળ ઓળતી હતી. લાલાંની એક ચાકરડી ભાંગ છણતી હતી અને તે લગભગ છણુઇ ગઇ હતી

"આઇએ મહેરબાન ! બઇઠીએ. એક એક ગ્લાસ આપભી લીજીયે"

ભાંગ તઈયાર હતી. લાલાંએ ભાંગનો એક એક પ્યાલો બન્નેના હાથમાં આપ્યો. બલુ તો ભાંગનો ભેગી હતો અને બધી વાતે પુરો હતો; પણ ચંપકે કોઇ દહાડો ભાંગ પીધેલી નહિ. તે પ્યાલો મ્હોડે માંડતાં અચકાયો.

'ગભરાઓ મત. કુછભી નશા નહિં આયગા. બિલકુલ કુમલી હે." કસુંબલ હિંડોળા ઉપરથી ઉતરી ચંપકની નજીક આવી.

ચંપકને સંકોચ તો થયો પણ પછી તે પી ગયો! બલુએ ત્રણ પ્યાલા ચડાવ્યા. લાલાંએ ચાર, કસુંબલે બે અને ઝીનાએ એક. ઝીના કસુંબલ જેવું હજી ગાવાનું નહોતી શીખી, પણ સાજમાં કુશળ હતી. તેણીએ સારંગીના સુર શરૂ કર્યા કસુંબલે તબલાંની મદદ વગરજ ગાવા માંડયું. અત્યારે તબલચી હતો નહિં. કસુંબલને વિસામો આપવા લાલાં કયાંક કયાંક સુર પુરાવતી.

( ગઝલ )

દિલ દર્દને બેદર્દી કયા 'ઇશ્ક ખાક સમજે–
દર્દી મીલે, મહોબ્બત કો દર્દનાક સમજે !
માશુકકી મહોબ્બત હય ઉસમેં ઓર લિજ્જત–
અશક યે મર્દ હોતા દુઃખકો મજાક સમજે !
લુત્ફો ન ઇશ્કમેં હય મહોબ્બત હય કટારી–
યે કટારસેં વિંધાના ઇશ્કી ખુરાક સમજે !
માશુક બદનકી લાલી જાદુભરી હય પ્યાલી–
પીના અગર જો માશુક મીઠી જરાક સમજે !

સંગીત પુરૂં થયું. ગાતી વખતે કસુંબલે કંઇ કંઇ અભિનય કરેલા. બલુ તો વાહ વાહજી વાહવાહ! બોલ્યેજ જતો હતો. કસુંબલે પણ નખરાં કરવામાં કશી બાકી નહોતી રાખી. ચંપક તો આથી એકદમ વિહ્વળ બની ગયો! તેને ભાંગની લહેરી પણ લાગી હતી. તે પણ હાજી હજી! કયા બાત હે! કયા ચટક હે! આમ બોલ્યાજ કરતો હતો. ચંપક આજ ભ્રષ્ટ થાત; પણ બલુએ કસુંબલને રૂપિયા વીસ આપીને ત્યાંથી નિકળી જવાનુંજ કર્યું.

"કેમ મહેરબાન! જાઓગે? આનાં હો! તુમારા ઘર હય." લાલાંએ બેયને આવકાર સહિત વિદાયગીરી આપી.

ભાડુતી વિકટોરિયામાં બેસી બન્ને આગળ વધ્યા.

"હજી મારી પાસે પચાસ રૂપિયા છે હો!" મુર્ખા ચંપકે બલુને કહયું.

"ભલે રહયા. તારી પાસેજ રાખજે. કોઈ દહાડો કામ લાગે. ભલા તારી વહુ પાસે રૂપિયા કેટલા? એકદમ જેણે એકજ વખતે ત્રણસો ગણી આપ્યા તેની પાસે રૂપિયા વધારે હોવા જોઇએ."

"મેં પુછ્યું નથી; પણ એની પાસે રૂપિયા છે એમ હું જાણતો હતો. કેટલા છે એ જાણતો નથી. મારો સસરો પઈસાદાર છે. બે સાળા પણ છે. મ્હોટો તો ગ્રેજ્યુએટ છે. ન્હાનો ભણે છે."

"એ તો ચંપકલાલ ભાગ્યશાળીને ત્યાં ભુત પણ રળે. ભર્યામાં ભરાય. આ તો વળી તને બે સાળા છે; નહિંતર એનો વારસો પણ મલી જાત! વખત શો લાગે!" આજ બલુ ચંપકભાઈને બદલે ચંપકલાલે આવ્યો.

વિક્ટોરિયામાં વાતો કરતાં કરતાં બલુનું ઘર આવ્યું. બંને વિક્ટોરિયામાંથી ઉતર્યા. આજ બલુ પોતાની મા તથા વહુને કહી પણ આવ્યો હતો. બલુ અને ચંપક જેવા ઉપર બેઠકમાં આવ્યા તેવુંજ તેમણે ટેબલ ઉપર તાજુંજ ખાવાનું ગોઠવેલું જોયું ! ચંપક તો અજબ થયો ! વહુ પણ ગરમ હતો. બેઉ મળીને ખાવાનું પેટ ભરીને ખાધું. આજ વળી તદન જુદુંજ હતું ! પુરી શાક તો જાણે ઠીક પણ પડખે સુરતી ઘારી પણ હતી. ઉંચી જાતનો ચેવડો અને નગરવેલનાં પાનનાં ભજીયાં હતાં. બે કટોરી મુરબ્બાની પણ રાખી હતી. ચંપકે પહેલીજવાર ભાંગ પીધેલી. જો કે ભાંગ દુધિયાં હતી પણ તે ય ભાંગ ! ચંપકને ભુખ સારી લાગી હતી અને એ બધો ભાંગનોજ પ્રતાપ હતો. પોતે જન્મ્યો ત્યારથી ચક્રમ તો હતે; પણ આજ તેમાં થોડોક વધારો થયો હતો !

"બલુભાઈ ! આટલું તો મારા ઘર આગળ હું પણ કદિ ખાઈ શક્યો નથી. પહેલીવાર હું તમારે ઘેર આવ્યો ત્યારે હું જરા શરમાયો હતો; પણ આજ તો મેં મન મોકળું કરીને ખાધાજ કર્યું. તમારી વહુ રસોઇમાં તો ઉસ્તાદ છે ! તમારે ત્યાં ખાવાની જેવી મને મજા પડે છે તેવી ઘર આગળ નથી પડતી."

"ચંપકભાઇ ! મારા બલુની વહુ તો તમારી ભાભી થાય. તમારા કરતાં મારો બલુ તો મ્હોટો. મ્હોટા ભાઇને ઘેર વળી શરમ કેવી ! જ્યારે તમારી મરજી થાય ત્યારે તમે તમારી મેળેજ આવી જજો. તમારા મેના ભાભી અર્ધી ઘડીમાંજ તઈયાર કરી આપશે." બલુની માએ ચંપકને કહ્યું.

"ભલે વખત મળશે તો આવીશ. મને ખાત્રી છે. આવી હુશિયારી તો મારા ઘરમાં કોઈની નથી ! બલુભાઈની વહુ તો મારી લાજ કહાડે છે. જે લાજ કહાડે તેને મારાથી ભાભી કેમ કહેવાય ?"

"એ તો પહેલપ્રથમ એમજ હોય. કોઈ નવું સવું આવે તેની લાજ કહાડવી જોઈએ. હવે તો તમે મારી મેનાવહુના દિયર થયા !"

બલુની વહુ મુખસ્મિતા તો હતી. અર્ધી લાજમાં તેણી દુર ઉભીને હસ્યા કરતી. ચંપક આડી નજરે આ બધું જોતો. તે અત્યારે ભાંગના તોરમાં પણ હતો. તેણે પણ મેનાની સામે થોડુંક હસી નાંખ્યું ! બલુ તથા તેની માને આ વિષે કશું લાગતું વળગતું નહોતું. તે લોકોએ તો આવા ખોટા હાવભાવને ચંપક જેવા ઉલ્લુને વશ કરવાની વિદ્યાજ માની હતી.

બલુની વહુ બહુ ગોરી નહોતી તો પણ તેણીનો વાન સહજ ઉજવળ તો હતો જ; પણ તેણીનો ચહેરો, જોનારને કાંઈક અજબ ખેંચાણમાં ઉતારે તેવો હતો ! તે નખરાંબાજ હતી. ધણી તથા સાસુને આ ગમતી વાત હતી એટલે તેણીને આવી રમત રમવામાં નહોતું લાંછન કે નહોતો કોઇનો ભય ! જેમ લુબ્ધક કોઈ પક્ષીને પોતાની જાળમાં ફસાવવાનું કરે છે તેવી આ એક જાળજ હતી.

"હું આજથીજ મેનાભાભી કહેવાનું જો શરૂ કરૂં તો એ મને કેવા નામથી બોલાવશે ?" ચંપકે બલુની માને પુછ્યું.

"તમે એને ભાભી કહેવા માંડશો તો એ તમને ચંપકલાલ કહેશે, સમજ્યા કે ?"

"બહુ સારૂં. એવો રવાઇયો હોય તો મને કબુલ છે! હું મેનાભાભી કહું અને એ ભલે મને ચંપકલાલ કહે!"

"આથી તો બેયને લાભ. મારી વહુને દિયર નથી અને તમને ભાભી નથી."

"ચાલો ઉઠો ચંપકલાલ! આ જોગ ઠીક આવ્યો. તમે મારા ન્હાનાભાઈ અને હું તમારો મ્હોટો ભાઇ. તમે તમારા માબાપને એક છો અને હું પણ મારા માબાપને એકજ છું. હવે આપણે બે થયા. જો ભાઈ! હવે તું મ્હારો ન્હાનો ભાઇ થયો એટલે હું તને ફક્ત ચંપક કહીનેજ બોલાવીશ અને તું મને બલુભાઇ કહીનેજ બોલાવજે.

"બહુ સારૂં. ચાલો હવે આપણે બેન્ડ સ્ટેન્ડ ઉપર જઇ પહોંચીયે."

"ભલે ઉતર દાદર. હું તારી પાછળજ આવું છું."

ચંપકે દાદર ઉતરવા માંડયો અને બલુએ પોતાના ખીસ્સામાંથી કહાડીને પેલા સો રૂપિયા પોતાની માને આપ્યા. અને પછી તે ત્યાંથી તરતજ રવાનો થયો.

## પ્રકરણ ૧૨ મું.

શસ્ત્રઘાવ સહવા કઠીન, તાસેં કઠિન વિકાર ;
સખસેં ગમ ખાની કઠીન, પંડીત કરો વિચાર !
કુદરતનો આ વેગ કે, કુદરતનો આ કોપ ?
થઈ જાય વિધવા તણી, મર્યાદાનો લોપ !

આજ જસુના પેટમાં સખત વાઢ ઉપડી હતી. તેણી એ.ય માડી! એ ય માડી ? પુકારતી પુકારતી એક પથારી ઉપર ઉંધમુંધ પડી હતી. ભલાં અને ભોળાં હીરા શેઠાણી જસુની આવી સ્થીતી જોઇને એકદમ ગભરાઈજ ગયાં. ભગુભાઈએ ડોકટરને બોલાવ્યો. ડોકટર આવ્યો. તેણે જસુને તપાસી.

"હમણાંજ ત્રણ ભાગ વાળી એક બાટલી મોકલું છું. દરેક ડોઝ ચાર ચાર કલાકે લેવાનો છે. ખાવામાં ફક્ત દાળભાત."

આટલું કહી ડોકટર ગયો. દવાખાને ભગુભાઈએ પોતાના ઘાટીને મોકલ્યો. ઘાટી દવા લઈ આવ્યો અને તેમાંથી એક ડોઝ જસુને આપવામાં પણ આવ્યો. સાંજના છ વાગતે ત્રણે ડોઝ ખલાસ થયા; પણ જસુને જેવો જોઈએ તેવો ફાયદો થયો નહિ. માળામાંથી જસુને જોવા માટે કોઇ કોઇ બાઈરૂં પણ આવતું હતું. મોતીલાલ વકીલની વહુ કમળા પણ આવી ગઇ. બીજે મજલે એક ભાણીમા કરીને ડોસી રહેતી હતી. તે પણ આવી. હીરા શેઠાણી ઘણું કરીને આ ભાણીમા પાસેજ બેસતાં. ભાણીમાએ માંજુ નામના કોઇ વૈદને બોલાવવાની ભલામણ કરી. આ માંજુ વૈદ બાઈરાઓનોજ વૈદ ગણાતો. તેનું મામુલી દવાખાનું કાંદાવાડીમાં હતું, પહેલે મજલે એક નાની સરખી હવા ઉજાસવાળી ઓરડીમાં ચાર પાંચ જાતના ઉકાળા અને દેઢ ડઝન જેટલી બાટલીમાં એક નાના કબાટમાં ગોઠવીને તે પોતાનો ધંધો ચલાવતો હતો. તેણે બાજુમાં એક બીજી ઓરડી પણ રાખી હતી. આ ઓરડી ઘણીજ નાની હતી, ત્યા તે બાર પછી પકાવતો અને ખાતો. તે એકજ વખત જમતો. રાત્રે દુધ પી લેતો. તેને નાટક, સીનેમા કે કોઇ

નાચ તમાસા જોવાનો શોખ નહોતો. હોટેલને તો તે રોગનું ઘરજ માનતો. તેની ઉંમર ચોવીસ પચીસની તો ખરી. તે દેખાવડો, મીઠાબોલો અને સમયસુચક હતો. તેની ન્યાતમાં કન્યાની અછતને લીધે તે સીધો ગ્રહસ્થાશ્રમ માંડીને બેસે એવો તેને માટે જોગજ નહોતો. તે ફાંકડો હતો. પણ પરહેજગાર હતો. વૈદનાં પુસ્તકો તથા માસીકો વાંચવાનો તેનો શોખ હદ બહારનો હતો અને તે ઉપરાતનું બીજું સાહીત્ય પણ તે વાંચતો. તે કપડાં પણ સુંદર પહેરતો અને આવા વ્યવસાયમાંથી એ સો પચાસોનો દરમાયો કુટી કહડાતો ! તે ભરૂચ તરફનો હતો. વચ્ચે બે ત્રણ વર્ષ દિલ્હીમાં પણ ગાળી આવ્યો હતો.

ભાણીમાએ હીરા શેઠાણીને આ માંજુ વઇદનું ઠેકાણું કહયું. અને શેઠાણીએ ઘાટીને તેને તેડવા માટે મોકલ્યો. માંજુ આવ્યો. તે ખોટી કે સાચી પણ અર્ધી કલાક સુધી દરદીની તપાસ કરતો. તે જસુ પાસે બેઠો. તેની આંખ જોઈ, જીભ જોઇ. હોઠ તપાસ્યા. તેણીના ગાલ ઉપર હાથ ફેરવ્યો. પછી તેણે તેણીનું પેટ જોવા માંડયું. નાભી નીચેનો ભાગ દાબીને તે બોલ્યો.

"અહીં વધારે દુખે છે કે ?" માંજુએ જસુને પુછયું.

"હા, હા. એજ ઠેકાણે. વધારે દાબો ના."

"કાંઈ નહિ. હું હમણાંજ દવાનું એક પડીકું આપું છું." માંજુ વઇદે જસુના હાથમાં એક પડીકું મુકયું.

"આ પડીકું પાણીની સાથે લો."

નવનીધે જસુની આગળ પાણીનો પ્યાલો મુકયો. જસુ આ પડીકાવાળી દવા પાણીની સાથે ઉતારી ગઈ. જસુએ બરાબર મીટ માંડીને વૈદને જોયો. માંજું પણ તેણીની સામે જોઈ જ રહયો ! જસુનો ચહેરો મનમોહક હતો અને માંજુ પણ એવોજ હતો. બેય તરૂણ હતાં. જસુના અંગને કોઇ પર પુરૂષનો અત્યાર લગી સ્પર્શ નહોતો થયો. જસુના શરીરમાં કાઇક જુદીજ ઝણઝણાટી થવા માંડી અને આ ઝણઝણાટીને લીધે કે કોણ જાણે કેમ; પણ જસુના પેટનો દુખાવો તરતજ થોડો થોડો ઓછો થવા માંડયો. કોઈ વખત એમ બને છે કે મન બે ઠેકાણે રોકાઈ શકતું નથી. જસુનું મન અત્યારે માંજુ વઈદને નીરખવામાંજ ભરાઇ રહયું હતું, આ કારણથી પણ આવું જસુને લાગ્યું હોય.

"શેઠાણી ! હું હવે જાઉં છું. લ્યો આ બીજાં બે પડીકાં. ચાર ચાર કલાકે એકેકું આપજો. આઠ દહાડા સુધી દવા ચાલુ રાખવી પડશે. પ્રકૃતિ જોઈનેજ દવા આપવાની છે. પેટમાં સોજો છે. આંતરડું ફુલી ગયું છે. જુલાબની જરૂર નથી. તે જો આપવામાં આવે તો દરદ બેવડું જોર કરી આવે તેમ છે." હીરા શેઠાણીને માંજુએ આ પ્રમાણે કહયું.

"ભલે જાઓ. મારી જસુને જયાંસુધી ના મટે ત્યાં સુધી ફેરો મારતા રહેજો. લ્યો આ તમારી ફી" શેઠાણીએ બે રૂપિયા માંજુને આપ્યા

માંજુ ગયો. જસુએ પા કલાક પછી પાછો ઓયકારો મચેલ્યો.

'દીકરી ! એ તો ઘોડા વેગે આવે અને કીડી વેગે જાય." ભાણીમાએ આ કહેવત બોલીને દરદની ખાસિયત કહી દેખાડી.

"પહેલાં કરતાં ઠીક છે મા !" જસુએ ભાણીમાને કહયું.

"એ તો હુ કહું છું ના ! વૈદ હુંશિયાર છે. બાઇઆંઓનાં રોગમાં બહુ પાવરધો છે. થોડાક દહાડા દવા લીધા કરશો તો દરદ મુળમાંથી જાશે.

"હેં મા ! તમને પેટ ચોળતા આવડે છે ? વઇદે જે ઠેકાણે આંગળી મુકી તે ઠેકાણેજ દુખે છે. જુવો, આ ઠેકાણું." જસુ ભાણીમાને દેખાડે છે.

"અરરરર ! આ તો વૈદ જેવું કહેતો'તો એવુંજ છે. આંતરડુંજ ફુલી ગયું છે. નવનિધ વહુ ! એક ન્હાનકડા કચોળામાં તેલ લાવ."

"જો મા ! હળવે હાથે ચોળજો !"

"એમ માડી શું હું ઘેલી છું !"

ભાણીમાએ હળવે હાથે પેટ ચોળવા માંડયું અને જસુ જરા ઉંઘમાં પણ પડી.

'ભાણી ! મારો જીવજ ઉડી ગયો'તો લે !"

"બા ! જોયોને વૈદનો પરચો ? ડાકટરની ઘેડે ઉતાવળો પણ નહિ. જસુની આગળ કેટલું બેઠો ?"

"ધીરો ખરો. હાશ ! હવે મને નિરાંત વળી. સવારની તરફડિયાં મારતી'તી. જોની ભાણી ! કેવી ઉંઘે છે !"

"અરે આવું જો બે ત્રણ દહાડા ચાલે તો શું જસુ જીવતી પણ રહે કે ? માડી ! આ તો મરીજ જાય !"

"સાસુજી ! દાળનું પાણી અને ભાત તઇયાર છે હો ! માસીજી જાગે ત્યારે મને કહેજો." નવનિધે હીરા શેઠાણીને કહયું.

"હમણાં તો સુવાજ દે. ભુખ્યું તેને શું દુખ્યું ? કાં ભાણી ?"

"આમાં તો લાંઘણજ સારી."

"કેમ છે જસુને ? ઠીક છે ના ?" ભગુભાઇએ પેઢીમાંથી આવીને પુછયું.

"હાં, ઠીક છે. જુઓ છો ને કેવી ઉંઘી ગઇ છે. વૈદ હુશીયાર ખરો !"

"તારી સાથીયણ આ ભાણી પણ ઓછી નથી હો ! કોણ જાણે કયાંકયાંથી આવા નંગને ગોતીને આવે છે ?" ભગુભાઇએ ભાણીમાના વખાણ કર્યા.

"હું ઈ માંજુને તો ઘણા લાબા વખત થયા ઓળખું છું. એ વૈદજ બાઈઆંઓનો છે. મારી ભાણેજનું દરદ ઈણે મટાડયું હતું."

"મેં તો મારા મનથી નકકીજ કરી રાખ્યુ છે કે જયારે વૈદનો ખપ પડે ત્યારે આનેજ બોલાવવો.

## પ્રકરણ ૧૩ મું.

જોઇ કચુંબર શબ્દની, ચતુરા ચમકી ચિત્ત;
સમયોચિત ઉચ્ચારથી, પલટાવ્યું વિપરીત.

ચંપકને આપણે ચડાઉ કહો કે ચળેલ કહો. જે કહો તે કહો; પણ હમણાં મીઠાઈ અને વેણીના તે દરરોજ લાવતો. એક બે દહાડા તો મીઠાઇ ન ખાધી

ચંપકે કે ન ખાધી નવનિધે; પણ તે લાવ્યા કરતોજ હતો. આ પ્રમાણેના ખર્ચમાં પચ્ચાસમાંથી પંદર રીસાઈ ગયા. હવે ચંપકના હાથમાં પાંત્રીસનો જોગ રહયો હતો. આજ ચંપકના મનમાં જુદોજ તોર આવ્યો. આવા અધગજ્યાના હાથમાં પઈસો ટકે કે ? આજ ચંપક ગુલાબ, મોગરો અને હીનાની અર્ધા અર્ધા તોલાની અત્તરની ત્રણ શીશીઓ, પીયર શોપની અર્ધા ડઝનની બે ક્ષ, સેન્ટની બે બટલીઓ તથા કામિનિયા ઓઈલની છ બાટલીનું બંડલ લાવ્યો હતો અને રૂપિયા ત્રીસનો એમાં દાળવટો કરી નાંખ્યો હતો ! ચંપકને કયાં પરસેવો ઉતારીને કમાવાનું હતુ ? હમણાં તો પરબારાનાં પોણુબાર જેવું હતું ! ચંપક સીધો પાછલે દાદરેથી મેડીમાં દાખલ થયો.

"જ્હેરીઝ મિસિસ ચંપક ?" ચંપક અંગ્રેજીમાંજ બોલ્યો. નવનિધ પલંગમાં આળોટતી હતી. તે એબાકળી ઉભી થઈ.

"કેમ શું કહો છો ? આ શું લાવ્યા ?" નવનિધે પુછયું.

"સી ધીસ. ધીસ ગુલાબ ! ધીસ મોગરા ! ધીસ હીના ! ધીસ પીયર સોપ, ધીસ સેન્ટ એન્ડ ધીસ કામિનિયા ઓઇલ !

"એક સામટુંજ લઈ આવ્યા ! કેટલું બેઠું ?"

"થર્ટી રૂપીઝ ઓનલી ! ઓલ રૂપીઝ ખલાસ ! સેકંડ ફાઈવ રૂપીઝ ઓનલી !"

"હું તો તમારા બોલવાનો અર્થજ નથી સમજી શકી. આટલા દહડા તો તમે ઘરમાં અંગ્રેજી નહોતા બોલતા ! હવે બોલો છો તેનું કાંઇ કારણ ?"

"ઓ યસ ! એમાં એક રીઝન છે. પ્રેકટીસ ગુડ. આટલા દિવસ મારી મિસ્ટેક હતી."

"પુટ ઓલ ધી થીંગ્સ ઈન કબાટ ! યુ સી ? કબાટમાં મુકી દે. નવનિધે આ બધું કબાટમાં ગોઠવ્યું."

"થેંકસ. મેની મેની થેંકસ !" પીઠ થાબડે છે.

"હં હં ! પાછું આ શું કરવા માંડયું ? તે દહડો તમને સાંભરે છે કે ?"

"રેડી કામિનિયા ઓઇલ ! કામિનિયા ઓઈલ ચોળવા માટે તઈયાર છે."

નવનિધને આજ પીઠ ઉપર ચંપકનો પંજો ઉપરછલ્લેજ વાગ્યો હતો. પોતાના પતિના આજના ચેનચાળા જોઇ તેણી ચકિત બની ગઇ !

"હું અંગ્રેજી જાણું નહિ અને તમે અંગ્રેજી બોલો એ શા કામનું ?"

"કામનું કેમ નહી ? તને એમાંથી થોડું થોડું શિખવાનું મળે. આજ અંગ્રેજી તો કાલ હિંદુસ્તાની અને કોઈવાર મરાઠી ! તને ખબર નથી કે હું ચાર ચાર ભાષા જાણું છું. ગુજરાતી તો મધરટંગ કહેવાય. હિંદીનો આખા દેશમાં પ્રચાર કરવાની ચર્ચા ચાલે છે. અંગ્રેજી રાજકર્તાની ભાષા ! તે જરૂર આવડવી જોઇએ. અને આ મરાઠી ? તે પણ ખરી. મુંબઇમાં ડગલે ને પગલે મરાઠી છે. ઘરમાં ઘાટીની જોડે તારેજ મરાઠીમાં વાત કરવી પડે છે. કેમ સમજી કે ?"

"હા, સમજી; પણ તમે મારી સામે અંગ્રેજીમાં બોલો, હિંદીમાં બોલો અને

મરઠીમાં બોલો એ શા કામનું ? હું તો તમને જવાબ આપી શકું નહિં. વળી નીચે કોઇ તમારો અવાજ સાંભળે તેથી એ લોકો શું ધારે ?"

"ડોન્ટ કેર ! જો સાંભળ. આજ પણ હું તારે માટે વેણી લાવ્યો છું. પુટ ઓન અંબોડા !" અંબોડા માંડે છે.

"હમણાં નહિં. તમે જમો, હું જમું ! પછી જ્યારે હું પરવારીને આવીશ ત્યારે પહેરીશ."

"આજ જમવાનુંજ માંડી વાળીએ. દરરોજ સ્વીટમીટ બગડે છે."

'તમે લાવોજ ના. આપણે રાત્રે પુરૂં જમીએ નહિ તો આપણી ઉલટી ચર્ચા થાય. લાવો તો કોઇકજવાર લાવો. લગટાગટ નહીં."

"યુ આર રાઇટ." તમે ખરા છો; હવે એમજ કરીશ જો સાંભળ. બે ત્રણ દહાડાની પ્રેકટીસને લીધે તું દક્ષિણી ડરેસ હવે ઠીક પહેરી જાણે છે. જ્યારે તું દક્ષિણી પોશાકમાં હો ત્યારે આપણે બન્નેએ મરાઠીમાંજ વાતચીત કરવી જોઇએ."

" પણ તમે નર્યો દક્ષિણી પહેરવેશ ક્યાં પહેરો છે. ? "

" કેમ નહિં ? દક્ષિણી અને મારી વચ્ચે શો ફરક છે ? એમાંના હવે દક્ષિણી પાઘડી તો કોઇકજ પહેરે છે. મારા જેવી ટોપીજ પહેરે છે. આ ધોતર, આ ટુંકો કોટ, ધીસ ખમીસ એન્ડ જાકીટ બધું દક્ષિણી જેવુંજ છે. "

" બરોબર છે. મારી ભુલ. "

" કેમ તું જ્યારે દક્ષિણી ડરેસ પહેરે છે ત્યારે તને ફાઇન લાગે છે કે કેમ? દર્પણમાં હમેશ જોતી રહેજે ! "

" તમને હું દક્ષિણી પોશાકમાં જો સારી લાગતી હોઉં તો પછી એથી વધારે મને બીજું શું જોઇએ ? મારે કયા બીજાને દેખાડવા પહેરવો છે ? તમારી આગળજ પહેરવાનો છે. "

" વેરી વેલ ! વેરી વેલ ! જો સાંભળ દક્ષિણી પોશાકમાં તું મને ગમે છે તો ખરી; પણ દક્ષિણી ભાષા તો તારે શીખવીજ પડશે. "

" ભલે હું શીખીશ. બે ત્રણ પુસ્તકો મને લાવી આપજો હું પુછું છું કે તમે મરઠી ક્યાંથી શીખ્યા ? "

" બસ, ભુલીજ ગઇ ? બાપુજીની સાથે પુનામાં હું મારા બચપણમાં બે વર્ષ સુધી રહયો હતો. તે વખતે હું ત્યાં મરાઠી સ્કુલમાંજ ભણતો હતો. હમણાં પણ હું મરાઠી નોવેલો તો વાચુંજ છું. "

" જ્યારે તમે આટલું ભણ્યા છો ત્યારે પેઢીનું કામ બરાબર ઉપાડી કેમ નથી લેતા? તમે જો પેઢીનો વહિવટ હાથમાં લ્યો તો બાપુજીને એટલી ફીકર ઓછી. "

નવનીધ ચતુર હતી. તેણી ગમે તેવે પ્રકારે પણ પોતાના પતિને અનુકુળ થવા માગતી હતી. જેમ તેમ કરીને તેણીનો વિચાર પોતાના આ પતિને ઠેકાણે રાખવાનો હતો. સીધુ, સરલ અને મીઠું મીઠું બોલીને તથા તે જેમ કહે તેમ કરવા તઇયાર રહીને તેણી પોતાના પતી આ ચંપકને પેઢીના કામમાં વળગાડવા

ચાહતી હતી. ચંપકની કાંઇ નવનિધ પ્રતિ અપ્રીતિ તો નહોતી. તે મનમોજી, સ્વચ્છંદી તથા વેગી હતો. આ ત્રણ દુષણોને લીધે પરંપરાગત પ્રણાલીમાંથી તે કોઇ કોઇ વાર ચલિત થઇ જતો હતો. પોતે જન્મ્યો ત્યારથીજ લાડમાં ઉછરેલો એટલે તેને કોઇનો ભય નહોતો હીરા શેઠાણીને તો તે પાણીમાં ઘોળીને પી ગયો હતો! માત્ર ભગુભાઇ શેઠથી તે સારી રીતે ડરતો હતો. અને તેની સામે એકદમ થઈ શકતો નહિ. શેઠ જ્યાં સુધી ઘરમાં હોય ત્યાં સુધી આ ભાઈસાહેબ ચુપ ચુપ બેસી રહેતા. જ્યારે શેઠ બહાર જાય અગર પેઢીમાં જઇને બેસે ત્યારે તે સોળ કળાનો થઈ જતો અને એટલું ધાંધલ લઈને બેસતો.

" હું પેઢીમાં તો હંમેશ રોજ જાઉં છું "

" સાંભળ્યું છે કે બહુજ થોડું બેસો છો અને કશું કામ તો શીખતાજ નથી. ગમે તેમ તો તમે હવે મોટા થયા. ઘરનો ભાર બધો તમારે ઉપાડવનો છે. બાપુજી અને માજી હવે પરવાર્યાં જેવાંજ. હુ અને તમે બેઉને વેઠવાનું રહ્યું. "

" ઘરમાં મારી વાતો થાય છે કે શું ? "

" ચાલે તો ખરીજ તો ! સારી ચાલે અને માઠી પણ ચાલે. જેવું દેખે તેવું કહે. બાપુજી કહેતા હતા કે પેઢીમાં તો આવે છે; પણ બેસે છે ઘડી બે ઘડી. કશું કામ શીખતો નથી. જ્યારે પેઢીમાં જઇને બેસીએ ત્યારે પોતાના વહિવટ ઉપર ધ્યાન ન આપીએ ? ભલે માસીજીના હાથમાં રસોડું છે; તો પણ હું તેને મદદ નથી કરતી ? એમ તમારે બાપુજીને મદદ કરવી જોઈએ. બાપુજી હવે ખર્યું પાન કહેવાય. ગઈ કાલેજ છાતીમાં શુળ નીકળવાની ફરીયાદ કરતા હતા. પેઢીનું કામ તમે ઉપાડી લીધું હોય તો એમને એટલી નીરાંત તો ખરી. "

" શાબાશ ! શાબાશ ! " પીઠ ઉપર મારવા જાય છે અને નવનિધ ખસી જાય છે.

" આ તમને શી ટેવ પડી છે ! ક્યાં તમારા હાથનો ભારે પંજો અને ક્યાં મારી પીઠ ! અર્ધી કલાક સુધી ચમચમાટ નથી જતો. "

'વાહરે મારી કુમળી રમકુડી ! બસ બસ તું જ્યારે દક્ષિણી ડરેસ પહેરે છે ત્યારે તો તને જોઇને મને કોણ જાણે શું નું શું થઇ જાય છે ! જાણે લલિત કળા પ્રદર્શક નાટકની વત્સલા ! પણ પ્યારી ! તારામાં એકજ ખામી છે. તું વત્સલા જેવું ગાવાનું નથી જાણતી !'

'અમે ગ્રહસ્થનાં બઈરાંઓ નાટકમાં વેષ ભજવનારી જેવું ગાવાનું ક્યાંથી જાણીએ ? તમે તમારોજ વીચાર કરોની ! તમને પોતને નાટકના પુરૂષો જેવું ગાતાં આવડે છે ? અને પ્રાણેશ્વર ! એવો નાટકનો છંદ પણ સારો નહિ.'

'શું હું તારો પ્રાણેશ્વર ! આવું નાટકિયું તું વળી ક્યાંથી બોલવાનું શિખી ? મને તો ઘણુંજ મીઠું લાગે છે ! આવું આવુ બોલતી હો તો હુ નાટકમાં પણ ન જાઉં.'

'મારે તો જેમ તમે ખુશીમાં રહો તેમ કરવાનું છે. હું તમારી કૃપાથી ભણી

છું. મને વાંચવાનો મહાવરો છે; પણ તમે શબ્દની કચુંબર કરી નાંખો એટલે પછી તમને હું કેવી રીતે રીઝવી શકું. અંગ્રેજીનો જવાબ અંગ્રેજીથી કેમ વાળી શકું. હિંદી તો મરદની ભાષા. સ્ત્રીની નહિ; તોપણ હું દક્ષિણી પોશાકમાં હોઉં ત્યારે ભાંગ્યું તુટ્યું તો પણ મરાઠીમાં બોલી શકું. મને એમ તો મરાઠી આવડે છે.'

'શાબાશ ! શાબાશ !' ચંપકે નવનિધની પીઠ ઉપર પાછો પંજો ઠોકયોજ.

નવનિધ તો ચંપકના એકજ પંજાથી બેવડ વળી ગઈ અને તેણીની આંખોમાંથી અનાયાસ થોડાંક જલબિંદુ નિકળી પડયાં. ચંપકે આ દ્રશ્ય જોયું.

'અફસોસ ! શું બહુ વાગ્યું ? પ્રિયા ! માફ કર. લે હું ગુલાબના અત્તરની શીશી તારી પીઠ માટે ખલી કરૂં !'

ચંપકે કબાટમાંથી ગુલાબના અત્તરની શીશી લીધી અને તે ઉઘાડી. તેમાંનું અત્તર હથેળીમાં લઇને નવનિધની પીઠ ઉપર જોરથી મસળવા માંડયું. થોડુંક તેણીના મ્હોડા ઉપર પણ ચોળ્યું.

'વાહ તારા ગાલ પણ કેટલા કુણાં છે ? જાણે ઉંચામાં ઉંચું અતિ સુંવાળું મખમલ !'

'આતે તમે માંડયું છે શું ? દિવસે પણ તમને આવું આવું સુજે એ તો સારૂં નહિ. જાઓ, હવે માજી તો મનમાં સમજે પણ માસીજી શકરાં છે ! આટલો બધો અત્તરનો ઘમઘમાટ છાનો રહેવાનો કે ?'

"જાવાનો હુકમ થયો રે પ્રિયા તારો જાવાનો હુકમ થયો રે !"

ચંપક એક આ ગાયનની કડી બોલીને પરબારોજ પાછલે દાદરેથી પસાર થયો. નવનીધ મ્હોડું ઘસી ભુંસીને એકદમ નીચે ઉતરી. નવનીધ રૂપવતી લલના હુતી. તેણીની મુખાકૃતી સુંદર હતી ચંપકનો સ્વભાવ વીચીત્ર હતો. જ્યાં કાંઈક તેણે અવનવું જોયુ કે તને તેનો રંગ લાગ્યે ! નવનિધ આકર્ષક યુવતી હતી. હતી. અત્યાર લગી તે હાલ છે તેટલે દરજ્જે નવનિધમાં મોહાસક્ત નહોતો. જ્યારથી નવનિધે દક્ષિણી પોશક પહેરવા માંડયો ત્યારથી નવનિધ પ્રતિ તેનો મોહ વધારે વધ્યો. નવનિધ પણ સરળ હતી. તેણી પોતાના પતિના સ્વભાવને અનુસરીનેજ વર્તતી હતી અને વચ્ચે વચ્ચે સમયસુચકતા વાપરીને તેને શિખામણ પણ આપ્યે જતી હતી.

જસુ પણ હવે તદન સારી થઈ ગઈ હતી. પેટનો તેણીનો દુખાવો તેજ દહાડે બંધ થયો હતો; પણ માંજુ વઈદ એમ છતાં લગોલગ આઠ દહાડા સુધી આવ્યો. તે જ્યારે આવતો ત્યારે જસુની નાડી જોતો, આંખો જોતો, જીભ જોતો, તેણીનું પેટ જોતો અને છાતી ઉપર ભુંગળી મુકીને તેણીની છાતીના ધબકારા પણ જોતો. વચ્ચે તક જોઈને જસુનાં સ્તનને પણ તે સ્પર્શ કરી ગયો હતો. જસુને આથી કશુંય ખોટું લાગ્યું નહોતું. ઉલટી તેણી તો તે વખતે રાજી થઈ ગઈ હતી.

## પ્રકરણ ૧૪ મું

વિધવા અંતર આપદા, વિધવાથી સમજાય;
જાણે પણ માણે નહીં, એ દુખ કેમ સહાય ?

એટલું સારૂં હતું કે નવનિધ જ્યારે નીચે આવી ત્યારે હીરા શેઠાણી ઘરમાં હતા નહિ. બીજે મજલે કોઇ પોતાની ઓળખાણવાળીને ત્યાં જઇને બેઠાં હતાં. ઘરની અંદર ફક્ત જસુજ હતી. નવનિધની પીઠ ઉપર અને તેણીનાં મ્હોડા ઉપર પેલા ચસકેલા ચંપકે અર્ધા તોલાની ગુલાબના અત્તરની શીશી ખલાસ કીધી હતી. નવનિધે ભલે ઘસ્યું ભુસ્યું પણ અત્તરનો ઘમઘમાટ કાંઇ જાય ? નવનિધ જેવી નીચે આવી કે આખું ઘર ઘમકી નિકળ્યું ! ઓરડામાં એટલી બધી ખુશબો ફેલાઈ ગઈ કે જસુની નાસિકા પણ આ સુગંધ વડે જાગ્રત થઇ ગઇ !

પેલા મંજુલાલ વૈદને જોઈને જસુ વિકારવશ તો ક્યારની થઇ ગઈ હતી. તેનો ચહેરો તેણીની આગ આગળ તરવરતો હતો. એક વખત આ મંજુ તેણીને સ્વપ્નમાં પણ દર્શન દઇ ગયો હતો ! જસુ તેને જોયા પછી બે ત્રણ દહાડા થયાં વધારે વિકળ બની ગઇ હતી. શેમાંય તેણીનું બરાબર ચિત્ત ચ્હોંટતું નહિ. તેણીનું કામકાજ જરા હમણાં ઉથમું થઈ ગયું હતું. તે પરાયું સુખ જોઇને વારંવાર શોચમાં પડતી. તેણીનાં કાન પણ સરવા હતા. ચંપક તથા નવનિધ વચ્ચેના વાર્તા વિનોદનો પણ તેણીને ઝાંખો ઝાંખો ખ્યાલ આવતો. આ કારણથી તેણી બહુ વખત આવેશમાં આવી જતી. તેણીને ગાઢ નિંદ્રા તો આવતી નહિ. રાત્રે તેણી વિલક્ષણ પ્રકારનાં દ્રશ્યો સ્વપ્નદ્વારા જોતી.

ગુલાબના મીઠી સુગંધથી જસુનું મગજ કોઈ અવનવી લહરી વડે ભરાઇ ગયું ! તેણી ઘડીભર તો પોતાના મનમાંજ સમસમી રહી; પણ પછી હળવેક રહીને તેણીએ નવનિધને આ પ્રમાણે કહયું.

"અલી વહુ ! આ નર્યું શું ઘમઘમે છે ? તમને સાસુજીની બીક નથી કે આવાં ને આવા કરીને આવો છો ? બાપાજીના જાણવામાં આવે તો તેને કેટલું ખરાબ લાગે !"

"હું શું કરૂં ? કમાટ ઉઘાડવા ગઇ કે બુચ વગની અતરની શીશી ઉંધી વળી ગઈ ને મ્હારા આ છાયલ ઉપર પડી. ઘણી સમજું છું કે મોટેરાંને ઠીક ન લાગે; પણ ઉપાય નહોતો. જુવોની ! મ્હારા મહોડા ઉપર પણ છાંટા ઉડયા છે તે !

"ઠીક વહુ. જે કરો તે તમને છાજે તેવું છે."

આટલું કહી જસુ રસોડામાં ગઇ. નવનિધ કાચી નહોતી. તે પુરા દિવસની હતી. સમય પ્રમાણે સાવધાન રહેવાને તેણી પ્રથમથીજ મંત્ર શીખી હતી. તેણીને કોઈ વાત વધારવાની ટેવ નહોતી. સાંભળનાર મળે અને સમજાવવા જેવું હોય તોજ તેણી લાંબું ચલાવે; નહિંતર મૌનજ રહે. તેણીએ જસુને પાછું કશુંય કહયું નહિ.

"હવે માસીજી ! આજ તો હું જ બધી રસોઈ કરૂં. તમે જરા વિસામો લ્યો. હજી હમણાંજ માંદગી ભોગવીને ઉઠયાં છો !

નવનિધ રસોડામાં પેઠી અને જસુ રસોડાની બહાર નિકળી. આજ જસુને કયાંય ચેન પડતું નહોતું. તેણીના મસ્તિકમાં વિચારવાયુ ચડી ગયો હતો. જેમ કોઇ થાકેલી વિસામો ખાવા બેસે તેમ તેણી ઓરડાના ઉંબરામાં બેઠી તેણીનામાં અત્યારે નહોતી પોતાને કે પારકાને દિલાસો આપવાની શકિત અને નહોતું મનને કાબુમાં રાખવાનું કોઈ છુપું બળ ! આજનો આખો દિવસ પ્રકાશથી ઉજ્જવલ હતો. અત્યારે પણ સર્વત્ર ઉજાસ હતો; પરંતુ જસુની આંખ આગળ તે બધું ધુમ્મસવણું જ જણાઈ રહયું !

"વહુ ! જરા બહાર ડોકયું તો કર ! આકાશમાં વાદળાં થવા માંડયાં છે. અગાશીમાં દાળ સુકવી છે તે તું લઈ આવે છે કે હું લઈ આવું ?"

નવનિધ રસોડામાંથી બહાર આવી અને તેણીએ આકાશ સામું જોયું.

"વાહરે માસીજી ! આ તે તમે શું બોલ્યાં ! અહીં તો નથી વાદળાં કે બાદળાં ! આકાશ ચોખ્ખુ ચણક છે. સુર્ય પણ હજી આથમ્યો નથી. તેને તમે નથી દેખતાં ?"

જસુ તો નવનિધનું આવું બોલવું સાંભળીને ભોંઠીજ પડી ગઈ. તેણીનાથી બોલી તો જવાયું પણ તેણી પાછળથી પસ્તાઇ. તેણીનામાં ઘડીએ અને પાઘડીએ કોઈ વિલક્ષણ ફેરફાર થતો જતો હતો. ઘડીકમાં તેણી વિચિત્ર થતી હતી અને ઘડીકમાં રોમાંચિત પણ થઈ જતી ! તેણી જયા બેઠી હતી ત્યાંજ ધીમે ધીમે ઢળી પડી. બીજે મજલેથી હીરા શેઠાણી આવી પહોંચ્યાં !

"વહુ ! આ જસુ આમ ઉંબરામાં કેમ સુતી છે ?"

"આજ માસીજીને ઠીક નથી. ફેર આવ્યા હશે !

"પાછો આગળની પેઠે પેટનો દુખવો તો નથી ઉપડયો ના ?"

"ના, ના. એવું તો કાંઈ નથી."

નવનિધ કયાં ડાહી માની દીકરી નહોતી ! તેણી ચોળીને ચીકણું શા માટે કરે ? ટુંકા પ્રશ્નનો ટુંકો ઉત્તર ! નવનિધમાં કોઈને નિંદવાની ટેવ તો હતીજ નહિ. તેણી એટલુંજ જાણતી કે આપણે જો કોઇનું બુરૂં બોલીએ અગર કોઈની આઘાપાછી કરીએ તોજ કેઇ આપણું બુરૂં બોલે અગર આપણી આઘાપાછી કરે. નવનિધે તરતજ પથારી પાથરી.

"માસીજી ! ઉંબરામાજ સુઈ ગયા ? અહીં સુઓ."

નવનિધે જસુને હાથ ઝાલીને બેઠી કરી. જસુ ઉઠી અને પથારીમાં જઈને લાંબી થઈને પડી. નવનિધે જસુની પગચંપી કરવા માંડી.

"તાવ જેવું તો નથી ના ?" હીરા શેઠાણીએ નવનિધને પુછયું.

"તાવ જેવું તો કાંઈજ નથી. પગ તો સાવ ઠંડા છે."

શેઠાણીએ જસુના માથા ઉપર હાથ મુકયો.

"વહુ ! આ શું ! તું કહે છે કે પગ ઠંડા છે; પણ આ માથું તો જો ! કેટલું ગરમ છે ! ધાણી ફુટે એટલું છે. આ તે દરદ કેવું ! હજી હમણાં તો એ મ્હોટા મંદવાડમાંથી ઉઠી. ત્યાં વળી આ શું થયું ?"

"કેમ ખબર પડે સાસુજી !

"કેમ જસુને આજ પાછું ઠીક નથી ?" કમળાએ આવીને પુછયું.

"હમણા એ સાજીજ નથી રહેતી પેટનો દુખાવો માંડ માંડ મટયો તો. કોણ જાણે આજ વળી આ શું થયું !" હીરા શેઠાણી બોલ્યાં.

"આ તો બેભાની જેવું છે." "કમળાએ જસુના શરીર ઉપર હાથ ફેરવીને કહયું.

"કાકીજી ! સાચો સાચ ! કાંઇક એવુંજ છે." નવનિધ બોલી.

"નવનીધ વહુ ! ગુલાબ કે વાળાનું શર્બત છે કે ? માથું ઘણું ગરમ છે. આ તાવ નથી માથા ઉપર રખેને પારાવાર ગરમી ચડી ગઈ હોય !"

"વાળાનું શર્બત તો નહીં હોય. લીંબુ અથવા તો ગુલાબનું હશે."

"જે હોય તે લાવ બેય મઝનાં ઠંડા છે."

નવનીધ ઉપર ગઇ અને કબાટમાથી લીંબુનું શર્બત લાવી. કમળાએ એમાંથી થોડુંક પ્યાલામાં લીધું અને તેમાં પાણી મેળવ્યું."

"જસુ ! આ પી જા"

કમળાએ શર્બત પાયું. જસુએ થોડીવારે આંખ ઉઘાડી.

કમળાએ જસુને બેઠી કરી. જસુ સાવધ થઇ.

"જસુ આવે છે કે મારે ઘેર ?"

"કોણ કમળા કાકી ! હું તમારે ઘેર આવું ? ચાલો આવું."

કમળા જસુને પોતાને ઘેર તેડી ગઈ.

## પ્રકરણ ૧૫ મું.

ઘરમાં કોણ માંદુ છે અને કોણ સાજું છે તેની ચંપકને કશી ગતાગમ હતી નહિ. નવાનધને મહોડેથી પોતે સાભળતો કે માસીને ઠીક નથી; પણ ચંપકે જસુનો આજ દીન પર્યંત ભાવ સરખો પણ નહોતો પુછયો. નવનિધના કહેવાની તેને થોડી ઘણી અસર થઇ હતી અને તે પેઢીમાં હમણા વધારે વખત બેસતો. સેવક લાલ મુનીમ જે ચોપડા લખતો હતો તેમાં મહોડું પણ ઘાલતો. ભગુભાઇ ચંપકની આટલી પણ પેઢી તરફની કાળજી જોઈને મનમાં હરખાતા હતા અને ધારતા હતા કે પોતાની મેળે જે આટલો સુધારો ઉપર છે તે આસ્તે આસ્તે રસ્તે ચડી જશે.

શેઠને થોડીજ ખબર હતી કે આ નવનીધની સારી શીખામણનું પરીણામ છે;

ચંપક આજ સેવકલાલની પાસે નિરાંતવા બેઠો હતો. ચંપકનું ચિત્ત ચોપડામાં ચ્હોટેલું જોઈને સેવકલાલ બોલ્યો.

"જુઓ ચંપકભાઇ ! આ જમે પાર અને આ ખાતે પાર. જે રકમ આવે તે આ બાજુએ જમા કરવી અને જે રકમ આપણે કોઈને આપીએ તે આ બાજુએ ખાતે માંડવી. પછી ખાતે જમેનો નોખ નોખો સરવાળો કરવો. જે રકમનો

સરવાળો ખાતામાં આવ્યો હોય તે જમેમાંથી બાદ કરવો અને જે રકમ વધે તે સિલ્લક કહેવાય. આપણો ઘર ખર્ચનો ચોપડો જુદો છે. તેમાં ઘર ખર્ચજ મંડાય છે. આ ખાતાવહી છે. એ સાંકળિયાની રીતની છે. જેમ તમારી ભણવાની ચોપડીમાં અનુક્રમણિકા આવે છે તેવુંજ ખાતાવહીનું છે. કોનું ખાતું કેટલામે પાને છે તે આ ઉપરથી જણાઇ આવે. સમજયા ?" ચંપક બધું સાંભળી રહ્યો. તે બધું જોતો હતો અને પાનાં ફેરવતો હતો, ભગુભાઈના મનમાં આ વખતે એમજ આવ્યું કે મારી હાજરીમા ચંપક શરમાશે. અને વધુ પડતું પુછશે નહિ અગર સવાલ જવાબ કરશે નહિં. ભગુભાઈ અઠવાડીયામાં બે ત્રણ વખત કોઈ પણ મંદિરમાં બિરાજેલા ઠાકુરજીના દરશન કરવા જતા. તે નિયમિત નહોતા.

" સેવકલાલ ! હું દર્શન કરવા જાઉં છું. ચંપક ! હું આવું ત્યાંસુધી બેસજે. દીકરા ! તું હવે મહોટો થયો મુનિમને પુછીએ, ગાળીએ, એમાંથી તને ઘણું જાણવાનું મળશે. "

ચંપક પોતાના પિતાની સામે જરૂર હોય તોજ બોલે; નહિતર હું હાં, કરે.

" સેવકલાલ ! આપણા ચંપકને જો તમારે ખરેખરૂં શિખવવું હોય તો તેના હાથમાં એક કોરી ચોપડી મુકો અને તે ચોપડીમાં લખાવો. આમ કહેવાથી તેને શી રીતે ખબર પડશે ? "

" ભલે, આજથીજ હું એમ કરૂં છું. આ આપની વાત સાચી છે. લ્યો ચંપકભાઇ ! આ કોરી ચોપડી. હું નોંધાવું તેમ નોંધો. "

ચંપકે ચોપડી મુંગે મહોઢે પોતાના હાથમા લીધી. તે પોતાના પિતા કરતાં સેવકલાલથી વધારે ડરતો. સેવકલાલે એક વખત ચંપકને બહુની જોડે જોયો હતો. ચંપકને ખાનગીમા સેવકલાલે એક વાર આ બાબતનો ઈસારે પણ કર્યો હતો. જેનામાં જે દોષ હોય તે દોષ જેના જાણવામાં હોય તેનાથી તે જરા કોર મરડે. સેવકલાલના સંબંધમાં ચંપકનું પણ આવુંજ હતું.

ભગુભાઈ પરબારા દર્શન કરવા ગયા. સેવકલાલે ચંપકને આજના નામાની અસલ ઉપરથી નકલ કરવાનું કહ્યું. ચંપકે કોઇ દહાડો નહિ પણ આજજ સેવકલાલના કહેવા મુજબ વર્તવા માંડયું.

" જરા નજર કરો. ખોટું ઉતરતા જાઓ છો. આમ સીધું લખતા જાઓ. આ તો જરા વાંકું થયું. સમજ્યા કે ?" સેવકલાલે ચંપકને તેની ભુલ દેખાડી આપી.

ચંપકના અક્ષર હતા કાચા, પાકા નહોતા; તો પણ છેક કહાડી નાંખીએ તેવા તો નહોતાજ. જો ચંપક ધ્યાન આપીને અક્ષર સુધારવાની તજવીજ કરે તો તેમાં સુધારો વધારો થઇ શકે એમ હતું.

ચંપક ઘણોજ ચંચળવૃત્તિનો હતો. આજ ભલે તે પોતાના કામ ઉપર બેઠો હતો; તેનું ચિત્ત હતું બહુ તથા કસુંબલામાં ! ચંપકના હાથમાં પઇસા તો હતા નહી કે તે કુસુંબની પાસે જાય; બહુ પોતાના પદરના પઇસા વાપરે અને

તેમાં પોતે ભાગ પડવે એવું હવે ચંપકને ગમતું નહેતું, અવનવાં નટકો જોવામાં પણ તેનું ચિત્ત લાગી રહેતુ હજી આગલે દિવસેજ રવિવારનો ખેલ જોઈ આવ્યો હતો. ચંપક નિર્બળ હૃદયનો હતો. તેના જીગરમાં જે દ્રષ્ય કે આયન ચહોટયું તેને એકદમ તે ભુલી શકતો નહિ. વારંવાર તે તેના અંતઃકરણ ઉછળવતું. આજકાલ જુવાનીઆઓ આવાજ હોય છે. કાંતો સાવ મુર્ખ સારા અને કાંતો ઠીક ઠીક અભ્યાસ કરીને તઇયાર થયેલા સારા; પણ આ ચંપક જેવા અધકચર્યા બીલકુલ વિશ્વાસ નહિં. ચંપક અષ્ટમ પષ્ટમ કરીને ત્યાંથી ઉઠયે. કશું બોલ્યો નહિં. અને ચાલતો જ થયો !

## પ્રકરણ ૧૬ મું

પરાધીન છે કેટલો, અબળાનો અવતાર;
કહે કથ તેવું કરે, નવનિધ જેવી નાર !

જસુ આજ સ્વસ્થ હતી તેણીને લીંબુનું શરબત કાંઈક મફક આવી ગયુ હતું. કમળાના કહેવાથી હમણાં હીરા શેઠાણીએ જસુને રસોડાના કામમાંથી મુકત કરી હતી. નવનિધનો સ્વભાવ સરલ હતો. તણી ઘરકામથી કંટાળે તેમ નહોતી. તેણીને આથી ખોટું પણ નહોતું લાગ્યું. તણીની પાસે તકનો હિસાબ હતો પણ હકકનો નહોતો. જસુને પણ તેણી આ કારણથી પ્રિય થઈ પડી. તેણી એકદમ નવનિધની મેડી ઉપર ચડી ગઈ.

"વહુ ! પેલું સર્બત છે કે ? મને આપશો ?"

"કેમ ન આપું ? હજી બે દહાડા ચાલે તટલું છે. બીજો શીશો મેં મંગાવ્યો છે."

નવનિધે એક ગ્લાસમાં એક ઔંસ જેટલું શર્બત નાખ્યું. તેમાં બે ઔંસ જેટલું પાણી ઉમેર્યું. જસુએ તે પ્યાલો પોતાના હાથમાં લીધો અને તેણી પી ગઈ.

"વહુ ! છે મજેનું હો !"

"માસીજી ! હજી તમને ખબર નથી. ભુલેશ્વર ઉપર લીંબું તાજાં આવે છે. કાલ હું મંગાવી લઈશ અને મારે હાથે હું તમને તઈયાર કરી આપીશ. તમો પીશો તો ખુશી ખુશી થઈ જશો."

"એમ ! વહુ ! આવું આવું બનાવીને જો તું મને પાય તો હું તારો પાડ માનું. હમણાં થોડા દહાડા થયાં મારૂં માથું ભમ્યા કરે છે રાત્રે પુરી ઉંઘ પણ નથી આવતી. નકામા ઉધામા આવ્યાજ કરે છે."

"માસીજી ! મને કહેશો કે તમને એવું તે શું શું થાય છે ? તમને મ્હારો વિશ્વાસ આવતો હોય તોજ કહેજો હો ! આપણું બઈરાંઓનું પેટ હલકું ગણાય છે; પણ મને એવી સમજશો ના. કીંમતી ઘરેણાં મુકવા માટે તીજોરી મળે છે પણ છાની વાત કહેવાનું આપણને ઠેકાણું નથી મળતું. સમજી ગયા કે ?"

"હા, સમજી; પણ વહુ ! મને તો હું ઘેલી થઈ જાઉં એવી બીક લાગે છે ! રાત્રે સુઉં છું કે અનેક પ્રકારની જંજાળ જોઉં છુ. આ તો તેં મારૂં કામ હમણાં ઉપાડી લીધું છે અને તથી મન મોકળું મુકીને હું ઘરમાં આટા ફેરા મારૂં છું. તેં મને કહયું ત્યારથી હવે કોઇકજ વાર કમળા કાકીને ઘેર જાઉં છુ.

કમળા કાકીને મેં કહેલું કે નવનિધ વહુ મને આમ કહે છે કમળા કાકીએ પણ તારા કહેવાને ટેકો આપ્યો. મેં પણ મારા મનમાં કયાસ કર્યો કે રખેને કોઇ મારા ઉપર આળગાળ ચડાવે ! વહુ ! હું ખરૂં કહું ? મને હમણાં કયાંય ગોઠતું નથી. મન જ્યાં ને ત્યાં ભટકે છે. કયાંય ખીલેજ બંધાતું નથી."

"માસીજી ! હું બધુંય સમજું છું. ચડતા પુરમાં આવેલી વિધવાના દુઃખનો પાર નથી. મેં હજી હમણાંજ 'વિધવા વિપદ' નામનું પુસ્તક વાંચ્યું. આ તો હજી તમે સુખી છો. કોઇની ટોંકણી નથી. બાપુજી અને માજી તો તમને એક અક્ષર કહે નહિં. તમે તમારાં કામથી પરવાર્યાં એટલે જાણે જગ જીત્યાં."

"એ ખરૂં; તુંયે સીધી અને શાણી છે અને તેથીજ તું તારા વરને નિભાવી રહી છે. હું તો એમનાથી થર થર ધ્રુજું છું લે !"

"લાડમાં ઉછરેલા છે એટલે એમ હોય. કાલ સવારે સુધરી જશે. તમે તો આટલું એમને માટે મને કહી પણ ચુકય; પણ મારે એમની ફરિયાદ કયાં જઈને કરવી ? તો પણ સારા છે. વાળ્યા વળે એવા છે. જો દાધારીંગા હોત તો મારા જેવીનો પત્તો પણ ન લાગત. મારો વિચાર એવો છે કે તમારે એમની આગળ મીઠું મીઠું બોલવું અને એમની હાએ હા અને નાએ ના કર્યે જવી. તમને એક બીજું કહી દઉં ! તમે આમ જો નવરાં રહેશો તો તમારૂં મન ઉલટું તરંગે ચડી જશે. તે કરતાં તમારે માટે વાંચવાનું સારૂં. પેલાં ઈંદુમતિ બહેનને ઓળખો છો કે ? એમનો વર બી૦ એ૦ થયેલો છે પોતે પણ ભણેલી છે. સિવવા, ભરવા તથા ગુંથવાનું કામ એ સારૂં જાણે છે. તમે એ શિખતાં હો તો કેવું સારૂં ! ભમતાં મનને ઠેકાણે રાખવાના એ રસ્તા છે."

"આ તારી વાત મને ગમી; પણ તું એમ ના જાણીશ કે મેં રસોડું છોડી દીધું છે ! હું આવી કે મ્હોટી બહેનને રસોયાને રજા આપી હવે હું મારૂં કામ તને સોંપી દઉં, એ કેમ બને ?'

" હું તમને એ વિષે કશું ય કહેવાની નથી તમારા મનમાં ઉછરંગ આવે તો કર્યા કરજો. ન આવે તો નહિં. હું તો ગમે તેમ તે વહુવારૂ. મારાથી કયાં છુટાવાનું હતું ? તમે મારાં સાસુજીનાં બ્હેન એટલે સાસુજીને ઠેકાણે. તમારી આજ્ઞા મારે માનવાની રહી; પણ મારી તમારે નહિ. "

' વાહ રે વહુ ! તારૂં ડહાપણ તો તારીજ પાસે છે હો ? તું ડાહી છે એટલી મને ખબર ખરી; પણ તારામા આવડી ઉંડી સમજણ છે તેની તો મને ખબર જ નહિં. '

' એ બધો પ્રતાપ મારાં માબાપનો, મારા મોટા ભાઈનો તથા આ કબાટમાં પડેલાં પુસ્તકોનો છે. '

' એમાંથી એકાદું મને પણ આપજે. હું તારા જેટલું ભણેલી તો નથી પણ ઠીક ઠીક વાંચી લખી જાણું છું. '

' મને ખબર છે. લ્યો આ પુસ્તક નવરાં પડો ત્યારે જીવ ઠેકાણે રાખીને

વાંચજો. એમાં આ દેશની વિધવાઓની દુર્દશાનું વર્ણન છે. બહુ હૃદયવેધક છે તમે તમારૂં દુઃખ ભુલી જશો.'

'વહુ ! કાલથી રસોઈનું કામ મારે કરવાનું છે હો ! જો મારા સમ: તું રસોડામાં જઇશ ના.'

'હમણાં તો વિસામો હવે. પછીની વાત પછી.'

હજી તો આ બેની નરમ વાતચીત ચાલે છે ત્યાં તો પાછલે દાદરેથી ચડવાનો ચંપકનો પગરવો સંભળાયો.

'લે તારો વર તો આવી પણ પહોંચ્યો.'

આટલું કહીને જસુ એકદમ નીચે ઉતરી. ચંપકે તાળું ખોલીને બારણું ઉઘાડયું.

'કસા હાય ? આનંદાત અહે ના ? આ તુઝા, મ્હણલ્યા પ્રમાણે મીઠાઈ આણલી નાંહીં. ગજરા આણલા આહે. દક્ષિણી પોશાક સજવાયચા અહેકં ! એક દાક્ષણી ગાને મ્હણાવે લાગેલા આઠવણ અહે કાય ? ચેત નસલ્યાસ પઠ કરૂન છો !'

'તમે મરાઠી બોલો અને હું એનો મરાઠીમાં જવાબ આપી શકું નહિ. એ મેળ કેમ ખાય ?' નવનિધે ચંપકને કહયું.

'ચાલો, એ પણ પત્યું ! આગળ વાત.'

ચંપક ખુરશી ઉપર બેઠો અને પોતાની મોજે નીચેની કડી લલકારવા લાગ્યો.

'યે જુવાની દિવાની આ ગઈ રે ! મઈ કૈસેં રખુંગી
સમાલકે ! હાં હાં મઇં કૈસેં રખુંગી સમાલકે ! હાં હાં
મઇં કૈસેં રખુંગી સમાલકે !'

'આ વળી તમે શું ગાવા માંડયું ? ગ્રહસ્થ ઘરમા તમારે મ્હોડે આ શોભે કે ? આ તો નર્યું તોછડું છે ! નહિં ને બાપુજીએ, માજીએ કે માસીજીએ કદાચ સાંભળ્યું તો એ મારે અને તમારે માટે શું ધારે ?'

'તારૂં કામ ભારે ! હરેક વાતમાં બંધી, બંધી અને બંધી ! અંગ્રેજીમાં બોલતો અટકાવ્યો, મરાઠી બોલતો અટકાવ્યો અને આ ગાયન ગાવા માંડયુ તો તે પણ અટકાવ્યું ! નાટકમાં આ ગાયને તો અવધી કરી મૂકી આઠ આઠ દસ દસ વખત વન્સમોર ! ગાનારનો શું નખરો હતો !'

ચંપક ખુરશી ઉપરથી ઉભો થયો.

'કેમ ' ઉઠયા ?'

'તને સંભળાવવા. જો સાંભળ.'

'યે જુવાની દિવાની આ ગઇ રે, મઈ કૈસેં રખુંગી સમાલકે ?
હા હાં મઇં કૈસેં રખુંગી સમાલકે ! હાં હાં મઈ કૈસેં રખુંગી સમાલકે !'–

'આવું હલકું ગાયન અને આવા હલકા ચાળા તમને છાજે ? કયાંક આવું આવું શીખીને બાયલા ન બની જાઓ !'

'કોણ હું બાયલો ? હેં ! હેં ! હેં !' નવનિધને મારવા દોડે છે.

'આમાં મેં ખોટું શું કહયું કે તમે મને મારવા દોડયા ! મેં તમને બાયલા કયાં કહયા છે ? તમને હું બાયલા કહું પણ ખરી કે ? હું તો એમ કહું છું. કે આવું આવું રાંડોડીયું શિખવાથી એક ખરો મરદ પણ રહેને રહેને બાયલો બની જાય !'

'આ તો તારી વાત સાચી હો ! શાબાશ ! શાબાશ !"

'હવે શાબાશી આપતા આપતા છેટાજ રહો. તમારી શાબાશી તો મારો કોઈ દહાડો જીવ લેશે !'

નવનિધ છટકીને દુર ઉભે છે.

'નવનિધ'

'આજ તો તમે મને મારૂં નામ લઈને બોલાવી !'

'તું મને મારૂં નામ લઈને બોલાવ !'

'હું તમારૂં આખું નામ તો નહિંજ લઉં. લાલ કહીને બોલાવીશ.'

'હું જયારે નહાનો હતો ત્યારે નવનિધ! માજી મને લાડકવાયો લાલ કહીને હાલરાં ગાતાં ! તું મને લાડકવાયા લાલના નામથી ન બોલાવે ?'

'એ તો લાલ ! લાડકવાયો શબ્દ તો માજીને માટેજ ખાસ રહેવા દયો. માજી તો તમારી જનેતા ગણાય. એ તમને લાડકવાયના નામથી બોલાવે તો તે ઠીક લાગે. હું તો તમારી અર્ધાંગના ! મારે મોઢે લાલજ શોભે.'

'શાબાશ ! શાબાશ ! જો સાંભળ. તારાં કહેવા પ્રમાણે હું પેઢીમાં દરરોજ જઉં છું અને ત્રણ ચાર દીવસ થયા ત્યાં વધારે વખત બેસું છું. નામું પણ શીખું છું.'

"એ તમે ઠીક કરો છો. બાપુજી પણ માજીને કહેતા હતા કે હવે."

"કેમ અટકી ? ચોખ્ખું નામજ લેને ! કહે કે ચંપક !" ચંપક વચ્ચેજ બોલ્યો..

"તમે એમ રાજી થતા હો તો લ્યો ચંપક !"

"બસ, બસ. આજ તારા ઉપર હું આફ્રીન છું !"

"પેઢીમાં ધ્યાન આપે છે" નવનિધે વાકય પુરૂં કર્યું

"પછી માજીએ શું કહયું ?"

"માજીએ કહયું કે ચિંતા કરો ના. એ એની મેળેજ સુધરી જશે ! આ વખત ભાણીમા પણ બેઠા હતાં. તે બોલ્યા કે બારે બુધ્ધિ, સોળે સાન, વીસે વાન અને ન આવે તો ગધેડા સમાન !

"શું ભાણી ડોસી એવું બોલી ? મને ગધેડા કરાવ્યો ?"

"ના, ના. એવો ઉંધો અર્થ ના હો. એ તો જેને બારમે વર્ષે બુધ્ધિ ન આવે એટલે જે સારૂં માઠું સમજે નહિ, સોળે સાન ન આવે એટલે જે કોઈનો ઈશારો સરખો પણ ન જાણે અને વીસે વાન ન આવે એટલે જેને મુછ ન ઉગે તે ગધેડા કહેવાય"

"ફિકર નહિ ! ફિકર નહિં ! મુંછ તો મને બરાબર ઉગી છે ! જો કેવી

વાંકડી છે ?" પોતાને હાથે વળ દે છે.

"માજી કહેતાં હતાં કે એક મહિના પછી ચંપકને એકવિસમું વર્ષ બેસશે.

"વાહરે મારી મીઠી મધુરી ! મારૂં નામ તો તું બે વાર બોલી ગઇ તું કહે છે કે સંસારમાં સમજવું જોઇએ. માજીનો હું ચંપક અને તારો લાલ !

"મારા તો તમે લાલજ છો !"

"અને મારી તો તું નવનિધ છે ! તારૂં નવનિધ નામ પણ સુંદર છે હો ! મારા એક દોસ્તદારની વહુનું નામ મેના છે !"

'શું તમારો દોસ્તદાર ! એ કોણ છે વળી ?"

"છે એક. હું મારા આ દોસ્તને બહુવાર કહું છું, પણ એ આપણે ઘેર આવવાની ના પાડે છે."

"તમે તો એમને ત્યાં જઇ આવ્યા હશો."

"એક વખત નહિં, પણ ત્રણ ચાર વખત."

"એ તમારા ભાઇબંધનું નામ શું છે ?"

"નામ છે બલુ."

"એ એકજ તમારો મીત્ર છે કે બીજા પણ છે?"

"છે બે ત્રણ; પણ તે નામના. આ બલુ તો મારો જીવજાન છે ! નવનિધ ! એ મારી પાસે થોડાક રૂપીયા માગે છે.

"કેટલા માગે છે !'

"સવાસોની ઉપર અને દોઢસોની અંદર; પણ એ એવો છે કે તેણે મારી પાસે કોઈ દહાડો ઉઘરાણી નથી કરી કે નથી આંખને અણસારે કાંઈ પણ કહયું'

'માણસ સારો ખરો; પણ તમે જો શરત કરો તો હું તમને એટલી રકમ આપું"

"શી શરત?"

"શરત એટલી કે તમારે હવે કોઇ પાસેથી ઉછીતા કે ઉધારા લેવા નહિ. તમારે જે કાંઇ જોઇએ તે પ્રથમ મને જણાવવું અને જો મને ઠીક લાગશે તો હું તમને આપીશ. તમે તો રાજા કહેવાઓ હું તો તમારી કારભારણ.; જે રાજા પોતાના કારભારીની સલાહ લઇને કામ કરે છે તે રાજા સુખી થાય છે."

"આટલું બધું તું શીખી કયાંથી?"

"મારા માવતરને ત્યાંથી અને તે શીવાયનું આ પુસ્તકોમાંથી ! તમે ભણ્યા છો પણ ગણ્યા નથી. જ્યારે ગણવા શીખશો ત્યારે તમારી જોડે કોઈ ઉભો પણ નહિ રહી શકે !"

નવનિધ વ્યંગમાં ને વ્યંગમાં ચંપકને લાગતાં વેણ પણ સંભળાવ્યે જતી હતી અને વચ્ચે તેની પ્રશંસા પણ કરતી હતી.

"એમ ! જો સાંભળ હીસાબ તો ગણવા માંડયા છે."

"જે હીસાબ રાખે તે પોતાનો પણ હિસાબ ર્યે. મારા પિતાજી કહેતા કે બહેન ! હિસાબનું ભણતર અને હિસાબનું ગણતર પહેલાંની કિંમત ચાર આના અને બીજાની બાર આના."

"હવે એ તો બધું સમજ્યો; પણ પેલું ગાઉં ? કસુંબી રંગનું ! મનમાં ક્યારનું ઘોળાય છે. તું રાજી હો તો ગાઈ દેખાડું !"

"હું તો રાજીજ છું. મનમાં રાખ્યું રહેતું ન હોય તો ભલે ગાઓ; પણ હળવે ગાજો માજી તો આંખ આડા કાન કરે. બપુજી તો પેઢીમાંજ હોય. દસ વાગતે જાય અને છ વાગતે આવે; પણ માસીજી સાંભળી જાય એ સારૂં નહિ."

"મારી જરા માસીની ફિકર નહિ. ભલેની સાંભળે ! એ મને પુછનારાં કોણ ? જો સાંભળ. 'કસુંબી, કસુંબી, કસુંબી રંગ હો ગયે ! કસુંબી રંગ હો ગયે ! કસુંબી રંગ હો ગયે !'

"લાલ ! અમે બઈરાંઓ કોઇની વાત સાંભળિયે અને વાત કરનારી અમને કહે કે બઈ ! વાત પેટમાં રાખજે. જેના પેટમાં વાત રહેતી ન હોય તે અમને વાત કહેવા આવે. અમે વળી બીજીને કહીએ બીજી ત્રીજીને કહે. એમ વાએ વાત ચાલીજ જાય ! તમે મને કહેશો કે આવું અવું તમે ક્યાંથી શીખી આવો છો ? નાટકમાંથી કે કોઈ બીજે ઠેકાણેથી ?"

ચંપક કસુંબલની વાતજ ગળી ગયો ! તે બોલ્યોજ નહિ. બલુની અને મૈના વહુની વાત તો તેના મ્હોડામાંથી પ્રસ્તુત વિષયને અનુસરીને અનાયાસ નિકળી પડી; પણ આ લાલાં નાયકણીની છોકરી કસુંબલનું નામ આપવું તેને યોગ્ય લાગ્યું નહિ. ચંપક નવનિધની પ્રશ્નોત્તરી ઉપરથી અત્યારે આટલો થોડો પણ ડહયો થયો હતો. જો આગલો ચંપક હોત તો તે આવી ન કહેવા જેવી વાત પણ છાની રાખત નહિ.

નવનિધને તો પોતાના પતિને પોતાને અનુકુળ રાખવાની સ્વાભાવિક ગરજ હોય; પણ ચંપકને નવનિધ જેટલી નવનિધની પરવા હતી નહિ. તે નવનિધનો એક પણ કડક શબ્દ સહન કરે તેવો નહોતો. જ્યારે તેણીએ તેને નાયલો કહયો ત્યારેજ તે તેણીને ધકકો મારીને ચાલ્યો ગયો હોત; પણ નવનિધની એ વખતની રમત તદન જુદી હતી. નવનિધમાં કેટલીક આવડત હતી. તેણીનામાં જેમ મુઠ મારવાની કળા હતી તેમ તેને પાછી વાળવાની પણ હતી. તેણીનામાં કસવાની સાથે હસાવવાની પણ શકિત હતી. કોઇવાર નમીને, કોઇવાર ગમીને અને કોઇવાર ખમીને પણ ચંપક જેવા ધકચયોને રમાડી લેવો એ નવનિધને માટે સહેલું હતું. ચંપક નવનિધની કસોટીએ હવે કયરનો ચડી ચુકયો હતો. ચંપકને અત્યારે નવનિધ પાસેથી રૂપિયા પડાવવાની ગરજ પણ હતી; અને બલુની તેને એ પ્રકારની ભલામણ પણ હતી ચંપકમાં અનેક દુરગુણોમાંનું એક દુર્ગુણ આ પણ હતું કે તે પરાયાના કથનને વધારે માન આપતો. બલુના મનમાં એમ હતું કે જો ચંપક પોતાનાં માબાપ કે પોતાની વહુ પ્રત્યે વિરોધી ભાવ બતાવશે તો ચંપકને માટે તેના ઘરનાં માણુસો તે વિષેની વહેલી તજવીજ કરશે. ચંપકને બંધનમાં રાખશે અને પછી ફાવવાનો આપણને લાગ મળશે નહિ. આ સબબથીજ ચંપકને બલુ ઘરનાં માણસોના સાથે હળતા મળતા રહેવાનું કહયા કરતો. નવનિધે પોતાના

છેલ્લા પ્રશ્નનો ઉત્તર ચંપકના મ્હોંડાથી ન સાંભળ્યો. નવનિધના સમજવામાં આવ્યું કે દાળમાં ક્યાંક કાળું છે. આ વખતે થયું એમ કે જેમ ચંપક ઉત્તર આપવાનો અખાડા કરી ગયો તેમ નવનિધ ફરી પ્રશ્ન પુછવાના અખાડા કરી ગઈ! નવનિધને કેટલુંક કામ પણ આટોપવાનું હતું. મેડીએથી તેણી નીચે ઉતરી. ચંપક ઉપર રહ્યો.

## પ્રકરણ ૧૭ મું

વિવિધ વિપદ વિધવા તણી, જસુ વાંચી ગભરાઈ;
હઇયા હોળીમાં ગયું, ઉલટું ઘી હોમાઈ!

નવનિધે યુકિત પ્રયુકિતથી જસુના મનની કેટલીક વાત જાણી લીધી; અમુક અંશમાં તેણી જસુની પરિસ્થિતિ પણ સમજી ગઇ, નવનિધે જસુને 'વિધવાઓની વિપદ વાર્તા' એ નામનું જે પુસ્તક વાંચવા માટે આપ્યું હતુ તે તેણી પુરેપુરૂં વાંચી ગઈ. નવનિધના મનમાં એમ હતું કે માસીજી આ પુસ્તક વાંચી પોતાનું દુઃખ ભુલી જશે; પણ જસુના મનમાં તેની અવળી અસર થઇ! જેમ કોઇ અભાગીયું માણસ પોતા કરતા વધારે અભાગીયાંનું ઓઠું લઇ પોતાનું દુઃખ ગાય છે તેમ જસુ પોતાનું દુઃખ ભુલી નહિ. નવનિધે જસુને વાંચવાની તથા શીવવા, ભરવા, ગુંથવાની જે ભલામણ કરી હતી તે તેણીના ચિત્તમાં ચોંટી નહિ. જસુની રગે રગમાં યઉવનનું તોફાન જાગ્યું હતું. તેણીની આંખમાં મનોવિકારે વાસ કર્યો હતો. તેણીના હ્રદયમાં માંજુ વઈદના આકૃતી જડાઇ ગઇ હતી. મંજુ વઇદે જસુની છાતી ઉપર હાથ ફેરવવાની એક વખત આધવણી કરેલી; આ ક્ષણો તેણીને વારંવાર યાદ આવ્યા કરતી હતી.

આજ જસુનુ મન ભાણીમાની ઓરડીએ જઇને બેસવા માટે ખેંચાયું. પ્રથમ તો તેણીએ ઘરની અંદર ટેલવા માંડયુ. કઠોડામાં ઉભીને આસપાસ નજર કરવા માંડી. હરા શેઠાણી આ વખતે ઘરમાંજ હતાં.

'મોટી બ્હેન! હું જરા ભાણીમા પાસે જાઉ?' જસુએ શેઠાણીને પુછયું.

'હા, ભલે જા. વહેલી આવજે.'

જસુ ભાણીમાની ઓરડીએ પહોંચી.

'કોણ જસુ? આવની બા. બેસ. હવે તો શરીરે સારૂં છે ના? બ્હેન! તે દહાડે તો મને તારી બીક લાગી ગઇ હતી'

'ડાકટરની દવાથી તો મને કાંઈજ સારૂં નહોતું. આ તો તમે ઠીક આવ્યાં. વઇદ હુશીયાર ખરો. જો વહેલા મારા વારફેર થઇ ન હોત તો મારો પ્રાણજ નીકળી જાત."

"માડી! પેટપીડ! જીવડોજ લઈ હયેને! આનો ઠીક થયું કે મારે હઇયે માંજુનુ નામ ચઢી ગયુ"

'હેં ભાણીમા એ વઈદ કયાં રહે છે?'

'ઓલ્યું મોરલીધરનું મંદીર નથી? તની પડખેના માળામાં પહેલેજ દાદરે!'

" જોઈ લીધું. પાટીયું પણ છે. એકવાર હું દર્શન કરવા ગયેલી તે વખતે વાંચેલું.'

'તારા જેવી ભણેલીયુને શું! એ તો ગોતીજ કાઢે! હવે પેટમાં સારૂં છે ના!'

'હા, સારૂં છે. આગળ કરતાં કયંય સારૂં; પણ ભાણીમા ! હજી કોઈ કોઈ વાર પેડુમા ઝીણું ઝીણું દુખે છે હો ! મારે હજી એ વઈદની પડીકી પાંચ સાત કહાડા લેવાની છે; પણ હું એકલી કયાં જાઉં ? કોઇ જોડે હોય તો વળી મોટી બહેનની રજા લઇને જઇ શકું."

'ઘાટીને સાથે લઇને જાની ! નાડ બતાવીને દવા લઇએ. તારી બહેન તો પઇસા વાળી છે આઠ દીની ફી અને દવાના પઇસા એણે આપ્યા બીજું કોણ આપે ? વીસ બાવીસનું ખર્ચ થઇ ગયું.'

'હા, એટલું થયુ હશે. તું એમ કર જસુ ! વઇદની દવા લે એ વઇદ તારૂં દરદ મુળમાંથી કહાડી નાખશે. વળી જો ડળું પાંબડું રહી જાય તો પાછું એવું ને એવું થાય. સમજી કે ?'

'જુવો ભાણીમા મારી જીભ નહી ઉપડે. તમેજ મારી મોટી બહેનને કહેજો.'

'ભલેની માડી હું કહીશ. એક તો જાણે તું દુઃખણી રહી, તેમાં આવું દરદ તને બહેન જો સાવ સારૂ થઈ જાતુ હોય તો મારે તો ઉજમજ ચઢાવવાની છે ના?'

" તમે બહુ ભલા છો ભાણીમા ! મારે વઈદને એક બીજું પણ કહેવાનું છે. મને હમણુ ઉંઘ તો મુદલ આવતીજ નથી. આજ ઘણુંય નવનિધ વહુએ મને ચાર તાજાં લીબુંનું શરબત પાયું; ઘડી બે ઘડી ઠીક રહયું. પાછું એનું એ ! રાત્રે ઉંઘ ન આવે અને દિવસે આંખો ઘેરાયા કરે. કોણ જાણે શું થયું છે ! આ તે મારા માથામાં ગરમી ચડી કે વા પેઠો ? કાંઈ ખબર પડતી નથી.'

'માંજુ વઇદને કહેજેની ! એનું ઓસડ રામબાણ છે.'

'જઈશ ત્યારે કહીશ તો ખરીજ તો ! કાંઇ કહયા વગરની રહેવાની હતી ! કોઈ વાર ચકરી પણ આવી જાય છે હો ! ચકકર આવે ત્યારે લીલાંને પીળાં દેખું. મનમાં એમ થાય કે હમણા પડી જઇશ.'

'માડી ! તારી ઉમ્મર કેટલી ને વાત કેટલી ? ધણી દગો દઈને હાલી નીકળ્યો અને તું નોધારી થઈ ! બાળાપણનો રંડાપો બહુ ભુંડો છે. આ તો વળી તને તારી મોટી બહેનનો આશરો મળી ગયો; નીકર રોટલાનાય વાંધા પડે વાંધા. તુ તો પરણીને તરત રાંડી. મારા જેવી એ વળી ઠાકર મારાજની દયાથી બે પાંચ વરસ ધણીનું સુખ જોયું; પણ બહેન, તારા કુવાના ગયા પછી મારે માથે જે દુઃખના ઝાડ ઉગ્યાં છે તે કહયું જાય તેમ નથી બે ત્રણ વાર તો જીભ કરડીને મરવા તઈયાર થઇ ગઇતી લે ! આતો ઠીક છે કે હું બ્રાહમણી છું એટલે સીધું સામાન આવે છે; નીકર મારા હાલ શા થાત ! ઘંટી ફેરવ્યે પણ પેટ ન ભરાય.'

'ખરૂં કહો છો ભાણીમા ! પણ મા ! હમણાં મેં એક વીધવાઓની દુર્દશાની ચોપડી વાંચી. એમાં શું લખનારે લખ્યું છે ! વીધવા થઈ એટલે જાણે ઘરની

ગુલામડી બની ગઈ. નહિ એ બિચારીને પીયરમાં સુખ કે નહી સાસરે ! સાસરા માં સાસુ અને નણંદ જીવ ખાય અને માવતરને ઘેર ભાભી ભાઇના કાન ભરે !'

'દીકરી ! એકલી ભાઈ ભાભીની વાત કયાં કરે છે ? આપણું લોહીજ હળવું. માવતર પણ ફરી બેસે છે ! મારી મએ તો મને રોટલોય ન આપ્યો લે ! પર ણ્યા પછી હું તરત નબાપી થઇ. બાપ હજી ઠીક હતો; પણ માને તો મારૂં મોઢુંય ન ગમતું. દુઃખની મારી હું આંહી આવી છુ હો ! ભલું થાય તારી મોટી બહેનનું કે એણે મને આશરો આપ્યો. તારો બનેવી પણ દયાળુ છે. આ ઓર ડીનું ભાડું પાંચ સાત રૂપીઆ જેટલું તો ઉપજેજ ઉપજે; પણ મારી પાસેથી રૂપીઆ બેજ લ્યે છે. તેય હું આપું ત્યારે ઉઘરાણી તો કોઇ દી નઇં:'

'મારે તો બધાં સારાં છે. મારા બનેવી, મારી બ્હેન અને નવનિધ વહુ ત્રણેય સારાં માત્ર ચંપકભાઇ કોઇ વખત મને ટોંકી લ્યે. હું આટ આટલી માંદી હતી. પણ મારો ભાવ સરખો નથી પુછયો લ્યો !'

'હોય. મોડે ચડાવેલ છે. હજી છોકરવાદી છે. આપણે દુઃખ તો કપાળમા લખાવીનેજ આવેલ છીએ. એમાં જેટલું સારૂં એટલું સારૂં.'

'એ તો એમજ તો ! ચંપકભાઇનુ મને બીજું દુઃખ નથી. હોટેલનું ખાઈ આવે. અને જોઈએ તીખું તમતમતું. ઘરમાં કોઇને વધારે તીખુ ગમે નહી. મારા બનેવીને હરસનું દરદ. હમણા વળી એને ડાબે પડખે શુળ નીકળે છે ?'

'બહેન ! ચંપક તો મોંઘાં મુલનો છે. ઠાકર મારાજ એને સો વરસનો કરે. ભલા જસુ ! હમણાં તો નવનિધ વહુ રસોઇ કરે છે ના !'

'હા, કરે છે; પણ એ રસોઇ કરે અને મારાથી આમ ને આમ બેસી રહેવાય?'

'ના બાડી ! નવનિધ ગમે તેવી ભલી હોય; પણ આપણાથી હાથ પગ જોડીને કાંઇ બેસાય ખરૂં કે ? નવનિધ મનમા સમજે. ભલે બોલે નહિ, પણ કોઇ વાર લાગી આવે તો ખરૂં હો !'

'કેમ નહી. એટલું તો હુંયે સમજું છું. ભાણીમા ? જાઉં છું હો !'

'આવજે બા ! નવરા પડીએ ત્યારે આવીયે હો ! હું શેઠાણીને માંજુ વઇદ ની વાત કરીશ.'

'ભલે કરજો.'

'જસુ ગઇ અને ભાણીમા પણ બાળામાં ફરવા નિકળ્યાં.

## પ્રકરણ ૧૮ મું.

જવું હતું કયાં ? કયાં ગયો ? ચંપકલાલ ચબેલ;
નવા નવા જોવા ગયો લાલાં ઘરના ખેલ !

કેમેય કરતાં પોતાનો પતિ પોતાની વર્તણુક સુધારે અને અવળે માર્ગે ચડી ન જાય એ કારણથી નવનિધ તેનું મન જાળવ્યે જતી હતી. આજ નવનિધે સવાસો રૂપિયાની નોટોનું બંડલ ચંપકને આપ્યું હતું. ચંપક ધનચક્કર હતો. તેના હાથમાં જેવા પઇસા આવ્યા કે તે કુતરાને ઘોડે ચડયો ! ખાલી હાથે બલુની

પાસે જવાનું તેને રૂચતું નહોતું. પઈસાની છુટ વગર તે શરમાતો હતો. અટલું તેનામાં ડહાપણ આવ્યું હતું. પઈસા વગર કસુંબલનું આણું સાંભળવા તો તે કેવીજ રીતે જઇ શકે? લાલાં કાંઈ એકલી નાયકણ નહોતી. તેણી નાયકણીથી ઉતરનો વેશ્યાનો પેશો પણ લઇ બેઠી હતી કસુંબલ તથા ઝીનાંને લાલાંએ ક્યાં થરથરતી જાંગે જણી હતી? તેણી આ બે છોકરીઓને દિલ્હીથી ઉઠાવી લાવી હતી તેણીએ આ બેયને પોતાના ધંધાની કેળવણી આપી હતી. લાલાં હવે આધેડ વયની હતી એટલે તે ભાગ્યેજ કોઈ ભાવ પુછે તેમ હતું. આ સબબથીજ તેણીએ આ બે છોકરીઓને પોતાને માટે સાધનરુપ બનાવી હતી. આધેડ વયની નાયકણીઓ તથા વેશ્યાઓની આ પરંપરા છે.

કસુંબલ અને ઝીનાં બે સગી બહેનો હતી. તેની માનું નામ ખતીજા હતું. આ ખતીજા માંદી ચાલતી હતી. જ્યારે લાલાં દિલ્હીમાં રહેતી હતી ત્યારે આ ખતીજાના જોડે તેણીના ઓળખાણ થઈ. ખતીજા ગરીબ હતી. વળી તે માંદી હતી. લાલાંએ તેણીને આ વખતે ઠીક ઠીક મદદ કરી હતી. ખતીજા તો અંતે મરણ પામી પણ તેણી લાલાંના આભારમાં આવેલી હોવાથી મરણ વખતે દીન બની ગઈ હતી. લાલાને ખતીજાએ તે વખતે કહેલું કે આ બે મારી છોકરીઓને અજમેર તેણીના મામાને ઘેર પહોંચાડવી. લાલાંએ હાએહા મિલાવી. તેણી ક્યાં કાચી હતી? જમાનાની ખાધેલી લાલાં આવો હાથમાં આવેલો સીધો લાગ ભુલે પણ ખરી કે? આ વખતે કસુંબલની ઉંમર બારની અને ઝીનાની આઠ નવની હતી. લાલાંનું નસીબ પણ રૂહેડું હતું. તેણી બે મહિના આ છોકરીઓની પાસે દિલ્હીમાંજ રહી. કોઈ પણ જાતનો પોતાના ઉપર આરોપ ન આવે એટલા માટે તેણી સાવધ રહેતી હતી તેણીએ આ છોકરીઓના મામાના ખાનગી સમાચાર મેળવ્યા. મામો નિર્માલ્ય હતો અને તેને પોતાની બહેન કે તેની દીકરીઓની કશી દરકાર પણ નહોતી. લાલાંએ આ તકનો લાભ લીધો અને તેણી આ બે છોકરીઓને પોતાની સાથે લાવીને મુંબઈ આવી. અત્યારે લાલાંનો ધંધો ઘણો સારો ચાલતો હતો. કસુંબલ ઉંમરમાં આવી હતી અને તેણી ખેલાડુ બની ગઈ હતી. ઝીના પણ તેણીની પાછળ પાછળ ચાલતી હતી. લાલાને હવે કશી ફિકર રહી નહોતી. તેણી તો અત્યારે આ બે છોકરીઓને દોરવનાર હતી. લાલાં પણ પોતે પોતાની વયને અનુસરતો વેશ બરાબર ભજવતી હતી; તો પણ કસુંબલે તેણીને અત્યારે પુરેપુરી નિશ્ચિંત બનાવી હતી.

કસુંબલની ગાવાની ઢબ અને તેણીના લટકાં ચંપકને ગમી ગયાં હતાં. ઝીનાનું સ્મિત અને તેણીનો ચહેરો તેને પસંદ પડયો હતો. બલુની વહુ મૈના તરફ પણ તે આકર્ષાયો હતો. તે બઈરાંઓનો જાણે કેમ સહવાસી બની ગયો હોય. અને તેને જાણે સ્ત્રી વર્ગનો અને તેમાંય તરૂણ તુચ્છ સ્ત્રીઓનો સહવાસ ગમતો હોય એવું તેનું મન થઈ ગયું હતું! તેણે આજ બલુને પણ વહેનો મુકયો. બલુને રૂપિયા આપવાને બહાને તેણે નગનિધ પાસેથી રૂપિયા કહાડયા હતા; પણ ચંપકને ક્યાં પોતાના

વચનની કિંમત હતી ! તે સીધો લાલાંને ત્યાં એકલોજ ગયો. હવે તેનામાં કાંઈક નિડરતા અને હિંમત પણ આવી હતી.

ચંપક લાલાંના મકાનમાં પહોંચ્યો ! લાલાં અંદર હતી. કસુંબલ ટાલ ટમકો કરતી હતી અને ઝીનાં હાર્મોનિયમ શિખતી હતી.

"આઇયે મહેરબાન ! બઇઠીયે. માં ! માં ! ચંપકલાલજી આયે હેં !" કસુંબલે ચંપકને આવકાર આપ્યો અને પોતાની માને તેના આવ્યાના ખબર આપ્યા.

"વાહજીવાહ ! ચંપકલાલજી ! તુમ તો બડે મોંઘે હો ગયે ? મેરી કસુંબલ તો તુમારા નાંવ સારા દિનમેં સ્હોવ વખત લેતી હઇ."

"મઇં ભી કસુંબી રંગ ગાતા હું !"

"વહ ! કયોં ન ગાઓ ! મેરી લડકીકા નાંવઇ કસુંબી હઇ ઓર તુમકોં પસંદ આયાહે ગાનાભી કસુંબીકા ! મેલ તો ઠીક હઇ; મગર બના ઠના રહે તો ખુદાકી મહેરબાની. દેખો ચંપકલાલજી ! યારી કરની સહેલ હઇ, લેકિન નિભાની મુશ્કેલ હઇ. આપ તો દિનાંવહો, દિલાવર હો ઔર મેરી કસુંબલકા દિલદાર હો ! કસુંબલ ! જલદી તઈયાર હોજા. તેરા ગાનાં સુનનેકે લિયે ચંપકલાલજી બડા તલબગાર બના હઇ."

"આ ઝીનાં તો જુઓ ! મને દેખીને એ તો ખુશ ખુશ થઈ જાય છે !" ચંપકે ઝીનાં સામી આંગળી કરીને લાલાંને કહ્યું.

"યે તો જબ બડી હોયગી તબ કસુંબલસેં ભી બઢ જાયગી. દેખોની ! કઇસી હંસ હંસ કરતી હઇ ! હોઠોં તો ફુર ફુર હોનાઇ રહા હઇ !"

"હાર્મોનિયમ પણ ઠીક બજાવે છે હો !"

"યે તો બડી ચાલાક હઇ. સબ તરહકા સાજ બજા જાનતી હઇ. ઉંમર હઇ છોટી મગર ગુનમેં હઈ મ્હોટી ! આજ કયોં બલુભાઈ નહીં આયે ?"

"મેરેકોં મિલા નહીં. મેં સીદાજ આવ્યા."

"યે તુમને ઠીક કિયા. મેરી કસુંબલ બલુભાઈસેં જરા શરમમેં આતી હઇ. બલુભાઈકા હમારી સાથ ઘરોબા હઇ. આદમી બહુત લાયકીવાલા હઇ."

"મા ! મેં ગાઉં. ઝીનાં હાર્મોનિયમ બજાવે. દુસરા સાજકી કયા જરૂરત હઈ ?"

"હાં હાં, બેટી ! અઇસાજ કર. ચંપકલાલજીકોં યે અચ્છા લગેગા. કયોં ચંપકલાલજી !"

"યે ભી ઠીક હય. ઝીનાકોં મેરી સામનેજ બિઠાઓ ! ઇસીકા ચહેરા મેરેકું બહુત પસંદ હઇ.

"તુમકું પસંદ તો હમકુંભી પસંદ ! ઝીનાં ! યું બઇઠ. કયું બરાબર હઇને ચંપકલાલજી ! હાર્મોનિયમ બજાના ઓર હંસ હંસ કરના હો !" લાલાંએ ઝીનાને ભલામણ કરી.

"માં ! તબલચી બિના ગાનાં ફિકકા નહિ લગેગા ? "

"જબ ચંપકલાલજીકા આનાં હોવે તબ તબલચીકા જાના હોવ ! તું ગાના શિરૂ કર, મઇ તબલાં બજાતી હું."

લાલાંએ તબલાં હાથમાં લીધાં. કસુંબલનો આલાપ હાર્મોનિયમની અને તબલાંની જોડે મેળવ્યો. કસુંબલે હાવભાવ સહિત નૃત્યની સાથેજ ગાવા માંડયું.

હિલમિલ પનિયાં જાઓ રે નનદિયાં ! જાઓ રે નનદિયાં જાઓ રે નનદિયાં હિલમિલ પનિયાં જાઓરે નનદિયાં !

પનઘટ પર કભી જાઓ ન એકલાં;
લુટ લેયંગા કોઉ તનનનિયાં ! હિલમિલ પનિયાં જાઓ રે નનદિયાં !
જાઓ રે નનદિયા !.....................જાઓ રે નનદિયાં. હિલમિલ.
ઝુમ ઝુમ ઝાંઝર રૂમઝુમ લગર—
ખડકમેં મત પહેરો છનછનિયાં ! હિલમિલ પનિયાં જાઓ રે
નનદિયાં...............................જાઓ રે નનદિયાં જાઓ રે નનદિયાં........
હિલમિલ પનિયાં જાઓ રે નનદિયાં

"વાહ ! વાહ ! કસુંબલનું ગવું નાચવું તો અજબ !" ચંપકે કસુંબલની તારીફ કરી.

"અબ ફરમાઇયે." લાલાંએ ચંપકને કહયું.

એક ગાના ઝીનાં ગાવે તો અચ્છા !"

કયોં નહિ ગાવે ! ઝીનાં ! મેં તબલાં બંદ કરતી હું હાર્મોનિયમમેં ચંપકલાલજીકો એક ગાનાં સુનાં."

"અચ્છા ! સુનાતી હું !"

દિલદાર યાર સેનાસેં નેનાં લગાય જા.
સેના લગાય જા, નેનાં લગાય........દિલદાર.
ઝુરઝુર મરતી મેં તો જોબનમેં;
ઝુલની મેરી ઝુમસેં ઝુલાય........દિલદાર.
ગલે લગને દે યા તુ લગજા
દુલહિનકો મત જીગર દુભાય........દિલદાર.
ગલે લગને દે યા તુ લગજા

"હું હું ! આ શું ! ગાતી ગાતી ગળે પણ વળગી પડી ?"

ખીસ્સા ગરમ હઇ, મુખ પર શરમ હઈ;
માશુક માંગે કુછ કુછ દિલાઈ........દિલદાર.

વાહ વાહ ! ઝીનાંનો હાથ તો ઠંડો બરફ જેવો છે ! કુછ કુછ દિલાય જા—કુછ કુછ દિલાઇ જા ! વાહ ! દિલદાર યાર સેના મે નેનાં લગાય જા. ભલા લાલાંજી ! દિલદાર કસુંબાકા કી ઝીનાંકા ?

"દોઉકા તુમ હો અશક ઓર યે દો હઈ તુમારી માશુક !"

"અભી એક જયાદા સુનો. દેખો કઇસી બાદલી ચડ રહી હઇ ? કસુંબલે ગાવા માંડયું.

લરજે મોરા જીગરવા—ઘનન ઘનન ઘન વરસે માઇ લીજે મોરા જીગરવા

સાવન આયો પિયુ ઘર નાયો,
કૈસેં રખું મન ધીરજવા
દાદુર, મોર, કોયલિયાં બોલે
બોલે બપઇયા પિહરવા—ઘનન ઘનન ઘન વરસે માઇ—
કૈસેં રખું મન ધીરજવા હાં લરજે મોરા જીગરવા—
ઘનન ઘનન ઘન બરસે માઇ—લરજે મોરા.......

"શાબાશ! શાબાશ! કસુંબલ શાબાશ! કસુંબી રંગ હો ગયે! લે લો! લે લો! દશ દસના ચાર કટકા આપેછે."

"કસુંબલ! એક દસકાં કટકા પીછા દેદો. ગેરજ્યાજમી લેનાય નહિ. દર આનાંકા દસ કાફી હઇ."

કસુંબલ દસ રૂપયાની નોટ ચંપકના હાથમાં મુકે છે. ચંપક ખુશી થતો થતો ત્યાંથી નીકળી જાય છે. ચંપક વિક્ટોરિયામાં બેઠો અને મનોગત કલાંની પ્રશંસા કરવા લાગ્યો. રસ્તામાં બલુનો પેલો દોસ્તદાર નંદલાલ ચંપકને સામે મળ્યો. ચંપકે તેને વિક્ટોરિયામાં બેસાડયો. અને તે તેને પરાણે પોતાને ઘેર લઇ ગયો.

ચંપકે આ નંદલાલને પાછલે દાદરેથી પોતાની જોડે મેડીમાં દાખલ કર્યો. આ વખતે નવનિધ નીચેના ખંડમાં હતી. ચંપકે આગલા દાદરના પડેલા પગથિયાં ઉપર ઉભીનેજ બે પ્યાલા ચ્હાના તથા બે રકાબી ચેવડાની તઇયાર કરીને લાવવાનો હુકમ કર્યો. ઘરનાં માણસોને આ અનુભવ શરૂઆતનોજ હતો ચંપક જ્યારે નિશાળે જતા ત્યારે કોઇ કોઇ નિશાળિયો ચંપકના જોડે આવતે; પણ ચંપકના પરણ્યા પછી ચંપકના મિત્ર તરીકે તેના ઘરમાં આ નંદલાલ પહેલ વહેલોજ આવ્યો હતો.

ચંપક કેટલો ઉતાવળો અને ધાંધલિયો છે આ રહસ્ય ઘરના માણસો ખાસ જાણતાં હતાં. અત્યારે ઘરમાં ઘાટી પણ નહોતો જસુ કમળાને ઘેર જઇને બેઠી હતી અને હીરા શેઠાણી ભાણીમાની ઓરડીમાં હતાં. ઘરમાં નવનિધ એકલીજ હતી. તેણીએ એકદમ પ્રાઇમસ સળગાવ્યો. જેમ તેમ ઉતાવળા કરીને પા કલાકમાંજ ચ્હા ચેવડો તઇયાર કર્યો. ઘરમાં ન મળે ઘાટી કે નહિ મળે જસુ! ભલી અને નરમ સ્વભાવની નવનિધ બીકની મારી પોતેજ આ બધું સાહિત્ય લઇને ઉપર ચડી. સુરત જીલ્લાના રહેવાસી એટલે કઠિયાવાડની પેઠે લાજનો ઘુમટો તાણવાનો રીવાજ નહિ. તેણીએ બધું ટેબલ ઉપર ગોઠવ્યું. નાપકીન તથા પાણીનો લોટો પણ પ્યાલાની સાથે મુકયો. સંકોચાતી તેણી પછી નીચે ઉતરી.

નંદલાલે નવનિધને જોઇ નંદલાલ ચંપકને મનોગત ચકમ તરીકેજ ઓળખતો. નંદલાલે ચંપકને ઘણું ભાગ્યશાળી માન્યો. તે દેરને દોલ દેર લાગ્યો. પા કલાકમાં જ ચ્હા ને ચેવડો તઇયાર થયેલો જોઇને તે અજબ થયો. નવનિધ માત્ર રૂપવતી હતી એમ નહોતું. તેણી અતિ નમણી પણ હતી. કુલીન ગૃહમાં જન્મેલી અને ઉછરેલી એટલે તેણીની લજ્જામાં તો શી ન્યુનતા હોય! તેણીને પરાણે આ

પ્રમાણે આવવું પડયું, પણ તેણીનાં પગ તથા હાથમાં તે વખતે જે સુક્ષ્મ કંપ શરૂ થયો હતો એ પ્રસંગ અને એ સ્થિતિનું ભાન તો નવનિધનેજ હોઈ શકે.

નંદલાલ તથા ચંપકે પોતના ઉદરમાં ચ્હા અને ચેવડાની આહુતિ આપી.

'ચંપક ! એજ તારી વહુ કે ? વાહ ! ચ્હા અને ચેવડાની ખુબી વહુ !'

ચંપક પ્રશંશનો તો ભુખ્યોજ હતો ચકમ આવાજ હોય છે. તે પોતાની પત્નીનાં નંદલાલને મોડેથી વખાણ સાંભળીને એકદમ રાજી રાજી થઈ ગયો ! ચંપકે કશો જવાબ વાળ્યો નહિં તે બોલ્યો.

'કેમ ફરવા જઈશું ?'

'હા. ચાલો.' નંદલાલે હા પાડી.

બંને ત્યાંથી પાછલે દાદરેથીજ ઉતરી ગયા. નવનીધ અત્યારે ઉંડા વીચારમાં પડી ગઈ હતી. તેણીએ નંદલાલની આંખ નીહાળી. જો કે આ તેણીની દ્રષ્ટી એકાદ ક્ષણમાં સમાય તેટલીજ હતી તેણીના મનમાં એમજ આવ્યું કે કોઇ દહાડો નહી ને આજજ ઘરમાં આ લફરૂં કયાંથી પેઠું ! આજ આ આવ્યો તો કાલ બીજો આવશે. જો આમને આમ ચાલ્યું તો પછી ઘરની મઝા રહેવી કઠણ છે. આ તો મારે ન છુટકે જવું પડયું પણ કદાચ માસીજી હોત તો તેનેય જવું પડત ! ઘણેય ઘરે ઘાટી છે; પણ તેય શા કામનો ? હમણાં એ લોકોનો ઘાટ બગડી ગયો છે. ઘરનું ઉપરક કામ કરીને પરવાર્યા કે જાણે રાજા ! ઠીક છે જોઉ છું.' નવનિધ ઘરકામમાં ગુંથાઈ.

## પ્રકરણ ૧૭ મું.

જમુનું ચિત ચળતું રહે, પડે નહીં પણ ઠામ;
જમુનાં મનને ના મળે, કિન્તુ કયાંય વિરામ.

હમણાં પ્રત્યેક મંદિરમાં ન્યુનાધિક અંશમાં ધાર્મિક ઉત્સવોની ધામધુમ ચાલતી હતી વૃધ્ધ સ્ત્રીઓની તો જાણે ઠીક; પણ સુવર્ણાલંકારથી સજ્જ થયેલી યુવતીઓના દોડદામ અ જકાલ વધારે હતી હીરા શેઠાણીની રજા લઇને પાડોશણોની સાથે આજ જમુ પણ ઠાકુરજીના દર્શન સારૂ બહાર નિકળી હતી. સામાન્ય ભીડ તો સર્વ મંદિરમાં હતી; પણ મ્હોટા મંદિરમાં વિશેષ હતી. જમુ. આવી ગરદીને લીધે આ ટોળામાંથી છુટી પડી ગઇ. તેણીએ આગળ પાછળ નજર કરી; પણ પોતાનું ઓળખીતું એક પણ બઈરૂં દેખાયું નહિં જમુએ ઘરની તરફ જવાનો રસ્તો કયાં ભળ્યો નહોતો ? પણ જમુના મનમા રસ્તે ચાલતા માંજુ વૈદ ખડો થયો ! જ્યાં જમુ હતી ત્યાંથી માંજુ વૈદનું રહેઠાણ બહુ દુર નહોતું. ભાગીમાંએ તેણીને ઠેકાણું તો બતાવ્યું હતુ જમુએ વચ્ચેથીજ તે તરફ વગામણ કરી.

માંજુ વૈદ જોકે જમુને જોયા પછી યતકિંચિત વિચારગ્રસ્ત રહેતો હતો; તો પણ તે પુરૂષ હતો. જે ખરો ઉદ્યોગી હોય તેજ મુંબઈમાં રહી શકે. વળી આ વૈદ બાઇડીઓનો વૈદ હતો એટલે તેની પાસે અનેક બાઇડીઓ આવે ને જાય. માંજુએ ભાંડી પ્રસંગ જોઈને જમુનું અટકચાળું કર્યું હતું અને આ અટકચાળું

જસુએ સહી લીધું હતું, પણ માત્ર આટલાજ કારણને લીધે જસુ પ્રતિ પોતે લોહચુંબક બન્યો છે એવું તેણે ધાર્યું નહોતું. તે તો પોતાના કામકાજમાં મશગુલ હતો. માંજુ પોતાની ઓરડીમાં બેઠો હતો. તેની પાસે બીજાં બે ત્રણ બાઈરાંઓ પણ બેઠાં હતાં. જસુ પણ નહાનું પગથીયું વાંચીને ઉપર ચડી એક બીજાની સામે એક બીજાની નજર ગઈ.

'કાણ જસુ! ભુલી પડી કે શું થયું! હવે તો સારૂં છે ના? બેસ, બેસ, નહાનડિયાંને તે એક વચને બોલાવતો ધનાઢયની પત્નિને તે શેઠાણી કહેતો. વૃધ્ધને માડી કે માજી કહેતો; પણ કોઇને બાઈ કે બહેન કહીને તે બોલાવતોજ નહિ. તે એમજ સમજતો કે બહેન તો આપણી જે હોય તેજ. કોઈને બહેન બહેન કરીએ અને આપણી દ્રષ્ટિમાં પાપ હોય તો પછી એવી રીતે કોઈ પણ સ્ત્રીને બહેન કે બાઈ કહેવીજ શા માટે? માંજુની સ્થિતિ તે કોઇ પણ ઠેકાણે ચલાયમાન થાય તો થઈ શકે તેમ હતી; પણ અત્યાર સુધી તેણે અનેક પ્રકારની અનુકુળતા મળવા છતાં પણ કોઈ સ્ત્રીને ભ્રષ્ટ નહોતી કરી. તેનામાં એકજ કુટેવ હતી. તે શાસ્ત્રને અનુસરીને ભલે ખરી કે ખોટી રીતે પણ જેમ કોઈ સ્ત્રીના દરદની પરીક્ષા કરતો તે પ્રમાણે તે એવું કયાંક દેખે તો થોડુંક જાણ્યું અજાણ્યું અટકચાળું કરીને કોઈનો મનોભાવ જાણી લેતો. માંજુમાં એક બીજી પણ ખુબી હતી. અટકચાળું પણ પોતાની તપાસનો એક ભાગજ ગણાય એટલાજ પ્રમાણમાં તે આ પ્રકારની છુટ લેતો. સધવા કરતાં તે વિધવાને માટે વધારે શંકિત રહેતો અને પોતાના ધંધામાં તેણે આવો અનુભવ પણ મેળવ્યો હતો.

"કેમ હવે નવરા પડયા? મારૂં સાંભળશો? જસુ અત્યાર લગી મુંગીજ બેઠી હતી તે બોલી.

"કેમ ન સાભળું? કોઈ પણ દુઃખી દરદીનું સાભળવું એ તો મારૂં કામજ છે. બોલ! શું કહે છે?"

"તમારી જાણે દવા તો રામબાણ જેવી! ખોટું કેમ કહું! પણ કોઇ કોઇ વાર હજી ઝીણું ઝીણું પેટમાં દુઃખે છે હો!"

"જો જસુ! તું રહી જાણે વિધવા. વિધવાઓને પેટનો દુખાવો, માથાનો કઢાપો, ફેર ચકકર એ તો સહજ છે. હું પઈસાનો ભુખ્યો નથી. તુ જ્યારે મને ખોળતી ખોળતી અહીં આવી છે ત્યારે હું તને દવા તો આપીશજ અને તેથી તને જરાતરા સારૂં પણ રહેશે; પણ જ્યાં સુધી તું કોઈ સાચી ધુન તરફ નહિં વળે ત્યાં સુધી તને કાયમનું સુખ નહિં થાય."

"એ તમે મને શુ કહયું? સાચી ધુન એટલે?"

"હું ખરૂં કહું? ખોટું તો નહીં લાગે ને! તારૂં દરદ મેં પારખી લીધું છે. તને મનનું દરદ છે. શરીરનું નથી. તારૂં મન તું કોઈ કામમાં પરોવ. જો ભણી હો તો સારાં સારાં પુસ્તકો વાંચવામાં તું ત્હારો વખત કહાડ અને ન ભણી હો તો કોઈ હુન્નર કે કળા હાથ કરી લે! છેવટે બાકી ગાંધીજીનો રેંટીઓજ.

જ્યાં સુધી તારૂં મન કોઇ નિર્દોષ કામમાં નહિં રોકાય ત્યાં સુધી તારૂં આમ ને આમ ચાલવાનું ! આથી તારે એમ સમજવાનું નથી કે હું તને હસવાની ના પાડું છું. લે આ આઠ દહાડાનાં આઠ પડીકાં. રોજ એકેકું પાણીમાં લેજે. જો સાંભળ વાયડું, વિશેષ ખાટું કે ખોરૂં કશુંય ખાતી નહિં."

માંજુ વઇદે જસુને પડીકાં આપ્યાં. જસુએ તે પોતાનાં હાથમાં લીધાં અને પછી બોલી.

"વઇદરાજ ! મારૂં જરા પેટ જુઓની !"

જસુ લાંબી થઇને સુતી. માંજુએ જસુનુ પેટ જોયું. જસુ આવી ત્યારે વઇદની પાસે બે ત્રણ બાઇરાંઓ બેઠાં હતાં. અત્યારે એક પણ નહોતું.

"જસુ ! તારૂં પેટ તો સાવ હળવું ફુલ જેવું થઇ ગયું છે ! બરોબર બરોબરને ઠેકાણે છે અને લીવર પણ બરાબર છે. તે દહાડે તારૂં આ વચલું આંતરડુંજ ફુલી ગયું હતું. વાલ વટાણા ખાધાં હતાં કે ? જો સાચું બોલજે હો !"

"ચંપકભાઇને વાલ વટાણા વગર ચાલેજ નહીં. કરીએ ત્યારે ખવાયજ તો !"

"તારે મુગલ ખાવા નહિ. તુવેર કે મગની છડી દાળજ ખાવી સમજી કે ? નહિંતર પાછો ઉથલો મારશે."

"ભલે એમ કરીશ."

જસુ એકદમ ઉઠીને ઉભી થઈ.

"વઇદરાજ ! હુ જાઉં છું કોઈવાર માળામાં કોઇને જોવા આવો તો મારી ખબર કહાડી જજો હો ! ભલા વઇદરાજ ! મારે એક તમને પુછવાનું છે મારા બનેવીને ડાબે પડખે કોઇ કોઇ વાર દુખે છે. તેનો કંઈ ઇલાજ તમારી પાસે છે કે?"

"કેમ ન હોય ? તું તારી મ્હોટી બ્હેનની આગળ મારૂં નામ લેજેની. એ મને જરૂર બોલાવશે."

"ભલે. લાગ મળશે તો કહીશ."

"જા હવે. મોડું થશે તો ઠપકો ખાવો પડશે."

"શું કરીએ વઇદરાજ !"

"હા, જસુ તારા જેવી વિધવાઓની જીંદગી રહજ સમજવી અને મારા જેવાની પણ ખરી. હું પણ એકલોજ છું. જેવી તારી ગતિ એવીજ મારી."

"ગમે તેમ તો તમે પુરૂષ રહયા. તમારી વાત જુદી છે. અમારી અબળાની જુદી !"

"એ તો નિભાવ્યે છુટકો. ભલી કે બુરી યું કછુ ના કહેના, રખે જયોં પ્રભુ ત્યોં ખુશીમેં રહેના."

"હા, એ તો એમજ તો !"

જસુ ગઇ. માંજુ એકલો પડયો. તેના મનમાં વિધવાઓનાં સંકટોનો એક સામટો વિચાર આવ્યો. તે મનોગત કહેવા લાગ્યો.

"શી વિધવાઓની પણ દુર્દશા છે ! આવી યુવાન વિધવાઓએ પોતાના દહાડા શી રીતે વિતાડવા ! દયાપાત્ર વિધવાઓની પણ સમાજને દયા નથી ઉપજતી.

મારા જેવા બઈરી વગરના પણ કેટલા હશે ! જો પુનર્લગ્નની છુટ થાય તો કેટલી વિધવાઓ અને હું જેવા કેટલા વાંઢાઓ ઠેકાણે પડી જાય ! પણ અફસોસ ! એ દિન કયાં છે ! કયાંક જુનાં બંધનો છુટતા હોય એમ દેખાય છે; પણ તેય અતિ પરાકાષ્ટાએ !

"માંજુ વઇદ તમે કે ?"

"કેમ ભાઈ !"

"અત્યારે ઘર આગળ આવી શકશો કે ?"

"કાં ન આવીએ ? કોણ માંદું છે ?"

"માંદી છે મારી ઘરવાળી. તમારૂં કોઇએ નામ લીધું એટલે તેડવા આવ્યો."

"ચાલો ભાઈ."

માંજું તેડવા આવનારની જોડે દવાખાનું બંધ કરીને ગયો.

## પ્રકરણ ૨૦ મું.

નંદલાલ ફેરી ફરે, ભાળે ઘરનો ઘાટ;
કોણ કહે? કયારે પડે? વળા વિયાની વાટ!

નંદલાલ પડાઉ માલનો ખાનારો હતો. તે શકરો હતો. અનેક પ્રકારના દુર્ગુણોથી ભરેલો હતો. કેટલીક બાબતમાં તે બલુને પણ બાજુએ મુકે એવો હતો. જો નંદલાલને આપણે ગરીબ ગોબારો કહીએ તો તે તેવો હતો જ. બલુની આગળ તે પોતાની ગરીબી ગાતો અને એવી રીતે જેની સાથે તેની ઓળખાણ થાય તેની પાસે પણ ગરીબી ગાતો અને વખત આવ્યે પોતાનું કામ કહાડી લેતો. આપણને ખબર છે કે નંદલાલ ચંપકની સાથે ચંપકનું ઘેર જોઈ ગયો. નવનીધને પણ તેણે નીહાળી. ચંપકની જોડે તે વીકટોરીયામાં ફરવા ગયો. આ યોગ સાધીને તેણે ચંપકની આગળ પોતાની હદ બહારની ગરીબી ગાઈ. ચંપકે તેની દયા ખાઇને રૂપીઆ પોણોસો કહાડી આપ્યા. સવાસોમાંથી ચંપકની પાસે તે વખતે માત્ર રૂપીઆ પંદર રહયા હતા. આવતા હતા બલુને પણ ખરચાઇ ગયા આ રીતે ? ચંપકને તે વાતનું કશું ભાનજ નહોતું. નંદલાલ આ પ્રમાણે રૂપિયા પોણોસોની રકમ લઈને પોતાને ઘેર સીધોજ ગયો. નંદલાલના ઘરનો કોઇને પત્તા લાગે તેમ હતું નહિ તે નાગપાડા તરફના એક જુના માળાના કાતરીયામાં રહેતો. પોતાના બાપદાદાની આબરૂને લીધે તે એક વખત પરણ્યો હતો. તેની આ બઈરીનો નંદલાલ જોડે પાંચ વરસ સુધી ઘર વાસ રહયો. તે લાંબી માંદગી ભોગવીને વીદાય થઈ ગઈ. નંદલાલના મા બાપ તો તે પહેલાં પોતાને રસ્તે પડયાં હતાં. ઘર ભંગ થયા પછી તે બે વરસ તો એમજ રહયો. નંદલાલનું નવસરથી ઘર મંડાય એમ તો હતું નહિ. ન છુટકે તેણે એક ઉતરેલ જાતની રાંડ રાખી હતી નંદલાલની આ રાખેલીનું નામ કીલાં હતુ. આ કીલાં ઘણી લુચ્ચી અને આપ મતલબી હતી. તેણી જુદા બેલી, અડ. અવળા પાટયાં ગોઠવનારી તથા હાજર જવાબીમાં પુરી હતી. નંદલાલ તેણીને પોતાની પરણેલી તરીકેજ

ઓળખવતો. બલુ અને નંદલાલ એક બીજાથી સ્વભાવમાં કેટલેક અંશે જુદા પડતા. નંદલાલમાં કેઇ પણ ગ્રહસ્થ ઘરમાં ઘુસવાની તથા ત્યાંની ચર્ચા જોઈ આવવાની ટેવ હતી. પોતાનું ઘર તો તે કેઈને પણ દેખાડનો જ નહી. બલુ કેઇને ઘેરજ જતો નહી. જેના પાસેથી પોતાનો સ્વાર્થ સરે તેમ હોય તેને તે પોતાને ઘેર તેડી જતો અને તેની હદમહારની ખુશામત કરતો તથા કરાવતો. બલુએ આ નંદલાલને માત્ર પોતાના જાસુસ તરીકે રાખ્યો હતો. બલુ । ત્રીજો સાથી ભવાની નામનો પણ હતો. આ વાત વાંચકના પણ જાણવામાં છે. તે મુંબઈનાં કેટલાંક કુટણખાનાંનો ભોમીઓ હતો. કેટલીક નાયકડીઓ તથા વેશ્યાઓની જોડે તેની પીછાણ હતી. બદમસોની અમુક ટોળીઓને પણ તે ઓળખતો. કોઈ વાર સટાગલીમાં પણ તે જઈને બેસતો. તે જુગારીઓને પણ જાણતો. રંગી ભંગી તથા ગંજેડીઓની સાથે પણ તેની દોસ્તી હતી. તે હિંમતવાન હતો. તથા ગમે તેવું ગુંચવણગાળું કામ હોય તો પણ તેમાં તે માથું મારી શકતો. તે એકદમ કોઇના સપાટામાં આવે તેમ ન હતો. બલુએ તેનું નામ અલ્લાપથારી રાખ્યું હતું. જે પોતાનું દીલ ચાય તો કોઈ પણ નાટક મંડળીમાં તે જતો. અને ત્યાં ડોરકીપરના વડા તરીકેનું કામ બજાવતો. આ ભવાનીનું શરીર મજબુત હતું અને તે સ્ફુર્તીવાળો હતો. તે કમાતો પણ ઠીક ઠીક. તેણે સુવા માટે નળ બજારમાં એક ઓરડી ભાડે રાખી હતી. તે હોટેલમાંજ જયારે પોતાને ભુખ લાગે ત્યારે ખાઈ લેતો.

આ ચંડાળ ચોકડી નહિ પણ ત્રગડી હતી. ભવાનીમં નંદલાલની પેઠે ગરીબા ગવાની ટેવ નહોતી; પણ જયાં પોતાનુ કામ થતું હોય ત્યાં તે ગરીબ પણ બની જતો ! નંદલાલ નિરૂદ્યોગી હતો; પણ તે આયતા ઉપર કોયતું મારે તેવો હતો. બલુ જેવાને પણ તે થાપ આપતો. ભવાની કોઇનો આટલે દરજજે ઓશીયાળો રહેતો નહી. તે પોતાની મેળે પોતાનો દરમાયે. કુણી કહડતો. તે કહ્યાગરો અને કામગરો હતો. એમ છતાં પરવાની પરવા કરતો નહી. ભવાનીને આપણે બહુરૂપીનું નામ આપી શકીએ. આ ભવાની બલુના મુંગા પ્રપચમાં ઘણો મદદગાર થઈ પડતો હતો. નંદલાલનો સ્વભાવ આ બેથી તદન જુદો અને વીચીત્ર હતો.

તે પોતાની રાખેલી કીલાંથી કંટાળ્યો હતો. નંદલાલ કીલાંને ગમે તેમ કરીને ગમે ત્યાંથી જે લાવીને આપે તે તેણી સંઘર્યે જતી હતી. 'હવે ઘરમાં કાંઇ નથી' આમ કહેવાની તેણીને ટેવ હતી. તેણી નંદલાલના બહાર જવા પછી પછાળ સારૂં સારૂં કરીને ખાતી અને મજા ઉડાવતી. રાંડ કોઇની થઈ છે અને થવાની પણ હતી ? હલકટને ઘેર જે જન્મી હોય અને ઉછરી હોય તેમાં ભલીવાર શી હોય ! તેણી ચોખ્ખી તો હતીજ નહિ. નંદલાલની ગેરહાજરીમાં તેણી નહીં કરવા જેવા કર્મો પણ કરી આવતી. જાતે બગડતી અને અન્યને બગાડતી. તેણી ખરેખરો લાગ જોઈનેજ આવું નિંદ્ય કર્મ કરતી હજી સુધી નંદલાલના જાણવામાં આ વાત નહોતી આવી. તે તો તેણીના ટકટકથીજ કંટાળ્યો હતો.

નંદલાલની પોતાની વર્તણુંક પણ સારી નહોતી. તે બોલવામા ફાયર હતો. તેને ઢોંગ બહુ આવડતા. ગમે તેવા ચાલાકને પણ તે છક્કડ ખવડાવતો. જેના ઘરમાં એકવાર પેઠો કે બસ તેનું આવી બન્યુંજ સમજવું ! તે ધણીને ધાવાનો અને ચોરને ખાતર પાડવાનો ઉપદેશ કરતો. અગાઉ એ ત્રણ ગ્રહસ્થ ઘરની વહુ દીકરીઓને તેણે ભ્રષ્ટ કરી હતી. ત બલુની પાસે જયાં સુધી હોય ત્યાં સુધી બલુનો થઈને રહેતો; પણ જયારે તે બલુથી છુટો પડે કે પછી બલુ કોણ અને પોતે કોણ ? લલાંની સાથે બલુનો નાતો આ નંદલાલેજ જોડી આપ્યો હતો. આમ કરવાનું તેને એક કારણ હતું. એ એમ સારી પેઠે સમજતો હતો કે જો બલુનું ધ્યાન બીજે રહે તો તે પોતે બલુએ મેળવેલા શીકારનો પુરેપુરો લાભ લે. આ પ્રકારની બે ત્રણ ગણત્રીમાં તે ફાવ્યો હતો. બલુની પાસે પઇસો હતો. બાપ ના મરણ પછી તેણે પણ પઇસો ખોયો ન હતો. પણ તેમાં વધારો કર્યો હતો અગાઉ એક બાપકમઈવાળાંને તેણે પાયમાલીને રસ્તે મુકી દીધો હતો. અને એ ખટપટમાંથી તે અણીશુધ્ધ છટકી ગયો હતો. બલુના પંજામાં આ ચંપક પાંચમો હતો. ચંપકને ચકલી બનાવવો એ બલુના મનને એક રમત હતી; પણ ચંપક અત્યારે સ્વતંત્ર ન હોતો અને તેના હાથમાં પઇસાનો યોગ પણ હતો નહિ.

નંદલાલે ચંપકનું ઘર જોયા પછી હમણાં જુદોજ ખેલ ખેલવા માંડયો હતો. નંદલાલને એમ તો લાગ્યું કે કેવળ નિરૂદયોગી ફરવાથી આપણી પાસે ધન થવા નું નથી અને આપણી આંટ બંધાવાની નથી. તેણે બઇરાંઓ માટેના ફેન્સી કાપડની ફેરી કરવાનો વીચાર કરયો. આમાં તેની બે જાતની મતલબ હતી. એક મતલબ એવી હતી કે એ ધંધામાંથી કમાઈ પણ થશે અને બીજી મતલબ એવી હતી કે કોઈ કોઈ ગ્રહસ્થ ઘરનો અનુભવ પણ લઈ શકાશે. બલુને તેણે એક વખત અગાઉ આ વાત તો કહેલી અને બલુએ તેને હા પણ કહેલી.

હમણાં નંદલાલે આવું ફેન્સી કાપડ થેડું થેડું લઈ રાખ્યું હતું. પોતે ફેરીનો ધંધો કરે છે એવું કીલાંના જાણવામાં આવે નહિ એટલા માટે નંદલાલ ભવાનીની ઓરડીમાંજ આ કાપડની ગાંસડી રાખતો. શરૂઆતમાં ત શરમાયો; પણ પછી તેની ધીમે ધીમે શરમ છુટતી ગઈ. નંદલાલે આ ધંધામાંથી પોતાની રોજી મેળવવા માંડી. ઘણુ કરીને જાંગડ માલ લાવતો. રોકડે તો ન છુટકે ખપ જોગોજ લાવતો. તે ભગુભાઇના માળામાં પણ દાખલ થયો હતો. ચંપકને પણ થોડા દિવસ પછી આ વાતની ખબર પડી ગઇ હતી. તે નંદલાલની મશ્કરી કરતો. નંદલાલ તેને કહેતો કે નવરૂં રખડવા કરતાં ધંધો સારો. જો તું કાંઈક વધારે મુડી આપે તો હું ધંધો વધારૂં. નદલાલ ધંધો તો શું વધારવાનો હતો ? આમ કહીને તેનો વિચાર કોઈ જો જાળમાં પકડાય તો પઇસા ખાઇ જવાનો હતો. આઠ દહાડામાંજ એક ગૃહસ્થના મનમાં પોતાને માટે દયા ઉપજાવીને આ નંદલાલ પચાસ રૂપિયા તેની પાસેથી મદદના કરીને લઇ આવ્યો હતો. પોતાની વાકચાતુરી વડે તથા પોતાની ગરીબાઇ ગાવાની હમેશની ટેવને લીધે તે બાઇરાંઓને પણ પલાળી મુકતો

હતો. ચંપકના ઘર આગળ પણ તે બે વખત જઇ આવ્યો. ફેરી વાળાને માળામાં હું કોઇના ઘર આગળ જતો કોણ અટકાવે ? નવનિધે તો નંદલાલને પહેલી વાર જ્યારે આવ્યો ત્યારેજ ઓળખ્યો તેણીના મનમાં આશ્ચર્ય ઉપજ્યું કે આ ફેરી-વાળાની જોડે એમની દોસ્તી કયાંથી ! અને તેને માટે મ્હા ચેવડાનું સન્માન શાનું ? આ સમયે જસુ પણ ઘરમાં હતી આ તો નંદલાલ! મહોટો ખેપાની! જસુ વીધવા છે અને ચંપકની માસી છે એવું તેણે પોતાની વાતો કરવાની છાવણીથી જાણી લીધું ! નવનીધને પણ તેણે કહયું કે એક વખત મેં તમારા હાથનો મ્હા ચેવડો લીધો છે ! બીજું એમ પણ કહયું કે આ પ્રતાપ તમારો. સ્ત્રી જાતી ગમે સદગુણી હોય; પણ તેને નવાં નવાં સુશોભીત કપડાં તથા નવાં નવાં ઘરેણાનો શોખ પ્રથમથીજ હોય છે. નવનીધે પણ નંદલાલ પાસેથી પોતાને માટે ત્રણ ફેન્સી છાયલ અને જસુને માટે બે સાદાં છાયલ ખરીદ કર્યાં. નવનીધ સત્તર રૂપીયા કહાડી આપ્યા. તેમાંથી નંદલાલે એક રૂપીયો પાછો આપ્યો નંદલાલ 'તમારો નફો લેવાય નહી' એમ કહીને ચાલ્યો ગયો. નવનીધ ગમે તેટલી ચતુર અને ચાલાક હોય; પણ કંવટ તો બાઈરાંની જાતજ તો ! નંદલાલને તેણે સારો માણસ માન્યો. જસુએ પણ તેને આવાજ ઉદગારો કાડયા. આ વખતે હીરા શેઠાણી ઘરમાં હતા નહી. કેટલો વખત તો કાં ઇંદુમતીને ત્યાં અને કાં ભાણીમાનાં ઘર આગળ ઘણું કરીને જતો. નવનીધ નવરી પડે કે ઇંદુમતીને ઘેર બેસવા જતી. જસુની બેઠક ઘણું કરીને કમળાને ઘેર. હમણા તેણી કોઈકજવાર જતી. માંજુવેંહને ત્યાં જઈ આવ્યા પછી તેણીને શેઠાણીના મહોડનો ઠપકો સાંભળવો પડયો હતો. આ સબબથી તેણી હમણાં ઘરથી બહારજ નીકળતી નહી.

જસુ માંજુવેંહને ત્યાં ચાહીને ભ્રષ્ટ થવા ગઇ હતી એમ કહાય ન કહી શકીએ; પણ તેણી વીકારવશ, તો હતી. માંજુવેંહને માટે તેણીએ જે આશા બાંધી હતી તેમાં તે હતાશ થઇ પોતાનું મન નીખાલસ ન હોતું એમ તો તેણીએ માન્યું; પણ માંજીવેંહને માટે તેણીએ જે કાંઈ ધાર્યું હતું તેવો તે ન નીકળ્યો.

## પ્રકરણ ૨૨ મું.

> જે માણસ લંપટ થયો. ચુકે નહિં તે ચોટ;
> લંપટ લાવે લક્ષણે, ભરતીમાં પણ ઓટ !
> કુપુત્રને નિજ તાતની, કહો કાળજી શી !
> તે શિંગ શા કામની, બગડયું જેનું ઘી !

ભગુભાઈને લાંબા વખત થયા અર્શનું દર્દ હતું; પણ તે જીવલેણ નહોતું. તેનું હાર્ટ ઘણું નબળું હતું. ઠામા પડખામાં કોઇવાર તેને દુખાવો ઉપડતો. ડાકટરે તેને વધારે પરિશ્રમ તથા આવજાવ કરવાની મના કરી હતી. ભગુભાઈ આ કારણથી ભાગેજ બહાર નિકળતા ઘરથી પેઢી અને પેઢીથી ઘર. આજ ભગુભાઈ ઘરમાંજ હતા. ડાકટરે તેને પલંગ ઉપર પડયા રહેવાનું કહયું હતું.

ભગુભાઈ બહુ પીઢ હતા. તે એકદમ કોઇ પણ પ્રકારની ભુલ ખાઈ જાય એવા નહોતા. હીરા શેઠાણીના ઉપરાણાથી તે ચંપકના સંબંધમાં થાપ ખઈ ગયા હતા. હવે તેને ચંપકના આચરણની ખબર તો પડી હતી; પણ તેનો ઉપાય શો કરવો તે વિષેનું તેને કશુંય સુજતું નહિ. જેણે પ્રથમથીજ નહિ કહેલું તે પાછળથી કહેવા જાય એ પણ પરવડે તેમ નહોતું. ચંપક પણ હવે મ્હોટો થયો હતો. મ્હોટી ઉંમરના છોકરાને ઠપકાના રૂપમાં કંઈ પણ કહેવું એ પણ અત્યારે વ્યર્થ જેવું હતું. લાગ આવે ત્યારે ભગુભાઈ ચંપકને શિખામણના બે બોલ સંભળાવતા પણ તેનું પરિણામ પણ પાણી વલોવવા જેવું આવતું હતું. ચંપક ભગુભાઇનું મુંગે મ્હોડે સાંભળતો; પણ પાછું એનું એ! ભગુભાઇને ચંપકને બે બોલ સંભળાવવાનો લાગ પણ જવલ્લેજ મળતો. ચંપક પેઢીમાં જતો અને પોતાની મરજી પડે ત્યાં સુધી બેસતો. ભગુભાઇ પેઢીમાં ચંપકને કશુંય કહેતા નહિ. ચંપકને તો કાં પોતાની મેડી ભલી અને કાં બહાર ભટકવાનું ભલું. નીચેના ભાગમાં તો તે બે વખત જમવા આવે એટલુંજ! સવારની ચ્હા પણ તે મેડીમાંજ પીતો. ઘણું કરીને નવનિધજ ટેબલ ઉપર મુકી જતી. ભગુભાઈના મનમાં પોતાને માટે ભય તો લાગ્યો હતો. ભગુભાઈને તેના ડૉક્ટરે ચેતવણી પણ આપી હતી કે આ હ્રદયનો થડકો તમારૂં અચાનક મ્હોત ઉભું કરશે. ડૉક્ટરે તેને એમ પણ કહેલું કે તમારે ક્રોધ કરવો નહ, વિશેષ ચિન્તા ન કરવી. જોઈએ તે કરતાં સ્વાદવશ થઈને વધારે ખવું નહિ તથા બહુ દોડધામ કરવી નહિ. ભગુભાઈ આ પ્રમાણે જો કે ઘણું કરીને વર્તતા; પણ જનસ્વભાવની પ્રબલતા કોઈવાર એને પણ નડતી. હીરા શેઠાણી આજ ભગુભાઇની પાસેજ તેની સુશ્રુષામાં હતા. જસુ અને નવનિધ પણ થોડા થોડાં દુર બેઠાં હતાં. ચંપક ઘરમાં નહોતો. ભગુભાઈ શેઠાણીને કહેવા લાગ્યા:—

"સાંભળો છો કે? મારો મને ભરોસો નથી હો! આ દરદ કોઇ દહાડો મારો એકાએક જીવ લેશે. ચંપક પેઢીમાં આવે છે; પણ તેનું કામકાજમાં ધ્યાન ઓછું છે. તેં તેને છાપરે ચડાવી મેલ્યો. હવે તે કોઈનું માને તેમ નથી. આ ઘરમાં નવનિધ વહુ વિના કોઇનામાં વધારે શાણપણ નથી. તને પોતાને પણ હમણાં લાગું પડયો છે એ દરદ પણ કપરૂં છે. કોઈવાર અચાનક જીવ લઈને જાય. જેમ મને હવે વધારે જીવવામાં વિશ્વાસ નથી તેમ તારે માટે પણ હું એમજ ધારૂં છું. જેના ઉપર ઘરનો આધાર તે તો નથી મારા કહ્યામાં કે નથી તારાં!"

"હું યે ઘણી બધું સમજું છું; પણ હવે શું થાય? તમે હો પેઢીમાં. ઘરમાં તો હું હોઉં. મારી પાસે ઘડી અર્ધી ઘડી બેસે તો વળી એને હું કહું પણ ખરી. તમે એને મેડી સોંપી દીધી છે. મેડીનો એક દાદરો ઘરમાં અને બીજો પાછળ. કેટલો વખત મેડીમાં રહે છે, ક્યારે બહાર જાય છે અને ક્યારે પાછો આવે છે તેની મને કે તમને કેમ ખબર પડે? ખરી ખબર તો આપણી વહુને! પણ તેય શું કરે? સારા ઘરની દીકરી છે અને ડહી છે એટલે કહેતી તો હશેજ; પણ ધણીનો કોઈ ધણી!"

"એ તો પ્રભુએ ધર્યું હશે તે થાશે. કાં માથે પડશે એટલે સુધરી જશે અને કાં તો છેલ્લે પાટલે જઈને બેસશે. મેં વિચાર પુર્વક વીલ કરી મુકયું છે. સરકારમાં નોંધાઈ પણ ગયું છે."

"શું વીલ પણ કરી રાખ્યું? એમાં તમે શું લખ્યું અને લખાવ્યું?"

"તે હાલ કહેવાય તેમ નથી. મારા મરણ પછી સહુને ખબર પડશે."

"એવું તે શું બોલતાં હશો! તમારા પહેલાં હું જાઉં એ સારૂં. તમારા રાજમાં ઘણું હાલ્યી અને માણ્યી. તમે સો વર્ષના થાઓ અને ભલે હું ચાલી જાઉં!"

"એ કાંઈ તારા કે મારા હાથમાં છે? મેં તો ભવિષ્યનો વિચાર કરીને જેમ કરવું જોઈએ તેમ કરી રાખ્યું છે. પહેલેથી ચંપકને હાકલમાં રાખી સીધે માર્ગે મુકયો હોત તો આટલેય વિચાર કરવો ન પડત; પણ હવે જે બન્યું તે બન્યું. સુધરવાનો હશે તો સુધરશે. બગડયો તો છે"

"તમે કેમ જાણ્યું કે એ બગડીજ ગયો છે!"

"તને તેની ખબર પડે નહિ. અમે થોડું ઘણું જાણીએ. ખરી ખબર તો નવનિધ વહુને!"

સેવકલાલ ડોકટરને ત્યાંથી દવા લાવ્યો. અને તેણે આવતાં વેંત તેમાંથી શેઠને એક ડોઝ પાયો.

"ડોકટરે એક અઠવાડિયા સુધી આરામ લેવાનું કહ્યું છે અને ફક્ત દાળ ભાત અને તેમાંય વધારે ગાયનું દુધ લેવાની ભલામણ કરી છે." સેવકલાલે શેઠને કહ્યું.

"ભલે એમ કરીશું! ચંપક આજ પેઢીમાં આવ્યો હતો?"

'હા, આવ્યા હતા, મેં કહયું કે બાપુજી પાસે બેસો. કેમ અહીં આવ્યા નથી?

'આવ્યો હોય તો તારા જોવામાં ન આવે? એને બાપાની શી પડી છે કે ખબર પણ કહાડે!'

'તમે હવે ઝાઝો વલોપાત કરો ના. અત્યારે તમને એક તો જાણે સારૂં નથી; તેમાં આમ ચિંતા કરે; પછી તમે કેવી રીતે સાજા થાઓ? હશે, એ વી મેળે ઠેકાણે આવી જશે.' હીરા શેઠાણી બોલ્યાં.

'આમ ને આમ છોકરાને બગાડયો!'

'તમારાથી એ બીએ છે લ્યો!' શેઠાણીએ ચંપકને માટે ઉદગાર કહાડયો.

'હું તે શું વાઘ છું કે સિંહ છું! મારાથી એને બ્હીવાનું કારણ શું? બાપને જોઈને દીકરો બીએ કે રાજી થાય? સાજા બાપની કદાચ સંભાળ ન લ્યે તો ચાલે; પણ માંદા બાપની સંભાળ પણ ન લે? મારો ભાવ તો પુછવો કે નહિ?'

'શેઠ શાંત થાઓ. ઉશ્કેરાઈ ના જાઓ. તમે કયાં કોઈનું બુરૂં કર્યું છે? પરમેશ્વર સહુ સારાં વાના કરશે.' સેવકલાલે શેઠને દીલાસો આપ્યો.

'સેવકલાલ! તમે એક કામ કરો. મેડીનો જે પાછલો દાદર છે તે તાળું મારી ને બંધ કરો એટલે ચંપકનું આવવું જવું ઘરમાંથીજ થાય."

'હા. એ ઠીક.'

'ખોટું તો નહિ લાગે ના ?' શેઠાણી બોલ્યાં.

'સેવકલાલ ! સાંભળે છે કે ? તારી શેઠાણીએ શું કહયું ? આમ ને આમ ઘરનો ઘાટ બગાડી મુકયો ! " શેઠે ઉંડો નિશ્વાસ નાંખ્યો.

શેઠની આજ્ઞા માન્ય કરીને સેવકલાલે બહારના દરને તાળું માર્યું.

'લાવ, ચાવી. હું જ રાખું. બે ચાવી તો નથી ના ?' શેઠે સેવકલાલ પાસેથી ચાવી લઈ લીધી.

'એ, એકજ છે. બીજી નથી. હવે હું જાઉં? આજનુ નામું લખાયું નથી.'

'ભલે જાઓ સેવકલાલ ! તમો તમારું કામ કરો. મને જરા સારૂં છે. ચીન્તા કરો ના. જે થવાનું હશે તે થશે. તમે છો એટલે મને બીક નથી. જન્મીને એક વાર મરવું તો છે. કોઈ મોડું જાય અને કોઈ વહેલું. ઘરમાં મારી વહુ ડાહી છે.'

'મને તો તમે શેમાય ગણી નહિ. હેય. આપણ લેણા દેવી."

'શેઠાણી ! તમે આવા વખત અડું અડું બાલે. એ ઠીક નહિ. તમે તો મુંગા બેસીને શેઠની સેવા કરો.' સેવકલાલ આટલું કહીને પેઢીમાં ગયો.

" જોયું ના ! ચાકર પણ મને કહી ગયો ! એ પણ મને કેવો શીખામણ આપવા નીકળ્યો. !" હીરા શેઠાણી એ પોતાનો અનાદર થાય છે એમ ધારી પાછો શોકાદગાર કહાડયો.

" સાસુજી ! હું તમને પગે લાગું છું. એવું બોલો ના. સસરાજીને ઉલટું દુઃખ થશે ' નવનીધે સાસુજીને વીનવ્યાં.

" તમે થઈ ગયાં સઉ એકકાં અને હું તો નોખી પડી ગઈ ! ભલે, વહુ ! એમ તો એમ !"

શેઠ આ બધો તમાસો જોઇ રહયા હતા. તેણે બીજીવાર નિશ્વાસ નાંખ્યો.

" શ્રી હરિ ! તું સત્ય છે. મારી લાજ તારા હાથમા છે ! "

શેઠ હજી તો ઈશ્વરને સંભારી ઉપલું વાકય પુરૂં કરે છે ત્યાં ચંપકે આવેશની સાથે ઘરમાં પગ મુકયો તેને ખબર નહોતી કે શેઠ ઘરમાં છે.

" આ પાછલા દાદરાનું બારણું........"

ચંપકનું વાકય હજી પુરૂં થાય તે વખતેજ તેણે શેઠને પલંગ ઉપર પડેલા જોયા તે ઝંખવાણો પડી ગયો. તે પાછો બોલી ઉઠયો.

" કેમ ? આપાને ઠીક નથી ? "

" ઠીક હોય તો આમ પડયા પણ રહે કે ? તું જાણતો નથી કે એ ઘરમાં ઘડી એક પગ વાળીને બેસે એવા છે ? " શેઠાણીએ ચંપકને કહયું.

" સાંભળે છે કે ? પુછ તો ખરી કે અત્યાર સુધી કયાં હતો? " શેઠે હીરા શેઠાણીને કહયું.

" હું શું પુછું ? એક દહાડાનું હોય તો પુછું પણ ખરી ! આતો સદાનું થયું ! "

"શું સહાનુંજ ! અરે નહિં આવે ! હું મરીશ તોય નહિં આવે ! આવો ને આવો રહેશે ! " શેઠે પાછો નિશ્વાસ મુકયો.

ચંપક તો જડભરતની પેઠે બેસીજ રહ્યો. કાંઈ બોલ્યોજ નહિં. તેને ખબર હતી કે પીતાને ઘણીવાર ડાબા પડખનો દુખાવો ઉપડે છે અને પછી મટી જાય છે. તે વીષેનું તેના મનમા કાંઈ જ નહેતું પાછલા દાદરનું બારણુ બંધ થયું તેનોજ વીચાર તે આવે વખતે પણ કરતો હતો.

શેઠના મંદવાડની ખબર આખા માળામાં ફેલાઈ ગઈ હતી. સર્વને ખબર હતી કે શેઠને ડાબે પડખે કોઇ કોઇ વર દુખવો ઉપડે છે. શેઠનાં માળામાં રહેનારાં બધાં તો થોડાંજ શેઠને જોવા આવે છે ! કોઈ કોઈ તો શેઠના ઘર આગળ આવતાંજ અચકાય. જેની આવજાવ હોય તેજ આવે. મોતીલાલ વકીલ અને કમળા આવી ગયાં. ઇંદુમતીનો વર વિઠલરાય પણ આવી ગયો. ભાણીમા તો ઘણું કરીને હોયજ ઈંદુના મનમાં આવ્યું કે આરે હું પણ જઈ આવું. ઇંદુ પણ આવી. સંકોડાઇને તેણી નવનિધ પાસે બેઠી. નવનીધ અને ઈંદુ વચ્ચે બહેનપણાં હતાં. પણ ઈંદુનો સ્વભાવ એવો હતો કે પોતાને ઘેર કોઇ બઈરૂં બેસવા આવે તો ભલે આવે; પણ પોતે ભાગ્યેજ કોઇને ઘેર જઈને બેસે ! તેણીને એવી ટેવજ નહેતી. શેઠને ઘેર તેણી વિઠલરાયના કહેવાથી આજેજ આવી હતી. વીઠલરાય આ માળામાં પણ નવોજ રહેવા આવ્યો હતો. ખુદ નવનીધને પણ કોઈને ઊંબરે જઈને બેસવાની આદત નહોતી. તેણી જતી તો કોઇ વેળા કમળાની પાસે પાસે અગર ઈંદુની આગળ. ઇંદુનો વર ગ્રેજ્યુએટ અને આ ઈંદુ પણ ભણેલી ઈંદુનું વાંચન બહોળું હતું. નવનિધને પણ વાચવાનો શોખ હતો. અનાયાસ આ બેની વચ્ચે સ્નેહ બંધાયો. ગુજુ ગુજુ મળી જાય છે નવનિધ નવી નવી ચોપડી ઈંદુ કનેથી લાવતી અને વાંચતી. નવનિધ કરતાં ઈંદુની પાસે પુસ્તકનો સંગ્રહ સારો હતો.

ઇંદુ તો ઇંદુજ હતી. અત્યંત રૂપાળી હતી તેણીની મુખાકૃતિ આકર્ષક હતી. તેણીનાં નયનોમાં નર્યું જાદુજ ભર્યું હતું. અને તેણીની નાસીકા ? એટલી તો અણીદાર અને સુંદર હતી કે કાંઈ કહેવાની વાતજ નહિ ! વિઠલરાયની સ્થિતિ સામાન્ય હતી. તે કોઇ સોલીસીટરની ઓફીસમાં કલાર્કનું કામ કરતો અને તેને દરમાસે માત્ર પોણોસો રૂપિયાનો પગાર મળતો. આજકાલ ભણેલાની કિંમતજ કયાં અંકાય છે ! વિઠલરાય પોતે સદગુણી અને સીધો હતો. કોઈ પુર્વના સુભાગ્યે તેને ઇંદુમતિ જેવી અર્ધાંગના મળી હતી. તે આ કારણને લીધે સંતોષી અને સરલ રહેતો હતો. વિદ્વાન અને અવિદ્વાનની કિંમત લક્ષ્મીને શી હોય ! લક્ષ્મી તો અબુઝ અને અણઘડને ત્યાંજ હોય. સુવર્ણની સાથે સુંગધનો યોગ તો કયાંકજ.

વિઠલરાય પોતાને ઇંદુમતિ જેવી અર્ધાંગના મળી તેને લીધે બીજા કરતા પોતાને વધારે સુખી માનતો.

ચંપકે ઈંદુમતિને જોઇ. ચંપક પોતાના માળામાં કોણ રહે છે અને કોણ નથી રહેતું તે જાણતોજ નહિ. તેની આવજાવ પાછલાં દાદરથીજ હતી. વળી

ચંપકને પહેલે બીજે મજલે જવાની જરૂર પણ શી હોય! પોતાના માળામાં આવું સુંદર બારૂં રહે છે તેની તેને આજેજ ખબર પડી. ઇંદુમતિને જોઇને તે તો અર્ધો દિવાનોજ બની ગયો! વારંવાર આડી આંખે જરા ઉંધું મોં ઘાલીને તે ઇંદુમતિને નિરખતો હતો.

ઇંદુમતિ ઘડી બધી ઘડી બેસીને ત્યાંથી ઉઠીને ચાલતી થઈ. શેઠને હવે કેટલેક દરજ્જે સારૂં હતું. જસુ અને નવનિધ રસોડામાં પેઠાં અને ચંપક મુંગો મુંગોજ પોતાની મેડી ઉપર ચડી ગયો.

## પ્રકરણ ૨૧ મું.

મન વશ જસુનું ના રહ્યું, જામ્યો જોબન જંગ;
અનાયાસ એને થયો, કંકુ તણો દુઃસંગ.

માંજુ વૈદે જસુનું અટાચળું કર્યું હતું એ વાત ખરી છે; તો પણ માંજુ અત્યાર લગી પરકીયાના દેહ-સંબંધથી અળગો રહયો હતો એ વાત પણ એટલીજ ખરી છે. આપણે જાણીએ છીએ કે એમના આગળ ઘણું કરીને બાઇરાંએજ ઓસડ લેવા આવતાં. કોઈ બાઈરાંની ખાસિયત જોવા માટે તે કદાચ આવું અડપલું લક જોઇને કરતો પણ હશે! જસુએ માંજુને માટે આ પ્રકારનાં અડપલાંથીજ પોતાના મનમાં અર્ધું સાચું ખોટું અનુમાન બાંધી લીધું; પરંતુ તેણી જયારે તેની પાસે ગઈ ત્યારે તેનો તેણીને જુદોજ અનુભવ થયો. માંજુ કમાતો હતો અને ધન એકઠું કરતો હતો. તેને પરણવાની આશા હતી; પણ આ જસુ જેવી વિધવાનું શું? માંજુ વઇદ હતો અને પોતાની પ્રતિષ્ઠાનો પ્રશ્ન પણ તેના વર્તનની વચ્ચે ઉભો રહેતો હતો. આ ઉપરાંત તે એમ પણ પોતાની વિદ્યાને આધારે સમજતો કે વ્યભિચાર એ ઉપદંશ તથા પ્રમેહ જેવા કષ્ટસાધ્ય દર્દોનું મુળ છે. દુર્ભાગિની જસુને આ રહસ્ય કેવી રીતે જાણવામાં આવે! તેણીને તો અત્યારે યૌવને ચારે બાજુથી ઘેરી લીધી હતી. મ્હોટી બહેનનો ઠપકો સાંભળ્યા પછી થોડા દહાડા તો તેણી ઘરમાં પગ ખોડીને બેસી રહી. હમણાં પણ તેણીનું મન ચકડોળે ચડયું હતું. તેણી વિધવાના ધર્મો તો જાણતી નહિ. કદાચ નવનિધે જે પુસ્તક તેણીને વાંચવા આપ્યું હતું તેમાંથી જાણ્યા હોય; તો પણ તેથી શું? તેણીએ તો વિધવાઓની વિપદનાં વર્ણનો વાંચ્યા અને એજ હાયકારો તેણીનાં મનમાં રહી ગયો. નવનિધના સુધારા ઉપાયે ઉલટું રૂપ પકડયું. તેણીને વઇધવ્ય અસહ્ય થઇ પડયું. આજ તો તેણી ન ગઈ કમળા પાસે કે ન ગઇ ભાણીમા આગળ. પોતાની ઉન્મત્તતાને યોગે કે કોણ જાણે કોઈ અણુધાર્યા આવેશને લીધે પણ તેણી એકદમ સંકોચાતી સંકોચાતી પહેલે મજલે આવી પહોંચી. મુંબઈના કેટલાક માળા કે મુંબઇની કેટલીક ચાલીઓ જાણે નડાતું સરખું ગામડું! 'ગામ હોય ત્યાં ઢેઢવાડો પણ હોય.' આ કહેવત છેક આધાર વગરની તો નથી. આ માળાનો વિસ્તાર નહોતો અતિ મ્હોટો કે નહોતો અતિ નહાનો. મધ્યમ પ્રકારનો હતો. પહેલે મજલે સામાન્ય સ્થિતિનાં મનુષ્યોજ વસતાં. કોઇનો સ્વભાવ કાંઈ

એક સરખો છે! અને શું સર્વનું વર્તન પણ એક સરખું છે? આ પહેલે મજલે રહેનારામાં કેઇ સુલક્ષણા હોય અને કેઇ કુલક્ષણું પણ હોય! જસુ પહેલે મજલે આવી. શેઠાણીની બહેન એટલે કેટલાંક બૈરાંઓ તેણીને ઓળખે પણ ખરાં. અત્યારે નળનું પાણી ભરવાનો સમય હતો એટલે ઘણાખરાં બૈરાંઓ એ કામમાં પ્રવૃત્ત હતાં.

'આવોની બા! આજ તો તમે અમરી ખબર લેવા આવ્યાં? બેસો, બેસો.' પહેલી ઓરડીમાં રહેનારીએ જ હાથ પકડીને જસુને પોતાની ઓરડીમાં ખેંચી લીધી. જસુ તેણીની આગળ મુંગી મુંગી બેઠી. આ ઓરડીમાં રહેનારીનું નામ કંકુ હતું. તે બોલાડુ હતી. આ કંકુને 'છાની ચીબાળ' નું નામ આપીએ તો તે ચાલી શકે તેમ હતું. તે કેણુ જાતની હતી? અને કયાંની હતી? તે વાત કેઇના જાણવામાં નહોતી. આ કંકુનો લવજી ખરો વર હતો કે બનાવટી! એ ભેદ પણ અંધારામાં હતો. આ જોડલું અહિં કંઠીબંધામાં ભળી ગયું હતું. ધણી ધણીઆણી વઇષ્ણવ ધર્મ પાળતાં. બેય પકકાં હતાં. કયાંય જમવા જતાં નહિ. મરજાદી છઇએ એમ કહેતાં. લવજી અને કંકુ એકમતથી જ પોતાનું જીવન ગાળતાં. બેય પ્રપંચી એટલે ગુણે ગુણ મળી ગયા હતા. કોઇ કોઇથી છેતરાય એવો અહીં ઘાટ જ નહોતે. કંકુએ પ્રથમ બે ત્રણ મિનિટ તો જસુની સામે જોયા જ કર્યું. પછી તેણી બોલી.

'તમારૂં નામ જસુબા કે? અમે જાણીએ હો! આ તરફ તો તમે પહેલ વહેલાં જ આવ્યાં એટલી તમારી અમ ઉપર દયા.'

'એમાં દયા બયા જેવું તો કશું ય નથી મનમાં એમ થયું કે ચાલની પહેલો મજલો જોઇ આવું!'

'ભલે આવ્યાં બા. અમારી આંખ્યું ટાઢીયું; પણ બા! તમારો આ ન્હાનપણનો રંડાપો જોઇને મારૂં હઇયું તો જાણે ચિરાઇ જાય છે. ઘડનારે નવરે દહાડે તમને ઘણાં ય ઘડયાં છે; પણ કેણ જાણે વખમાં કીયું પાપ આડું આવ્યું કે માથાનો ધણી જ ચાલ્યો ગયો! અરરર માડી! આ તો શે જાય! હું તો તમારા જેવીને જયારે જોઉં છું ત્યારે મનમાં કોણ જાણે શું નું શું થઇ જાય છે! તમારા સાસરામાં કોઇ નથી? ને પિયરમાં પણ?'

'સાસરામાં ફરતાં સગાં છે એક બે; પણ તેવા નહિ જેવાં. પિયરમાં તો આ મારાં મ્હોટાં બહેન છે!'

'આ! એટલું ય સારૂં છે. નિકર તમારા શા હાલ! વઇતરૂં કરતાં પણ પેટ પુરતો રોટલો ના મળે એવો વખત છે. આટલાં વળી તમે નાતીબહાર. શું કહું બા! રાંડીરાંડનો કઇ અવતાર છે! ઓઢીબાળો રોટલો ખાવો એ તો ઠીક; પણ બીજી કેટલી આપદા! આવી ચડતી જુવાનીનું જોર રોકવું મહાકઠણ છે! શેઠાણી અને તમે એક જ માબાપનાં જણ્યાં; પણ બેઉના નશીબમાં કેટલો બધો ફેર! મેં તો તમને જયારે હાથ પકડીને અહીં બેસાડયાં ત્યારે તમારો હાથ મને એટલો ગરમ લાગ્યો કે ન પુછો વાત! શું બા! તમને તાવ આવે છે?'

'ના, ના. તાવ જેવું તો કાંઈ નથી. એ તો મારૂં શરિર એમ જ ગરમ રહયા કરે છે.'

'તમારૂં શરિર જોઇને તાવ જેવું તો મને ય નથી લાગતું. તાવ હોય તો આવું રાતું રાતું અંગ રહે પણ ખરૂં કે? એનું કારણ હું સમજી ગઈ છું. તમારો કોઠો જ ધગધગતા અંગારા જેવો થઇ ગયો છે હયો. ધણી વગરનું તો ઢોર પણ સુનું !'

જસુ અર્ધભાનભુલી થઇને અહીં આવી હતી. તે હવે ભાનમાં આવી તેણીના મનમાં વિચાર થયો. તે મનમાં જ બડબડી. હું કોઇની રજા લીધા વગર અહીં કયાં આવી? તેણી તરત જ ઉભી થઇ.

'જાઉં છું હો!'

'બેસો, બેસો શું આવ્યાં ને શું જાઓ!' કંકુએ જસુને પરાણે પાછી પોતાની પાસે બેસાડી.

'મ્હારાથી આમ વધારે વખત બેસાય નહિ. મને તો હવે જવા જ દયો.'

'એમ જવાય કે? હયો હું ચ્હા કરી દઉં.'

'ના, ના મારા સમ. ઉઠશો નહિં હું ચ્હા નહીં પીઉં મને જવા દયો. મારે કોઈનું સાંભળવું પડે એ ઠીક નહિ. આટલી અહિં આવી છું તેને માટે પણ કોણ જાણે શુંય સાંભળવું પડશે!'

'એમ પોચાં થઇએ નહિ. જરા કડપ રાખીએ. મન મુંઝાય તો શું ઘડી બે ઘડી કોઇ પાડોશીને ત્યાં બેસાય પણ નહિ! ઘરમાં એકલાં બેઠાં બેઠાં તો ઘેલાં થઈ જઈએ હયો! આવજોની કોઇ કોઇ વાર મારી પાસે! આપણે સાથે દેવદર્શન કરવા જઇશું! તમારી મરજી હશે તો હું શેઠાણીને કહીશ. આ તો અમે ગરીબ પડયાં એટલે આવતાં જરા અચકાઇએ; પણ એક વખત હું કોઈને મળું તો પછી તેની આગળ આવજાવ કરવામાં મને ભારે ન લાગે. બા! મન મોકળું રાખીએ હો!'

'આ તો તમે મને ઠીક કહો છો; પણ એમ મારાથી કયાંય ન જવાય કે ન અવાય. મારાં મ્હોટાં બહેન બહુ ભોળાં છે હો! તમે આવશો તો એ રાજી થશે.'

'બા! મને મહોટાંના ઘરમાં પગ કેમ મુકવો અને કેમ જમાવવો એ બધુંય આવડે છે હો! હું તો આ માળામાં નવી છું. બે ત્રણ વર્ષ તો અમે સિંધમાં રહયાં. પેટને અર્થે હમણાં વળી મુંબઇ આવ્યાં છીએ.'

'ઓ કંકુબાઈ! તમે વાતે વળગ્યાં; પણ પાણી ભર્યું? નળ હવે બંધ થવાની અણી ઉપર છે'

પાડોશમાંથી એક જણીએ અવાજ કર્યો અને કંકુએ ખાલી બેડું હાથમાં લીધું. જસુ ત્યાંથી ઉપર ચાલી નિકળી.

## પ્રકરણ ૨૩ મું.

ફસી ગયાં બે જાળમાં, હેલી, લહેરૂચંદ;
કુટિલ પુરૂષની નજરમાં, કોણ માત્ર મતિમંદ?

બલુ હમણાં જુદાજ વ્યવસાયમાં પડયો હતો. બલુએ ચંપકને પોતાની

જાળમાં ફસાવવાની જો કે તજવીજ કરી; પણ હજી ચંપક નાણાં પ્રકરણમાં કયાં સ્વતંત્ર હતો ? બલુ સમજી ગયો કે અત્યારે ચંપકની સ્થીતી રોઇને રોટલો માગવા જેવી છે. એમના મનમાં એમ પણ આવી ગયું કે પરાધીનની પાસેથી આપણે શું મેળવી શકીશું! સ્વાધીન થાય ત્યારની વાત ત્યારે. ચંપક બે દોસ્તીમાં બલુને થોડુક નુકશાન વેઠવું પડયું હતું; તો પણ તે તેની જોડેના મીત્રતાનો સંબંધ જાળવવા માગતો હતો ખરો. લાલાંને ઘેર ચંપક એકલો જઈ આવ્યો અને નંદલાલે પણ તેની પાસેથી રૂપિયા પોણોસો પડાવ્યા, આ વાતની પણ બલુને ખબર પડી હતી. બલુએ આ ઉપરથી એટલું જાણી લીધું કે હાલમાં ચંપકને વધારે પંપાળવાથી સારો તડાકો પડે તેમ નથી. આ સંબંધમાં ચંપકની સાથે મીઠો રહીને બલુએ બીજોજ રસ્તો પકડયો હતો. નંદલાલ કરતાં ભવાની બલુના જમણા હાથ જેવો હતો. મુંબઇમાં કોણ નવું જુનું આવ્યું ને ગયું તેની તેને કોઇવાર થોડી તો કોઇ વાર ઘણી ખબર પડતી હતી. ભવાનીનો આ પ્રયાસ માત્ર આપ જોગોજ હતો. ભવાનીએ અગાઉ બે ત્રણ વખત બલુની જોડેનો આવો મેળ બેસાડી દીધો હતો. બલુનું આખું ઘર પ્રથમથીજ ભલે સ્વાર્થમય પણ કોઈનું આતીથ્ય કરવામાં પ્રવીણ હતું. બલુની જોડે નંદલાલનો સંબંધ ઉપરટપકેનો હતો; પણ ભવાનીનો ગાઢ હતો. ભવાનીના ગુણાવગુણ વાંચનારના જાણવામાં તો કયારના આવી ગયા છે. નંદલાલની પેઠે તે કેવળ મતલબી નહોતો. વખત આવ્યે ફેરવી તોળે એવો હતો. વળી ભવાની એકલો જ હતો. તેની પાછળ લપ્પન છપ્પન જેવું કાંઈજ નહોતું. નંદલાલની પાછળ તો કીલ્લાં જેવી શંખણી પડી હતી. તે તેને જંપીને બેસવા દયે તેમ નહોતી.

આપણા જાણવામાં છે કે ભવાની કોઈ વાર કોઇ કોઈ નાટક કંપનીમાં ડોર કીપરનું કામ પણ કરતો. નાટકમાં અનેક તરેહના પ્રેક્ષકો આવે. હમણાં એક નાટક મંડળીમાં બાપકમાઇ વાળો ગુજરાત તરફનો છેલ છબીલો પોતાની છબીલી ને સાથે લઈને વારંવાર નાટક જોવા આવતો. ભવાનીએ આ જોડલાંને પોતાનાં ધ્યાનમાં રાખી લીધું. ત્રીજી વખત જયારે આ જોડલું નાટક જોવા આવ્યું ત્યારે ભવાનીએ તેની પંખા, પાણી તથા ચ્હા ચેવડાની સેવા કરી. ભવાનીની જીભમાં મધ હતું. આવો લલોપતો તે કેટલાક મીઠાબોલા પારસીઓ પાસેથી શીખ્યો હતો. આ લહેરીલાલાનું નામ પણ હતુ લહેરૂચંદ અને તેની ભામિનીનું મુળ નામ હતું લીલા પણ લહેરૂચંદ તેણીને લેડીનું નામ આપતો. બેયની રાશી એક સરખી હતી અને મોજ મજાહ ભોગવવામાં બન્ને એક બીજાંને ભુલાવે એવાં હતાં ! નાટક મંડળીના મેનેજરની પરવાનગી મેળવીને આ જોડલાંને ઉપરા ઉપર ભવાનીએ છ વખત મફત ઓરચેસ્ટ્રાની સીટ ઉપર બેસાડયું. નાટક કંપનીના મુખ્ય કાર્યવાહકો પોતાના એકટરો, ડોરકીપરો કે સ્નેહી સંબંધીઓની જોડે કવચીત આ પ્રમાણે ઉદાર દિલ રાખી વરતે છે. આ છેલ છબીલું જોડલું તો પોતા પ્રત્યે ભવાનીનું આવું દરયું દિલ જોઇને ખુશ ખુશ થઈ ગયું ! આજકાલ આવો

પતન પણ ફેલાયો છે. જેને આપણે આપણા પઈસાથી કે લાગવગથી નાટક, સીનેમા કે કોઇ તમાસો દેખાડીએ તે એક વાર તો આપણો ઓશીયાળોજ બની જાય ! અને એવો આપણા આભાર તળે મુકાઈ જાય કે તેને આપણે એક હજાર રૂપિયા રોકડા આપી દઈએ તો પણ એટલો ઉપકાર વશ ન થાય. ભવ.નીએ બહુને આ હકીકત કહેલી. બહુએ ભવાનીને કહ્યું કે એ લોકોને તું મારો નાનો ભાઈ બનીને નોતરજે. આપણે તેઓની ઘણી સારી આગતા સ્વાગતા કરીશું અને પછી કયે પાણીયે મગ ચોડવવા તે જોઈ લઈશું.

ભવાનીએ આ લહેરૂચંદને પોતાને ઘેર જમવા આવવાનો અત્યંત આગ્રહ કર્યો. ભવાનીને તો નહોતું ગામમાં ઘર કે સીમમાં ખેતર ! સાડા ત્રણ હાથની ફકત એક ભાડુતી ઓરડી હતી. બહુના કહેવાથી બહુના ઘરને પોતાનું ઠરાવીને તેણે તેઓને નોતર્યાં; મુંબઇ જેવાં શહેરમાં જે નોતરે ચડે તેની પ્રતીષ્ઠા વધેલી ગણાય. અન્ય શહેરો કે ગામોમાં પણ આવો સામાન્ય રીવાજ તો છેજ. લહેરૂચંદ જેને ત્યાં ઉતર્યો હતો તેની આગળ પણ તેને કુલ મારવાનું આ સાધન મળ્યું. 'મુંબઈમાં રોટલો મળે પણ ઓટલો ના મળે' આ કહેવત પણ સાચીજ છે. લહેરૂચંદ જેને ત્યાં ઉતર્યો હતો તે જો કે એક સારી સ્થીતી વાળા ગ્રહસ્થ હતા; પણ તે જે જગ્યાએ રહેતા હતા તે જગ્યા બરાબર નહોતી. આ ગૃહસ્થ અહીં રહેવા આવ્યા પછીજ સુખી થયા હતા એટલે તેને આ જગ્યા છોડવી ઠીક નહોતી લાગતી. સાંકડ ભોગવીને તે તેમાંજ પડયા રહેતા. ભોગ જોગે કોઈ મહેમાન આવે કે તેને કાળમાં અદક જેવુંજ લાગતું. વળી તે દુ:ખમાં ઉછ-રેલા એટલે લોભી પ્રકૃતીના પણ હતા. અને મહીં મહેમાન પણ કેટલાક દી ! લહેરૂચંદને આ કંજુસને ઘેર પંદર દીવસ વીતી ગયા. હવે તો રોતાંય પરોણો અને હસતાંય પરોણો એવું બન્યું હતું. લહેરૂચંદ આનો બદલો વાળત પણ લોભીને એવું જ્ઞાન કયાંથી હોય ! આ ગૃહસ્થની બઈરી પણ તેને માથે પછાડી એ એવી હતી. અતી પરીચયને લીધે ઘણું કરીને ધણી ધણીઆણીનો સ્વભાવ સમાન બને છે.

એક વખત લહેરૂચંદના ગામમાં આ ભાઈ સાહેબ પોતાના ભત્રીજાને પરણા-વવા આવેલા. તે વખતની લહેરૂચંદની આ ગ્રહસ્થની સાથે લટક સલામ જેવી ઓળખાણ. આ નજીવી ઓળખાણનો હીસાબ પતાવવા માટે લહેરૂચંદ આ ગ્રહ સ્થને ત્યાં ઉતરેલા ! લહેરૂચંદની મુંબઇમાં કોઇની જોડે પાકી પીછાણ નહી એટ લેજ તેને આ રસ્તો લેવો પડયો ! જેને ઘેર લહેરૂચંદનો ઉતારો હતો તેનું નામ તો લાલચંદ હતું પણ આપણે તેને લોભીચંદનું નામ આપીએ તો તે કાંઇ ખોટું નથી. લહેરૂચંદ આ લોભીચંદને ત્યાં ઉતરતાં તો ઉતર્યો પણ તે પસ્તાતો હતો. માણસની પંથે કે પાડોશે ખબર પડી જાય છે, તો પછી લહેરૂચંદ અને તેની છેલછબીલી નાર કે જે જોડલું આ ગ્રહસ્થને ઘેર મીજબાન દાખલ રહ્યું, તેને તેની ખબર કેમ ન પડે ! લહેરૂચંદ જો કે કંટાળ્યો હતો પણ તેની પ્રિય

લેલીને પ્રસન્ન રાખવા તથા તેણીને આખું મુંબઇ શહેર દેખાડવા માટેજ તેને પરાણે અહીં રહેવું પડયું. લહેરૂચંદ જેવો ગૃહસ્થ ધરમ શાળામાં ઉતરે એ તેને શોભે એમ નહોતું. અને સાથે બઈરી એટલે લોજમાં તો તેનાથી જમાયજ કેમ ? લોજમાં ધારો કે રહેવા માટે જુદો રૂમ પણ મળે; પણ લેલીવહુને લોજ માં રાખવાં એ પણ ખોટું ! લહેરૂચંદને તાજોજ બાપની મીલકતનો કબજો મળ્યો હતો. લહેરૂચંદને આ સંપતી મેળવવામાં કયાં પસીનો ઉતર્યો હતો ? આવા બાપકમાઇવાળાને ધનની કિંમત પણ શી ! અને લેલાં વહુ ! આ જાતિ તો આમેય ભોગની ભુખી હોય છે. લેલી નામ પ્રમાણે લેલીજ હની ! જેમ લહે રૂચંદને કોઈ પણ પ્રકારની ગમ નહોતી તેમ લેલીને પણ નહોતી.

લહેરૂચંદ ભવાનીનું નોતરૂં નહી માનવામાં ઉપરથી મોઘો તો થયો; પણ અંતરથી તે તેમ કરવા રાજી હતો. એમણે ભવાનીનું આમંત્રણ કબુલ રાખ્યું. આજ ભાઈ સાહેબ પોતાની અર્ધાંગનાને સાથે લઈને બલુને ત્યાં જમવા આવ્યા હતા. બલુનો વિનય અને બલુના ઘરનો ભભકો જોઈને આ જોડલું છકજ થઈ ગયું ! બલુની મા તો જાણે લાંબા વખતની આ લોકોની જોડે તેણીની ઓળખાણ કેમ હોય એવી રીતે લીંબુના પાણી પેઠે ભળી ગઈ ! અને બલુની વહુ મેના ? મેનાની તો વાતજ કહી ન જાય ! એ તો લેલી વહુની જોડે એટલી મળી ગઇ કે જાણે માની જણી બે બ્હેનો ! કે જુના વખતની બે જુની બ્હેનપણીઓ ! બલુને ત્યાં ખાનપાનનું પુછવાનું હોય કે ? દરેક ભાણામાં બધાં મળીને એકવીશ વાનાં ! લહેરૂચંદના અંગ ઉપર આખી એક સેન્ટની શીશી બલુએ ખાલી કરી અને એક ઉંચા અત્તરની બાટલીની પણ એવીજ વલે કરી ! બલુની બેઠક તો વાંચનારને યાદ હશે આ બેઠકમાંજ લહેરૂચંદને બલુએ બેસાડયો હતો. આખી બેઠક ખુશબોથી ઘમઘમી રહી. ભવાનીને જેટલા બાંધીએ એટલાં શોભે તેમ હતાં. એને નાટકીઓ કહો તો તે નાટકીઓ છે, અને ફરતિયો કહો તો તે ફરતિયો છે. ભલો પણ એજ છે અને બુરો પણ એજ છે. એ તો ઘડીમાં લહેરૂચંદ પાસે અને ઘડીમાં લેલીવહુ આગળ ! બોલો શું જોઈએ ? બોલો શું જોઈએ ? એમ પુછતોજ હેય ! લહેરૂચંદ તો આ બધો ઠાઠમાઠ તથા તેનું સ્વાગત જોઈને આશ્ચર્ય પામ્યો. લેલી વહુની સ્થિતિ પણ આવીજ હતી.

પતિ પત્નિ જમીને પરિતૃપ્ત થયાં. લહેરૂચંદ, બલુ અને ભવાની બેઠકમાં બેઠાં અને બલુની મા, મેના વહુ તથા લેલાં વહુ દિવાનખાનામાં બેઠાં. સૌએ મુખવાસનો ઉપયોગ કર્યો અને વાતોએ ચડયાં.

"હવેથી જમવાનું તથા સુવા બેસવાનું અહીંજ રાખો. મારો ભાઈ આ ભવાની મને કહેતો હતો કે શેઠ જયાં ઉતર્યા છે ત્યાંની જગ્યા બહુ ન્હાની છે. એવી જગ્યામાં તમને ફાવે છે કેમ ?" બલુએ લહેરૂચંદને અતિ પ્રીતિપુર્વક આમ કહયું.

"શું કરીએ ! આવી ભરાણાં જેવું થયું ત્યાં શો ઉપાય ? મેં તો મારા બાપના વખતમાં બે ત્રણ વખત મુંબઈ જોયેલી. એ જેની પેઢીમાં ઉતરતા તેની

પેઢી બંધ પડી. હવે એ લોકો અહીં નથી. મારા પિતા પણ ગયા. ક્યારનું એમનું મન મુંબઈ જોવાનું હતું એટલે પછી મારે આવવું પડયું. નહિતર આવી સંકડાશમાં આવીએ પણ શાનાં? લહેરૂચંદે મુંબઈ આવવાનું કારણ જણાવ્યું.

"શા માટે ન આવો! મુંબઈ કયાં કોઈના બાપની છે? અને શું પાંચ આંગળી સરખી છે કે? એમજ જાણો કે આ તમારૂંજ ઘર છે. આ સુવા બેસવાની તમારી બેઠક અને સામે ખાવા પીવાનું. અહીં તમને હરકત જેવું લાગે છે?"

"એમ કેમ કહેવાય! અહીં અમારા ઘર કરતાં પણ ઘણું સારૂં છે; પણ બલુભાઈ! અમારો હવે અહીં રહેવાનો વિચાર નથી."

"શા માટે? હજુ જોવા જેવું તો ઘણુંય છે. આપણે તો જાણે મરદ. કામ પ્રસંગે આવીએ ને જઈએ પણ આ અમારા ભાભી સાહેબ વારંવાર કયાં આવવાના હતા? આવ્યાં છો તો ફેરવીનેજ જાઓ." બલુએ પાસો ફેંકયો.

બલુની મા તથા મેનાએ અગાઉથી લેહીને પઢાવી રાખી હતી આ બેઉએ સાથે મળીને અનેક પ્રકારનાં દ્રશ્યો જોવાની લોલુપતામાં તેણીને મુકી દીધી!

"સાંભળ્યું કે? કેમ તારો શો વિચાર છે? આ તો આપણને અહીં હજી રહેવાનું કહે છે?" લહેરૂચંદે લેહીને પુછ્યું.

"એ તો જેવો તમારો વિચાર. આ મેના બહેન તો કહે છે કે હજી ઘણું જોવાનું બાકી રહી જાય છે."

"આપણી આ લોકોની જોડે નથીજ ઓળખાણ. ન જાણે એ આપણને અને ન જાણીએ આપણે એને! પહેલીજ પિછાણમાં એ લોકોએ આપણે માટે શી તસ્દી ખેંચી છે! આવું તો આપણાથી ન બને લે!"

"શું લહેરૂભાઈ! તમે અમારા તમારા વચ્ચે આટલી પણ જુદાઈ જાણો છો કે? એમજ સમજો કે જેમ બલુ અને ભાભીની તેમ તમે! આ તમારા વહુ તે મારે આ મેના જેટલાં!" બલુની માએ લહેરૂચંદને વધારે પાનો ચડાવ્યો.

"અમે જેને ત્યાં ઉતર્યા છીએ તેને ત્યાંથી અમારો સામાન અમે મંગાવી લઈએ તો તેને શું ખોટું નહિ લાગે?"

"એમાં ખોટું શું લાગવાનું હતું? કહેવું કે તમને સંકડ પડે છે તેથી અમે અમારા બીજા મહેમાનને ત્યાં જઈએ છીએ. આ મારા ભવાનીને તમારી જોડે લઇ જાઓ. મોટરમાં બેસીને જાઓ અને એજ મોટરમાં સામાન નાંખીને પાછા આવો! એમા વેઠ કયો ભણવાનો હતો? અને તો તમારા જેવા માણસોના ભુખ્યા છીએ. સારાં માણસો તો નસીબદારને ઘેર આવે. સમજ્યા કે?"

"ભલે ત્યારે એમ કરીએ ચાલો ભવાનીભાઈ!" લહેરૂચંદ ભવાનીને સાથે લઇને લાલચંદને ઘેર ગયો.

## પ્રકરણ ૨૪ મું.

મેના, ઝીનાને ભુલ્યો, કસુંબલનું પણ એમ!
લાલાં પણ લટકી રહી, સ્ફુર્યો ઇન્દુ પ્રતિ પ્રેમ.

ઇન્દુને ચંપકે જ્યારથી જોઈ ત્યારથી તેના મનમાં તેણીજ ચટપટી લાગી

રહી. હીરા શેઠાણીનો લાડકવાયો લાલ અત્યારે ઇશ્કીલાલ બન્યો હતો. મેના, ઝીના, કસુંબલ અને લાલાં તરતમાં તો તેના ચિન્તનમાંથી ખસી ગયાં હતાં. આ વખતે તો ઇન્દુજ તેના અંતરમાં સ્થાપિત થઈ હતી. ઝીના, કસુંબલ અને લાલાં આમેય ગણિકા હતી. એ તો નગર કન્યા કહેવાય. મેના તો ધણીવાળી રહી. મેના પ્રતિનો ચંપકનો મોહ તો ખેપ પુરતોજ હતો. ચંપક મેનથી કે મેના ચંપકથી ભ્રષ્ટ થાત કે નહિ એ રહસ્ય સમજાય તેવું નહોતું, જો "રૂં કહીએ તો શંકાશીલ હતું. મેના ધારે કે કદાચ સરી જાય પણ એવો યોગ આ બે માટે સંભવિત નહોતો. એટલે મેનાને આ ગણિકાની જોડે સરખાવવી એ કાર્ય નીતિની નજરે અનુચિત છે. મેનાનું ઉઘાડું અપચરિત્ર બહુ અગર બહુની મા સહન કરી હયે એમ કહેતું એ સાહસજ ગણાય.

નવનિધ જેવી નારીથી જેને સંતોષ ન મળ્યો એ પણ એક રીતે આશ્ચર્યજનક હતું અને બીજી રીતે તપાસીએ તો જેનો જેની સાથે અતિ પરિચય થાય એ તેનો તે પ્રતિનો મોહ ઓછો થતો જાય છે; પણ શું આ નિયમ કેવળ પુરૂષને માટેજ યોગ્ય ગણાય? અને સ્ત્રીને માટે નહિ? ઘરમાં સુંદરી છતાં કેટલાક પુરૂષો પરકીયા તરફ ધસે છે એ શું? જો અતિ પરિચયને લીધે પુરૂષનો પોતાની પત્ની પ્રત્યેનો મોહ ઓછો થાય તો એજ કારણને લીધે એક પત્નીનો પોતાના પતિ પ્રત્યેનો મોહ ઓછો ન થાય? અને કાં તેણી પરપુરૂષ પ્રતિ દ્રષ્ટિ ન દોડાવે? જો પુરૂષો પોતાની પત્નીનું પ્રતિવ્રત જોવાની ઇચ્છા રાખે છે તો કાં સ્ત્રીઓ પોતાના પતિનું પત્નીવ્રત જોવાની ઇચ્છા ન રાખે? પુરૂષોને આમ યથેચ્છ વર્તવાની છુટ કયા શાસ્ત્રકારોએ આપી છે? આ તો મહા અધર્મજ ગણાય. આમ છતાં સામ્પ્રત સમયમાં આવો અધર્મ જ્યાં ને ત્યાં હદ બહારનો પ્રવર્તી રહયો છે એ દેશનું દુર્ભાગ્યજ છે.

ચંપક એક શ્રીમંત ઘરનો લાડકવાયો પુત્ર હતો. તે અપુર્ણ તથા નિરંકુશ હતો. તે પિતા પ્રત્યેનો, માતા પ્રત્યેનો, પત્ની પ્રત્યેનો કે પોતાનાં નિકટનાં સંબંધીઓ પ્રત્યેનો ધર્મજ સમજતો નહોતો. આવા સ્વેચ્છાચારીને તેના કુવર્તનને માટે કોણ ઠપકો આપવાની હિંમત કરે? ગૃહસ્થ ઘરની એક ગૃહિણી ઇન્દુ પોતાના પતિની આજ્ઞાથી ત્રિવેકની ખાતર શેઠને જોવા આવી અને તે બિચારી કપડાં સંકોડતી નવનિધની બાજુમાં પા અર્ધી ઘડી જઈને બેઠી આમાં ઇન્દુનો અપરાધ શો કે આ મુર્ખા ચંપકે તેણીને નજરમાં ધરી? એ વખતે પોતાનો પિતા તો પથારી વશ હતા. પળાઇ પોષાઈને મ્હોટા થયેલા પુત્રે તો અત્યારે પોતાના પિતાની સુશ્રુષ કરવાની હતી! એ વાત તો અધર રહી ગઈ. અને વચ્ચે એ ગમારને ભલી યુવતી ઇન્દુનું ચેટક ક્યાંથી લાગ્યું? આજકાલ આવા અનેક અર્ધદગ્ધો આપણી નજરે ચડે છે. ચંપક પણ આ અર્ધદગ્ધોમાંનો એક અર્ધદગ્ધજ હતો. લંપટનો આવો સ્વભાવજ હોય છે. તે હવે પેઢીમાં જઈને શા માટે બેસે? પાછલા દાદરનું દ્વાર તો બંધ કરવામાં આવ્યું હતું. એટલે તેને ઘરમાં થઈને મેડી ઉપર જવું પડતું. હમણાં તો આ લાલ બહાર પણ જતે

નહિં મોડો વ્હેલો જમીને મેડી ઉપર પલંગમાં પડયો રહેતો. ચંપકને નિદ્રા તો કયાંથી આવે ? તે રાતને દહાડો તંદ્રાવશ રહેતો. તે દિવસો દિવસ સુસ્ત બનતો જતો હતો. નવનિધ જો બોલાવવા જાય તો તેણીને પણ કેંઇ કેંઇ વખ ચંપકની લાતો ખાવી પડતી ! જેણીને હઠીલો, લંપટ, મુર્ખ કે દાધારીંગો ધણી મળ્યો, તેણીના ભોગ જ મળ્યા સમજવા. ચંપક લાડમાં ઉછરેલો એટલે રીસાળ તો પડેલોજ હતો. જે મુર્ખ હોય તે દાધારીંગો પણ હોય. જો કે આ અવગુણો પણ નિર્વાહ્ય ગણાય; પણ તેમાં જ્યારે લંપટતા ભળી એટલે ત્યાં અવગુણની અવધીજ આવી ગઈ ! પોતાના પતિને બાપુજીના મહારાજને રખતે આ શું થઇ ગયું તેનું કારણ અત્યાર લગી નવનિધ કળી શકી નહિ તેણીતો એમજ માનતી હતી કે બાપુજીએ દારૂનું બારણું બંધ કરાવ્યું તેનુંજ આ પરિણામ છે. શેઠાણી પણ ચંપકનું આગમન કરતાં વિચિત્ર વલણ જોઇને ચિન્તાગ્રસ્ત રહેતા. હતાં, પણ તે વાત ભગુભાઇ શેઠને કહેતાં નહિ. અત્યારે ખરેખરૂં વેઠવાનું તો નવનિધનેજ હતું. જમુને ચંપક હમણાં જમતી વખતે બહુ ટોકતો નહિ એટલે તેણીને તો અર્ધી પીડા નિરાંત વળી ગઈ હતી. નવનિધે ચંપકને મનાવવાના અત્યાર સુધી અનેક પ્રયત્નો કર્યા પણ તે નિષ્ફળ ઉતર્યા. આજ નવનિધે હળવે હાથે ચંપકની બાબરીમાં થોડું થોડું તેલ સિંચવા માંડયું. તેણીએ ચંપકના વાળને એવી રીતે સમારવા માંડયા કે કાંઇ કહેવાની વાતજ નહિ. બહુજ હલકે હાથે તેલ ઘસ્યું. બે લમણા ઉપર પણ એમજ કર્યું. ચંપકને જો કે નવનિધ જેવી કોમલાંગીના કોમળ હાથ ગમ્યા. નવનિધે વાળ ઓળ્યા. તેલ પાણીનાં મિશ્રણથી મહોડું સ્વચ્છ બનાવ્યું. ધોયેલા ઉજ્જવલ નાપકીનથી તે ઘસીને ચકચકિત કર્યું. બધું ટીકટાક કરીને ત્યાંથી ઉઠી. દર્પણ લાવી અને તે પોતાનો પતિ તેનું મ્હોડું જુએ એવી રીતે તેની સામે ધર્યું. ચંપક હસ્યો ! નવનિધ પણ હસી !

આઠ દહાડાના અબોલા આજ સામસામા હસવાથી ભાંગ્યા. નવનિધના મનમાં અત્યારે થોડી શાન્તિ ઉપજી તેણી બોલી:-

“મારો એવો તે શો તમારો અપરાધ થઇ ગયો કે તમે મારાથી રીસાઇને બેઠા છો ?”

“બસ, મારા મનની મરજી. મારે તને એક વાત પુછવાની છે. બાપુજીની માંદગીમાં હું બાપુજીની સામે નીચે બેઠો હતો. તું અને જમુ માસી મારી સામે કમાડની પાસે બેઠાં હતાં. એ વખતે બાપુજીની ખબર લેવા માટે જે એક બાઇ આવી તારાં પડખામાં સંકોચાઇને બેઠી તે કોણ હતી ?”

નવનિધને આ પ્રશ્ન ભારે થઇ પડયો. તે એકદમ ગુંચવાઇ ગઇ. શું ઉત્તર આપવો, તેના વિચારમાં પડી. થોડીવાર પછી તે બોલી.

“આ વળી આ પ્રકારનું કેમ પુછો છો ? આપણે ઘેર આવવાનું કોઇ સબબ કારણ હોય તો કોઇ આવેય ખરૂં.”

“એટલું તો હુંયે સમજું. હું પુછું છું જુદું અને તું જવાબ આપે છે જુદો !”

"એ તો બાપુજીની પાસે પેલા વિઠલરાય નથી આવતા ? તેનાં ઘરવાળાં છે."

"શું વિઠલરાયની વહુ ? વિઠલરાય તો ઉંમરે બહુ મ્હોટા છે અને આ તો માંડ સોળ સત્તરની હશે ! શું એ બીજીવારની છે ?"

"એકનું ઠેકાણું ન હોય ત્યાં બીજી કયાંથી મળે ? આ તો વળી ભણ્યા ગણ્યા એટલે મળી ગઇ."

"વિઠલરાયનું નશીબ જોરાવર ખરૂં. ભલે મોડી મળી પણ જયારે મળી ત્યારે બહુ ફાંકડી મળી !"

"સંસારનું ચક્ર એમજ ચાલે છે. કોઇને વર સારો મળે તો કોઇને વહુ સારી મળે. સરખે સરખું તો કયાંક હોય. અને વળી કજોડું કયાં એકજ જાતનું છે ? વય કજોડું, ગુણ કજોડું, રૂપ કજોડું, વિદ્યાનું કજોડું ! આમ અનેક પ્રકારનાં કજોડાં જ કજોડાં ! આ બેયની સજોડ કહેવાય. વિઠલરાયભાઇની ઉંમર બહુ ત્યારે ત્રીસ પાંત્રીશની હશે. આ કાંઈ કજોડું ન કહેવાય."

"આપણું સજોડું કે કજોડું ?"

ચંપકને નવનિધ આનો ઉત્તર શો આપે ? તે ફરી ગુંચવાઇ; પણ થોડીવાર પછી તેણી હિંમત રાખીને બોલી.

"હું તમને વચ્ચે કહી ન ગઇ કે સરખે સરખું તો કયાંકજ હોય."

"એ ઉપરથી એમ તો નકકી થાય છે કે આપણું પણ કજોડું તો ખરૂં જ ખરૂં"

"એમ મારાથી કેમ કહેવાય ? હું તો એટલુંજ કહી શકું કે સરખે સરખું કયાંકજ હોય."

"સરખે સરખું કયાંકજ હોય એટલે કોઇક જ ઠેકાણે હોય એમ કેની? આપણે માટે તો એમ નથી ના ?"

"જેમ છે તેમ ઠીક છે. મેં એક વખત તો તમને કહ્યું કે કજોડું કંઇ એક પ્રકારનું નથી. જો વર વહુ એક બીજાથી સંતોષાઇને રહે અને પોતાનાં ઘરનો કારભાર રૂડી રીતે ચલાવે તો પછી ત્યાં કજોડાનો સવાલ રહેતોજ નથી ! આમાં થોડું ઘણું કજોડ જેવું હોય તો પણ તે ઢંકાઇ જાય."

"તું પણ બડી પહોંચેલી છે હો ! ભણેલી ખરી ના !"

"તમે કયાં ભણેલા નથી ? અંગ્રેજી જાણો છો, મરાઠી જાણો છો, હિંદી જાણો છો ! થોડું થોડું બધુંય જાણો છો. હું તો ફક્ત ગુજરાતીજ જાણું છું. તમારા કરતાં હું વધારે ભણેલી ગણાઉં કે ?

ચંપક હવે સપડાયો. દરેક ભણતરમાં પોતે અધુરો છે એમ તેને લાગ્યું. તે થોડીવાર ચુપ રહયો. પોતાને શું જોઇતું હતું અનેપોતે કયાં ઉતરી પડયો ! આનું પણ તેને ભાન આવ્યું. ઇન્દુમતે વિઠલરાયની ઘરવાળી છે એ વાત તેણે જાણી લીધી. અત્યારે આ વાત વધારે છેડવાનાં મઝા નથી એમ પણ તેને પ્રત્યક્ષ દેખાઇ ગયું. તે ત્યાંથી તરતજ ઉભો થયો. તેણે ઝપાટાબંધ કપડાં પહેર્યાં અને ત્યાંથી ઠીકઠાક થઇને અંદરના દાદર ઉપરથી તાબડતોબ ઉતરી ગયો !

બરાબર આઠ દિવસે અબોલા છુટયા. ચંપક પણ આજજ ઘરથી બહાર નિકળ્યો. નવનિધ જો કે રાજી થઇ; પણ ઇન્દુમતિને માટે અસ્વસ્થ બની. નવનિધ પોતાના પતિની નાડ સમજતી હતી. રિસાયલા ચંપકને ઠેકાણે લાવવાની તેણી ક્રિયા જાણુતી હતી. કોઇવાર તેણી આ કામમાં જલદી ફતેહમંદ થતી અને કોઇવાર તેણીને આવી ગુંચ ઉકેલવામાં વખત પણ લાગતો; તો પણ ધીમે ધીમે તેણીનામાં હવે નિર્ભયતા આવતી જતી હતી. નવનિધ અને ચંપક વચ્ચેનો આવો લાંબો કઠોર પ્રસંગ આ પહેલોજ હતો. દુધના ઉભરાળા જેવું તો વારંવાર બનતું; પણ નવનિધને મન તેવા બનાવો રમત જેવાજ હતા. નવનિધમાં સહનશીલતાનો ગુણ પ્રશંસનીય હતો. આ ગુણ સ્ત્રી જાતિને માટે ઉપયુકત ગણાય. નવનિધ પણ ચંપકની પાછળ થોડીવારે નીચે ઉતરી.

## પ્રકરણ ૨૫ મું.

જે વામા વંઠી ગઇ તેનો શો વિશ્વાસ?
કીલાંથી નંદલાલને, અતીવ ઉપજ્યો ત્રાસ.

નંદલાલ હવે ફેન્સી કાપડની ફેરીના કામમાં પાવરધો થઇ ગયો હતો. કામ કામને શિખવે. આ ધંધો તેને ગમ્યો પણ હતો. કોઇ દહાડો તો જુદા જુદા લતામાં લગભગ આખો દહાડો ફેરી મારતો. હાથમાં પઇસાની પણ છુટ રહેતી. થાકે એટલે વચ્ચે થોડોક આરામ ભોગવી લેતો. ભુખ કદાચ લાગે તો ઉપહારગૃહ અથવા હોટેલનો આશરો પકડતો. કોઇ વખતે ઘેર પણ જતો નહિ. ભવાનીની ઓરડી અત્યારે ઓરડીનાજ રૂપમાં હતી. ભવાની તો બલુનો સગો ભાઇ બનીને પેલાં જોડલાને વિઝરવા તથા કોઈક કઠોડે ચઢાવી દેવા માટે બલુને ઘેરજ રહેતો. નંદલાલને આથી સુવાનું આ ઓરડીમાંજ ઠીક પડી ગયું હતું. ઓરડી બહુ નહાની હતી. નંદલાલ લાંબો પુરો હતો. તેને પણ આ ઓરડીમાં ટુંટિયા વાળીનેજ સુવું પડતુ. ભવાની ઠુંક ગરદનિયો અને મધ્યમ કદનો હતો. તેને માટે આ ઓરડી અયોગ્ય નહોતી. નંદલાલે હમણાં એક લોખંડની પેટી પણ પોતાનું ફેન્સી કાપડ સુરક્ષિત રાખવા માટે આ ઓરડીમાં મુકી હતી. ઓરડીમાં ચ્હા બનાવવાનો ફકત એક પ્રાઇમસ પડયો રહેતો. ભવાનીનું રસોડું તો હોટેલમાં હતું એમ કહીએ તો ચાલે. કોઇ વાર તે ગમે ત્યાં જમી લેતો. કોઇ ખોટે મિષે જમવાનું કહે તોયે તે બેસી જતો

નંદલાલ જ્યારે ધંધે નહોતો ચડયો ત્યારે ઘડી બે ઘડી પણ મોડો વહેલો ઘર આગળ જતો. હમણાં આ પ્રકારની આવજાવમાં ત્રુટી પડી ગઇ હતી. કીલાં અગાઉ જેટલે દરજ્જે સાવધ રહી શકતી હતી તેટલે દરજ્જે હમણાં રહી શકતી નહિ; કેમકે નંદલાલનું ઘર આગળ આવવું જવું અનિશ્ચિત હતું. પહેલાં તેણી તક જોઇને પોતાની રમત રમી શકતી; પણ હમણાં તેણીના મનમાં નંદલાલના અચાનક આવવાનો ભય પેઠો હતો. થોડા દહાડા તો તેણીએ પોતાનો ડાહ્યો ડમરો કારભાર આદરી ચલાવ્યો! પણ જેને જે ટેવ પડી તે ટાળી કેમ ટળે?

કીલાંએ પાસેની એક ચાલીના રખેવાળ ભઇયાને સંબંધ હતો. વખત જોઇને કીલાં આ ભઇયાની ઓરડીમાં ઘુસી જતી. તેણીએ પડોશની બે ત્રણ વહુ દીકરીઓને પણ અયોગ્ય રવાડે ચડાવી દીધી હતી. આ પેશાંમાંથી તેણી થોડું ઘણું પેદા પણ કરતી. કીલાંનો ગોટાળો પોતાનાં રહેવાનાં કાતરિયામાં તો ચાલે તેવો યોગ હતો નહિ. નજીકમાં કીલાને પણ પગે બાંધીને ઉડી જાય એવી એક રાંડ રહેતી હતી. આ રાંડની અને કીલાંની ગાંઠ એક હતી. આ રાંડના ઘરમાં કીલાં કોઇવાર કાળું મ્હોડું પણ કરી આવતી. ભઇયો તો કીલાંના ઉપવર જેવો હતો. આજ કીલાં પેલી રાંડના ઘરમાં દાખલ થઇ ગઇ હતી. આ રાંડ કુટણું કરતી. અહીં દરરોજ ચાર પાંચ વંઠેલીઓ આવતી. હમણાં તરતમાંજ કીલાં અને ભઇયાની વચ્ચે બીયાંબારૂં ચાલતું હતું. એક વાર ભઈયાએ આ કરણથી કીલાંનાં હાડકાં ખુબ ખોખરાં કરી નાંખ્યાં હતાં. તે દહાડાથી તેણી તેની પાસે જતી નહિ. ભઇયાનો સ્વભાવ ઘણો કડક હતો. તે વેરની વસુલાત વાળે એવો પણ હતો. કીલાં આ ભઇયાથી થરથર ધ્રૂજતી હતી. કીલાં કયાં જાય છે, શું કરે છે તેની ભઇયો બરાબર નજર રાખતો. ભેગ જોગે આજ બપોર પછી નંદલાલ અઢી ત્રણની વચમાં પોતાના ઘર આગળ આવી પહોંચ્યો. કાતરિયાને તો તેણે તાળું મારેલું દીઠું. તે નીચે ઉતર્યો. જોગ એવો બન્યો કે રસ્તા ઉપર ભઇયો તેને સામે મળ્યો.

"કયોં આપ તો દિખનેમેં નહીં આતે? કહાં ખાતે હો? કહાં સોતે હો?"

"બિચમેં થોડા થોડા કામ થા. હમારા એક દોસ્ત હે ઉન્કી ઓરડીમે સોતા હું. કોઈ કોઈ વખત આતાભી હું."

"વો તો મેરેકુંભી માલુમ હે. કયોં શેટાની ઘરમેં નહીં હે?"

"ના, નહીં હે."

"દેખો, દેખો જરા ઓ સામેકી ઓરડીમેં! સીધા હાત પર ચલે જાઓ. બરાબર પાંચમી ઓરડીમેં બેઠી હોગી."

ભઇયો તો અટલું કહીને એકદમ ચાલ્યોજ ગયો. નંદલાલે પાંચમી ઓરડી ખોળી કહાડી. જ્યાં બારણું ઉઘાડીને જુએ છે ત્યાં તો કીલાં અને બીજી બે ત્રણ યુવાન સ્ત્રીઓ તેની નજરે પડી. નજીકમાં બે ત્રણ મર્દો પણ બેઠા હતા. કીલાં તો નંદલાલને જોઈને ભયભીત બની ગઇ. નંદલાલ પણ એટલો તો ક્રોધાવેશમાં આવી ગયો કે તેણે એકદમ કીલાંને તેણીનો ચોટલો પકડીને ઓરડીની બહાર કહાડી. જે બેઠાં હતાં તે આવો દેખાવ જોઈને ત્યાંથી આઘાં પાછાં થઇ ગયાં. ફક્ત પેલી રાંડ હતી.

"શેઠ! શેઠ! સબુર કરો. એક વખત મને પુછો અને પછીજ તમારે જે કરવું હોય તે કરો. આ તમારી ઘરવાળી કે? મેં તો તમે અહીં આવ્યા ત્યારેજ જાણ્યું કે એ તમારી ઘરવાળી છે! કેવી બિચારી ગરીબ છે! એ તો મને પુછવા આવી હતી કે તમારે ત્યાં ઘંટડો છે? મારે અથાણાં માટે રાઈ ભરડવી છે!"

"હં એમ કે? આ જે બધી બેઠી હતી તે રાઈ ભરડવાનો ઘંટડો માગવા

આવી હતી-કાં ? અને આ બે ત્રણ બીજા ભણવા બેઠા હતા તે પણ એજ કામે આવ્યા હતા કેમ ? ઠીક છે, ઠીક છે ! જોઇ લઈશ. હમણાં તો મને આ શંખણીનો જ રસ્તો કરવા દે. પછી તારી વાત.

નંદલાલ ધક્કા ઉપર ધક્કા મારીને કીશાંને કાતરિયામાં લઇ ગયો.

"બોલ ! ખરૂં બોલ ! કેટલા દહાડા થયા આ કુટણખાનામાં તું જાય છે ?"

"તમારે મારૂં માનવું હોય તો માનો. ન માનવું હોય તો તમારી મરજી. મને શી ખબર પડે કે એ જગ્યા જાવા જેવી નહિ હોય ! હું તો પાડોશણનું ઘર ધારીને ઘંટડો માગવા ગઇ હતી. ખબર નથી તમને ? તમે રાઈ તો ક્યારની લઇ આવ્યા છો. જ્યારે જ્યારે જમવા બેસો છો ત્યારે ત્યારે આથણું સંભારો છો ? મારા મનમાં એમ કે હું રાઈ તો તઇયાર કરી રખું ! જુઓ ! ખોટું કહેતી હોઉં તો રાઇનો આ ઘુઘરો તઈયાર કર્યો છે કે નહિ ? મને કહ્યું કે બેસ. ઘંટડો આપું છું. બેઠા પછી તો મેં જાણ્યું કે અહીં બેસવા જેવું નથી; પણ જ્યારે જઇ ચડી ત્યારે પછી શો ઉપાય ? રાઇ પણ તમેજ લઇ આવ્યા હતા ! તે વાત પણ ભુલી ગયા ? હમણાં તમે ઘર આગળ તો કોઈ વખતે આવો છો ને કોઇ વખતે નથી પણ આવતા બળ્યો અમારો અભાગણીનો અવતાર ! (ધરૂસકે ધરૂસકે રોવા માંડે છે.)

નંદલાલ કાંઈ કીશાંથી છેતરાઇ જાય તેવો નહોતો. તે વેગની સાથે એકદમ તાડુકયો.

"ભલેની રો હજી વધારે બુમ પાડ ! તારા ઢોંગથી મને કાંઇ થવાનું નથી. તું ઝાડે ઝાડે ફરી હોઇશ તો હું પાંદડે પાંદડે ફર્યો છું ! સમજી કે ?"

"હું ક્યાં નથી જાણતી ? પણ મારો ગુન્હો શું ?"

"તારો ગુન્હો ? જો આ તારો ગુન્હો !"

નંદલાલે કીશાંના બે હાથ પકડયા. કાતરિયાની વચ્ચે એક થાંભલો હતો. એક સીંદરીના લાંબા કટકા વડે એ થાંભલાની સાથે તેણે તેણીને પાછોટિયે બાંધી અને હાથમાં લાકડી લીધી.

"ઓય મા ! મને છોડો. મને મારો મા. હું મરી જઇશ. તમારે પણ ફાંસીએ ચડવું પડશે !"

"એમ મારે ફાંસીએ ચડવું પડશે કાં ? ભલેની ચડવું પડે ! પણ તારા જેવી નફટને નસિયત તો મળે !"

"જો તમે એમ જાણતા હતા કે હું નફટ છું તો પછી મને ઘરમાં શા સારૂ ઘાલી ? ખરો વાંક તમારો કે મારો ?"

'મારે. પોતાનો. બીજા કોઇનો નહિ. બોલ ! હવે જેવું હોય તેવું કહી દે આ કુટણખાનામાં તુ ક્યારથી જતી હતી ?"

"આમ કહીને તમારે મારે માથે ખોટી આળગાળ ચડાવવી છે? મેં તો કુટણખાનાનું નામ પણ તમારે મ્હોડેથી આજ સાંભળ્યું અને દીઠું પણ આજ !"

"વાહરે તારી સફાઈ! ભલા એક તને હું બીજું પુછું તું ઘંટડો લેવા ભત્રે આજ ગઈ; પણ તે પહેલા પણ તારી અને એ રાંડની વચ્ચે ઘંટડીની વાત થઈ હતી કે ?"

"હા, એક વખત રસ્તામાં થઇ હતી."

"એ રાંડે તને એમ કહેલું કે ઘંટડો મારે ઘેર છે અને તું લઈ જજે."

"હા, મને હા પાડેલી."

"અને તે ઉપરથીજ તું ત્યાં ગઇ હતી કે ?"

"હાજ તો! એણે પણ તમને એજ કહ્યું કે બીજું ? એ મને ઘંટડો આપવાની હતી ત્યાં તમે આવ્યા!

'સમજી ગયો ત્યારે તો ઘંટડો એ રાંડના ઘરમાં હોવો જોઇએ."

"જો ન હોય તો એ મને હા કેમ પાડે ?"

"ઠીક છે લે ત્યારે હું જ લઈ આવું. તું તારે બેઠીબેઠી રાઇ ભગડયાજ કર."

"હવે તો એ રાંડને ઘેર જેમ મારે જવું ઠીક નથી તેમ તમારે જવું પણ ઠીક નથી."

"તારે માટે એ ઠીક નહોતું અને તું તો ગઇ. હવે મારે જવું રહ્યું. તું જાય અને હું ન જાઉં એ ઠીક ન કહેવાય."

"ભત્રે જવું હોય તો જાઓ, પણ મને છોડીને જાઓ મારા કાંડા ઉપર સીંદરીના કાપા પડ્યા છે. મારો જીવ મુંઝાય છે. પુરો શ્વાસ પણ નથી લેવાતો."

"એક વખત મને ઘંટડીની તપાસ કરવા દે. પછી હું તને છોડીશ."

"તમારા મનમાં એમ હોય કે હું ભાગી જઇશ; પણ ભાગીને હું જવાની હતી પણ કયાં! માના પેટમાં ? મા પણ મને સંઘરે તેમ નથી. તમને મારો વિશ્વાસ ન આવતો હોય તો એટલો વખત તાળું મારો."

નંદલાલે કીસાને છોડી અને તાળુ માર્યું. નંદલાલ પેલી રાંડને ઘેર ગયો.

આ રાંડ મહા પાકી હતી તેથી નંદલાલના હાથમાં આવે એવી નહોતી જાતે કુટણી રહી એટલે દરેકને ઓળખે. તેથી ત્યાંથી તરતમાંજ વઢાળા માપી ગઈ હતી નંદલાલે સામે ભઈયાને જોયો આ કુટણીના ઘરથી જો કે તેની એરડી જરા છેટી હતી; તો પણ તે તરત કોઈ પણ માણસની નજરે ચડે એવી રીતે ચાલીના મુખડા પાસે આડકતરી હતી. નંદલાલે તે આ ભઈયાની ઓરડી જોઇ. ભઈયો અત્યારે ગાંજાની ચલમ ફુંકતો ત્યાં બેઠો હતો. નંદલાલ જયારે કીસાંને ધક્કે ચડાવીને લઇ ગયો ત્યારે ભઈયાએ તે દ્રશ્ય એક બીજી નહાની બારીમાં ગુપચુપ ઉભીને જોયું હતુ ભઈયો નંદલાલને પોતાની સામે આવતે જોઈને બોલ્યો.

"કર્યો શેઠ! મીલી ?" તેણે અજાણ્યે થઇને પ્રશ્ન પુછયો.

"હા, મિલ ગઈ; પણ યે રંડી કિધર ચલી ગઇ ?"

"યે રંડીકા તો પીછાય છોડ દો. એ બલા હય. ઉલટા તુમારા ગલા પકડેગી હમ ઔર હમારા શેઠભી હર ગયે હય બડી બદમાસ હય તુમ તુમારી ઔરતકું સંભાલો.

"ભલા ભઇયાજી! આપકું માલુમ તો હોગા કે હમારી ઓરત ઇદર કમસે આતી જાતી હય?"

"શેઠ! યે બાત રહેને દો. મુઠી બંધ રખો. યે બાતમેં સાર નહીં. જો વામા બંઠી ગઈ સો ઠિકાને આયગી? તુમ ઈ ટીકાં મ રો, કુટો, ચહાય ઈતના કરો; મગર વો તુમારા કામકી નહીં હય. ઈતનેમેં સમજ જાઓ! ભલા શેઠ! તુમારી યે લગનકી ઔરત હય કિ એસેય ઉઠા લાયે હો!"

નંદલાલ નિરૂત્તર રહયો અને ત્યાંથી નિશ્વાસો નાંખતો મોં મલકાવીને ચાલ્યો. રસ્તામાંજ તેને ભઈયાનું સુચન સાચું લાગ્યું. મારકુટ કે ગાળગલોચ કરવાનું માંડી વાળીને તે હસતો હસતોજ દદર ઉપર ચડયો અને તાળું ખોલીને ઘરમાં પેઠો.

"તું ખરેખર ભુલમાં ઘંટડો લેવાજ ગઈ હતી એ તારી વાત મને સાચી જણાય છે. ઉતાવળામાં મારાથી જે બની ગયું તે તું ભુલીજ જા અને કામે વળગ."

"એમાં તમારો વાંકજ નથી. ભલેની કીડીનો ખાધેલ હોય; પણ જે પોતાની બાઇડીને એવી જગ્યાએ જુએ તે પછી કેઈનો ઝાલ્યો રહે પણ ખરો કે? તમે મારો ચોટલો પકડયો. મને ઉપરા ઉપર ધક્કા મારીને અહીં લાવ્યા. મને આ થાંભલની જોડે પાછે ટિયે બાંધી મને ઘરમાં પુરીને સાચખોટની ખબર પણ લઈ આવ્યા. હાથનાં કાંડાં બાંધ્યા ન હોત તો સારૂં હતું. જુઓ કેવા કાપા પડયા છે?" કીલાં હાથના કાપા દેખાડે છે.

"અરરર! સીંદરી મજબુત ખરી."

"સીંદરી મજબુત કે તમારા હાથ મજબુત?"

"તુંયે મજબુત અને હુંયે મજબુત! બેય મજબુત! હવે છે કાંઇ? બનવા કાળ બની ગયું હવે આમલી પાછલી ભુલી જા. મારે માટે આજ રસોઈ કરતી નહિં કેટલુંક જરૂરતું કામ છે એટલે હું આવી નહીં શકું.

"આંમેય તમે હમણાં બરાબર કયાં આવો છો? જયારે આવો અને જે કહો ત્યારે તે કરવા માટે હું તો તઈયારજ બેઠી છું."

"મને ખાત્રી છે."

નંદલાલ ચાવીનો ઝુડો કીલાં ન જાણે તેમ કમરે ચડાવીને ચાલતો થયો કીલાંએ હવેજ છુટકારાનો દમ ખેંચ્યો.

નંદલાલને હજી રમત રમવાની હતી. કીલાંની પાસે જે રોકડ અને ઘરેણુ હતું તે જો તેણીને આમ નંદલાલ પોતાની કરી ન લ્યે તો મલે નહિં. નંદલાલ આ કારણથીજ પાછો કીલાંનો થઈ ગયો. કીલાં નંદલાલની આ બાજી સમજી નહીં. કીલાએ તો એમજ વિચાર્યું કે હું એમની નજરે નિર્દોષ ઠરી છું. નંદલાલ જાણ્યે અજાણ્યે થઈને પેતાની જોડે જે ચાવીનો ઝુડો લઈ ગયો તેનું પણ કારણ હતું. ઘરની અને ટ્રંકની બે ચાવીઓ આ ઝુડમાંજ હતી. બીજી બે ત્રણ ચાવીઓ તો ફાલતુંજ હતી. નંદલાલે ચાવીવાળાની દુકાને જઇને બે ચાવીઓ બીજી લીધી અને પાછે. તે તરતજ ઘર તરફ વળ્યો.

"લે આ ચાવીનો ઝુડો હું તો તને આપતાંજ ભુલી ગયો. રસ્તામાં યાદ આવ્યું." નંદલાલે ચાવીનો ઝુડો કીલાંના મોં આગળ ફેંક્યો.

"મનેય યાદ ન આવ્યું. તમને ફોકટનો ફેરો થયો." કીલા બોલી

"ભલે તું બીજે ન જા; પણ નળ રહ્યો છેક ભોંય તળીએ પાણી ભરવા તો જવુંજ જોઈએ ના? મારા મનમાં એમ આવ્યું કે ઘરને તાળું માર્યા વગર તાર થી નીચે જઈ શકાશે નહિ એટલે પાછો આવ્યો."

"એ તમે ઠીક કર્યું. ફરી આવો ત્યારે ઠંડો મલમ લેતા આવજો આ કાપા બહુ દુખે છે."

"એમાં મલમ શું કરવાનો હતો? તેલ કે ઘી લગાડ. હું હવે જાઉં છું. કદાચ રાતના આવું તો આવું".

"તમે રાતના સુઓ છો કયાં?"

"એક ઓળખીતાની દુકાનનો પાટો છે તે ઉપર પડયો રહું છું. હમણાં કેટલુંક જરૂરનું કામ છે જો પાર પડયું તો બખ્ખાની બેપ જેવું છે. મેં તને દસ રૂપિયા તો અગાઉ આપ્યા હતા. લે આ બીજા દસ" નંદલાલે દસની નોટ કીલાંના હાથમાં મુકી.

નંદલાલ ગયો અને કીલાંને એમજ લાગ્યું કે આટલું સરજ્યું હશે તે થયું. તેણી તરતજ ઘર કામમાં ગુંથાઈ.

નંદલાલ જેમ કાચો નહોતો તેમ કીલાં પણ તેને માથે પછાડીએ એવીજ હતી; પણ શું કરે? તેણીનું પાપ તો પ્રગટ થઈ ચુકયું હતું. કીલાં એકદમ ઘર તજીને જાય પણ કયાં? ઘરેણું અને રોકડ કોને સોંપે? કીલાં પોતે કયાં સારી હતી કે તેણીને સારાની સોબત હોય? કીલાંને આ મરૂ થોડીજ ગળે વળગે તેમ હતી! તેણીને ગળે તો ઘરેણું અને રોકડ વળગ્યું હતું એટલે કીલાંથી નંદલાલનું ઘર છોડીને બીજે કયાંય જઈ શકાય તેમ નહોતું. દોષવાનનું હઈયું આમેય કાચું હોય છે. કીલાં દહેશિત તો હતીજ. જે વાત પ્રત્યક્ષ પ્રમાણથી સાબીત થઈ ચુકી છે તેમાંથી તેણી કેવી રીતે છુટી તેની ખુદ કીલાંને ખબર પડી નહિ. તેણીએ તો એમજ માન્યું કે પેલી રાંડેજ એમના મનનું સમધાન કરેલું હોવું જોઈએ.

## પ્રકરણ ૨૬ મું.

ચડયે કુલને ઘોડલે, જોઈ ફેલ ને ફુંદ;
પુરાયો પિંજર મહીં, લાલો લહેરૂચંદ!

બહુએ લહેરૂ અને લેલીને પોતાને ખર્ચે મુંબઈનાં જે બાકી રહયાં હતાં તે તમામ આકર્ષક સ્થળો ટેક્ષીમાં બેસાડીને દેખાડયાં. વિક્ટોરિયા ગાર્ડન, મ્યુઝિયમ, મહાલક્ષ્મીનો કિનારો અને તેનું મંદિર, ખંભાલા હિલ, વાલકેશ્વર, કોલાબા તરફના બંગલા અને એવું એવું ઘણુંય દેખાડયું. સીનેમામાં તો તેને હંમેશાં લઈ જતો. જમાડતી વખતે સાસુ વહુ પ્રાણ પાથરતાં. એક દહાડો ભવાની લહેરૂને

ખાંડી બજારમાં પણ તેડી ગયો. તે ઠેકાણું હ્યા હ્યાના આગ્રો સાંભળીને લહેરૂ તો અજબ થયો. હજારો અને લાખોની ઉથલપાથલ જોઈને તે હલચાયો.

"શું મુંબઇમાં નાણાંની આવી છે.ળો ઉડ છે?" લહેરૂએ ભવાનીને પુછયું.

"આ અમારો બધો આધાર શાના ઉપર છે? આ બજાર ઉપર! હજારો આવે ને હજારો જાય. આવું છે ત્યારેજ અમને નાણાંની કિંમત નથી ને! જુઓ છો ને! કેવો રંગ જામ્યો છે!"

લહેરૂચંદ તો આ સટ્ટાગલ્લીનું આવું દ્રશ્ય જોઇને અજાયબીમાંજ ઉતરી પડયો. તેને એમજ લાગ્યું કે આ બજાર તો ગજબની છે! જો આવી બજારો મુંબઈમાં છે તોજ મુંબઇના લોકોને પઇસો ગળે વળગતો નથી.

"ભાઈ ભવાની! મારૂં નશીબ અજમાવશો?"

'શેઠ આમાં તમારૂં કામ નથી. એક તો તમને આ બજારનો અનુભવ નહિ અને કદાચ તમને ખોટ ગઈ તો તમે તે જેરવી શકો નહિ.'

'અરે ન જેરવીએ કેમ? ત્યારે શું અમે અમારા વતનમાં વ્યાપાર કરતા હોઈશું તે શું હિંમત વિના કે? એ તો વેપાર છે! કાં આ પાર ને કાં તે પાર! અમેય વાણીઆના દીકરા છીએ હો! એમ ન જાણુગો કે પાછા હઠીએ! હોય વેપાર છે. કોઇવાર નફો આવે તો કોઇવાર તોટો પણ આવે'

'આ વેપાર નથી સાહેબ! આ તો સટો છે ઘડીમાં અમીર હોય તે ફકીર થઈ જાય. અને ફકીર હોય તે અમીર થઇ જાય.'

'એમાં થયું શું! ગોળ ખાય તે ચોકડાં પણ ખમે!'

'જો તમારા પાંચે આંગળાં ખગાં હોય તો ખેલીએ! પણ અહીં એક આંટી છે. જે દલાલની જોડે તમે કામ પાડશો તે દલાલ તમારી પાસેથી ડીપોઝીટ માગશે સમજ્યા કે?'

'એ તો તમે જેને ડીપોઝીટ કહો છો, તેને અમે તરામણ કહીએ છીએ એ તો માગેજ તે! દલાલો કાંઈ આપણા સગા થાય છે? વળી હું તો નવો સવો રહ્યો. જાઓ આજેજ એક સોદો કરી આવો.'

'શેઠ! ઉતાવળા થાઓ ના. આ કાંઈ ખવાનું કામ નથી. આપણે આજ ખાનગીમાં સઉ સુઈ જાશે ત્યારે સંતલસ કરીશું. મસલત કર્યા વગર આવું કામ કરવું નહિ. એક બીજી વાત કહું. બઇરાંઓનાં મન બહુ પોચાં હોય છે ધારો કે જીત થઇ તો તો જાણે હરકત નહિ; પણ હાર થઈ. તમે નાણું ખોયું. હવે જો આ વાત અમારાં લીલાં ભાભી સાંભળે તો શું થાય? એટલા માટે તમારે સો ગળણે ગાળીનેજ પાણી પીવા જેવું છે જો પેટમાં વાત પચાવી શકો તેમ હો તોજ આ કામમાં ઉતરજો.'

'એમ શુ હું ગાડો છું! વેપાર ધંધાના કામમાં વળી બઈરાં શું જાણે? એટલુંય અમે સમજતા નહીં હોઈએ કે?'

'બહુ સારૂં ત્યારે. તમને હિંમત છે તો જોઇશું. કયાં પારકે ઘેર ઉતર્યા છો? આજ નહિ તો કાલ.'

'સાથે રકમ કેટલી લાવ્યા છો ?

'ત્રણથી સાડા ત્રણ હજારનો મેળ છે. પાંચસો રૂપિયા વાપરવા સારૂ લાવ્યો છું અને ત્રણ હજાર તમારાં ભાભીને માટે કેટલુંક ઝવેરાત લેવું છે તે માટે લાવ્યો છું. વધારે નાણાંનો ખપ પડશે તો હુંડીઓ લખીશું.'

'સમજી ગયો. જુઓ મહેરબાન ! આ તો સટ્ટો છે. કાં તો એટલી રકમ જાય છે અને કાં તો એનાથી બમણી, ત્રપણી કે ચાર ગણી પણ થાય ! સટ્ટાનો મેળ નહિ. માગીને ખાનારા અત્યારે આ સટ્ટીના પ્રતાપથી મહેલમાં રહેનારા પણ બન્યા છે અને મહેલના વાસી ભિખારી પણ બની ગયા છે. જે કરો તે વિચારીને કરજો. પછી અમને દોષ દેશો ના.'

'એમાં તમને કેમ દોષ દેવાય ? તમે મને ક્યાં ફરજ પાડો છો ? તમે તો મને ઉલટી ના પાડો છો; પણ જ્યારે હું મુંબઈમાં આવ્યો છું ત્યારે મારે મારૂં નસીબ અજમાવવું તો ખરૂં.'

'ભલે અજમાવો.'

'રૂપિયા બસો અઢીસોની નોટો અત્યારે મારા ખીસ્સામાંજ છે. દલાલને બોલાવીને કરો ! પક્કું ! કોણ જોઈ છે કાલ !'

'શેઠ ! આજ શકન વાડેજ ઘાલ્યાની ! કાલ ઉપર રાખો.'

'અરે એટલી રકમની વિસાત કોણ છે ! ગયા તો જહાનમમાં ગયા !'

'બહુ સારૂં તમારી જેવી મરજી.'

ભગાનંદન સાધેલા આ બજારમાં ચાર પાંચ દલાલો હતા. એમાં પણ જે બે હતા તે સોનેરી ટોળીવાળા હતા. ભવાની આમાંના એકની ઓરડીમાં લાડેરૂને તેડી ગયો. બજાર જોયા પછીની એ બે વચ્ચેની વાતો મમ્મા દેવીના એક ઓટલા ઉપરજ થઈ હતી. નક્કી થયા પછીજ તેઓ બજારમાં પાછા આવ્યા.

'ઓહો ! કોણ ભવાની શેઠ ! ભલા માણસ ! એક અઠવાડિયા સુધી મહોડુંજ ન દેખાડયું ! અહીં કંઈની કંઈ રમતો રમાઈ ગઈ. પેલો કુરીઓ ગઈ કાલે પંદર હજાર કમાઈ ગયો ! ભવાનીની જોડે સધ્ધર આસામીને જોઈને આ ભા સાહેબે તોપ મારી.

'શું કહો છો ? પંદર હજાર ? અમારે ત્યાં આ મિજમાન હતા એટલે ન અવાયું. એમનો પણ કાંઇક બિઝનેસ કરવાનો વિચાર છે.'

'શું એ તમારી સાથે આવેલા છે ? શેઠ ! માફ કરજો હં ! અમે ખબર નહિ કે તમે ભવાની શેઠની સાથે આવેલા છો ! મારા મનમાં એમ કે તમે કોઈને ખોળવા આવ્યા હશો. ક્યાં ગયો મનુડો દેખાતો નથી ? શેઠ સાહેબને પેલી ખુરશી આપ ! અને એકદમ જા. રાજા રાણી ચ્હાના કપના બે કપ. ભેળાં ખાજલાંની રકાબી. સાથે ઘીના ગાંઠિયા પણ લાવજે હો ! શેઠ બિરાજો.'

લહેરૂચંદ ખુરશી ઉપર બેઠા. એક તરફ ટેલીફોનની ઘંટડી. બીજી તરફ લોકોની આવજાવ અને ભાવની પુછપરછ. લહેરૂ તો આ ધડામાર જોઇને છક થઈ ગયો !

મનુની સાથે હોટેલના બે નહાના છોકરા ન્હાની કીટલી, બે પ્યાલા, બે રકાબી તથા ખાજલાંની એક મહોટી રકાબી તથા ગાંઠિયાની એવડીજ બીજી રકાબી લઈને હાજર થયા. શેઠે અને ભવાનીએ તેનો ઉપયોગ કર્યો. પેલા દલાલે હની કટુની એક સીગારેટ લહેરૂના હાથમાં મુકી. આફીસમાં નળ તો હતોજ. હાથ મહોડું સાફ કરીને શેઠ આવ્યા અને પાછા ખુરશી ઉપર બેઠા શેઠે સીગારેટ સળગાવી અને ઠાવકું મોં રાખીને બોલ્યા.

'સર્વ પ્રકારની સોઈ ઘણી સારી છે હો ! આનું શું ભાડું ભરો છો ?'

'શેઠ ! ભાડાની તો વાતજ કરો ના. મહીનાના ત્રણસો રૂપીયા !'

'શું ત્રણસો રૂપીયા ? અધધધ ! એટલા બધા ? આટલા ફટકના ?'

'શેઠ સાહેબ ! આ તો હજી થોડામાં થોડા છે. મારી આ જગ્યાના માલીકની જોડે દોસ્તી છે. મારે ઠેકાણે જો બીજો હોય તો તેને રૂપીયા પાંચસો આપવા પડે. અહીં તો કીસ્મતનો પાસો છે ! જો સીધો પડે તો પોબાર છે. નહીં તો પોકાર છે !' શકરાએ બીજી તોપ મારી.

'ખરી વાત કહો છો. બોલો ! ભવાની ભાઈ ! હવે આપણે શું કરવાનું છે?'

'તમારી પાસે હાલ અઢીસોની રકમ તો છે ના ? તે શકરાભાઈને આપો અને તમારૂં નામ લખાવો. બળ જોઇને કામ કરશે.

લહેરૂચંદે ખીસ્સામાંથી અઢીસો રૂપિયાનું નોટનું બંડલ કહાડયું.

'લ્યો શેઠ ! ગણી લ્યો.' શકરાના હાથમાં આપ્યું.

શકરાએ નોટો ગણી લીધી.

'બરાબર છે. ઓલ રાઇટ ! બોલો શેઠ ! તમારૂં નામ શું ?'

'મારૂં નામ લહેરૂચંદ.'

'તમારા બાપનું નામ ?'

'ભાઇચંદ.'

'બહુ સારૂં. તમે હવે કાલે ભવાનીની સાથે આવજો આજની ગેલ બરાબર નથી.'

'ચાલો લહેરૂભાઈ ટેક્ષીમાં કોલાબા તરફ ફરી આવીએ. અહીં તો ગભરાઈ ગયા.'

'પધારજો હું શેઠ !'

દલાલોએ શેકહેન્ડ કરી અને બંને ત્યાંથી ચાલતા થયા.

## પ્રકરણ ૨૭ મું.

સન્તા લોભી સાસુને, ઇન્દુ ઉપર અંકુશ;
હતો તથાપી ઇન્દુએ, કર્યા સાસુને ખુશ !
નમ્ર આગળે ઉગ્રનો, નવ ચાલે મકદૂર;
સાસુ આગળ ઇન્દુનું વધ્યું વિનયથી નૂર.

વિઠ્ઠલરાય અને તેની અર્ધાંગના ઇન્દુમતિની ઉપર ટપકેની હકિકત તો વાંચક વર્ગના જાણવામાં છે. આ જોડું મુંબઈમાં હજી હમણાંજ આવ્યું હતું અને તે પહેલ વહેલુંજ આ માળામાં રહયું હતું. વિઠ્ઠલરાયે બી. એ. ની પરીક્ષા પાસ કરી હતી અને તે કોઈ સેક્રીઆટરની આફીસમાં પેન્સેંસના કરમાયાથી કલાર્ક તરીકે નિમાયો હતો. તે સભ્ય હતો. ભાગ્યશાળી પણ હતો. ઇન્દુમતિ જેવી ભણેલી ગણેલી તેને ભાર્યા મળી હતી. કયદાની પરીક્ષામાં પસાર થવાની તેને આકાંક્ષા હતી અને તે સમયને લીધેજ તેણે સોલીસીટરને ત્યાં આવી સામાન્ય આવકવાળી નોકરી સ્વીકારી હતી. તે તાજેજ પરણ્યો હતો. વિઠ્ઠલરાયનો પિતા કયારનો મરણ પામ્યો હતો. ફકત તેની વિધવા માતા હયાત હતી. પરણ્યા પછી દેશમાં સાસુની સત્તા તળે ઇન્દુમતિ ત્રણ ચાર મહિનાજ રહી હતી. બી. એ. માં પાસ થયા પછી પોતાનું નસીબ મુંબઈમાં અજમાવવાનો વિઠ્ઠલરાયનો વિચાર થયો અને તે ઉપરથી તે અહીં આવ્યો. ઠેકાણે પડયા પછી બે મહિના એમજ રહીને તેણે પોતાની અર્ધાંગના આ ઇન્દુમતિને તેડાવી ઘર માંડયાને તેને માત્ર ત્રણ માસજ થવા આવ્યા હતા. વિઠ્ઠલરાય અને ઇન્દુમતિએ પોતાના સદગુણને લીધે લાગતાં વળગતાંનો પ્રેમ સંપાદન કર્યો હતો. ખુદ ભગુભાઇ શેઠને પણ વિઠ્ઠલરાય ઉપર અગાધ પ્રીતિ હતી. અને ઇન્દુમતિ ? તેણીએ પણ નવનિધની પ્રીત મેળવી હતી એટલુંજ નહિ; પરંતુ નવનિધને લીધે તેણીએ હીરા શેઠાણીનું મન પણ હરી લીધું હતું. ઇન્દુનું બોલવું અને તેણીનું વર્તન આદર્શ ગૃહિણીને છાજતુંજ હતું. વિઠ્ઠલરાયે આ પ્રમાણે ઠામ પડયા પછી પોતાની જનેતાને કોઈ સારા સથવારાની સાથે પોતાને વતનથી બોલાવેલાં. તે બે ત્રણ દહાડા થયાં આવી પહોંચ્યાં હતાં. વિઠ્ઠલરાયના મનમાં એમ કે વૃધ્ધ માતાને પોતાથી અળગાં રાખવાં નહિ અને બની શકે તેટલી તેની સેવા કરવી. વિઠ્ઠલરાયની માતાનું નામ ગોદાવરી હતું. સૌ લોક તેમને ગોદી ડોસી કે ગોદીમા કહીને બોલાવતાં. વહુ દીકરો પોતાના કહયામાં રહેશે નહિ એ કારણથી ડોસી કડક રહેતાં. ડોસી જુના વિચારનાં તથા સત્તાલોભી હતાં. ઇન્દુમતિ તેણીનો સ્વભાવ થોડા વખતમાં સારી પેઠે જાણી ગઈ હતી. તેણી તેની જોડે હૈયામાં સરલતાથી વર્તી હતી; તો પણ નવા જુનાની વચ્ચે ભિન્નતા રહેવી જોઈએ તે તો રહીજ હતી. વિઠ્ઠલરાય પણ આ બધું જાણતો હતો. ઇન્દુ સાસુજીનાં આવ્યાં પછી સાવધ બની હતી; પણ જે કેટલીક ટેવો તેણીને બચપણથીજ પડેલી તે કેમ જાય ? ઇન્દુની ચાલવાની ઠમછમ જરા ઉતાવળી હતી તે તેણીની સાસુને ગમતી નહિ. ઇન્દુ જયારે નવરી પડે ત્યારે એકાદ પુસ્તક લઈને વાંચવા બેસે એ વાત પણ આ ડોસીને પસંદ પડતી નહિ. ઇન્દુ નાહીને ફકત ગીતાનોજ પાઠ કરતી; પણ કોઈ મંદિરે દર્શન કરવા જતી નહિ. આ કારણને લીધે પણ તેણીની સાસુ તેણીને ટોકતી.

બે ત્રણ દહાડા તો ડોસીએ ઇન્દુની સામે ટગર ટગર જોયાજ કર્યું. વિઠ્ઠલરાયે ઇન્દુમતિને થોડી અનુકુળતા મળે એટલા માટે છુટક ઘાટી રાખ્યો હતો. આ

પ્રમાણે ઘરનું ઉપલક કામ ઘાટીને કરતો જોઈને ડોસીને નવાઇ ઉપજી.

'અલી વહુ ! અહીં આવ્યા પછી વાસણ, પાણી, ધોવું ધપવું બધુંય મુકી દીધું ? આ કામ કરનારો કોણ જાતનો છે ? એ પીટ્યાની એટલી પણ સાવ અકળ અવડી છે ! તારે વાસીદું સરખું પણ વાળવાનું નહિ. બે તપેલી સગડી ઉપર ચઢાવી અને આ ઉતારી ! ને દસ બાર ફુલકાં વણીને ચોડવ્યાં એટલે પત્યું ! પછી ન બીજું કામ કે કાજ ! આ તે કાંઇ રીત છે ?'

'એ તો એમ છે સાસુજી ! આ મુંબઈમાં નળ વખતસરજ આવે. માળામાં રહેનારાં વધારે. વારા પ્રમાણે પાણી ભરાય. વાસણ તથા કપડાં ધોવાનું પણ વારા પ્રમાણે બને. મારાથી ક્યાં સુધી ત્યાં ઉભું રહેવાય ? વળી કોઈનો સ્વભાવ કેવો અને કોઇનો કેવો ! હું નથી કહેતી કે બઈરાંઓ આ કામ નથી કરતાં. કેટલાંક કરે પણ છે. તોય આવાં ઘાટીઓ ઘણાં. મારા જેવી કોણની જોડે તકરાર કરે અને કોણની જોડે નહિ !'

'ઠીક બાઇ ! તું જાણે ભણેલી રહી. વાતમાં તને મારાથી પહોંચાયજ નહિ. બેય ભણેલાં એટલે મને મુર્ખીને તો તમે ઘડીકમાજ સમજાવી દયો !'

'તમે કહો છો સાચું. આ નોકર હું આવી કે તરતજ રાખ્યો છે એમ સમજશો ના. હજી હમણાંજ રાખ્યો છે. બે અઢી મહિના સુધી તો મેંજ કામ કર્યું. ઘણી ખટપટ થતી હતી અને ખોટીપો ઘણો હતો. મજલા દીઠ જો કે બબ્બે નળ છે; પણ ઉપર કોઈ વાર પાણી ચડે અને કોઇવાર નયે ચડે. વળી નળ નિયમિત આવે. બંધ પડી જાય તો પાણી વગરનાં રહીએ. આ કાંઈ ઘર ઘાટી નથી ! આપણને પરવડે પણ નહિ. છુટક ઘાટી છે. એ પોતાનું કામ સંભાળી દયે અને હું ઘરનું સંભાળું !'

'કામે ઘણું ! તું તારે ચોપડા વાંચ્યા કર.'

'સાસુજી ! હું નવરી નથી બેસતી હો ! આ માળાવાળાના દીકરાની વહુ છે તે મારી બહેનપણી છે. મેં તેની સાડીને માટે એક કોર ભરી દીધી. એ આપણે ઘેર આવે છે. હમણાં એ મારી પાસે ઝીંક ટીકીનું ભરત શીખે છે. હું આવું આવું જાણું છું તેથી તમારે તો રાજી થવું જોઇએ. તમે આવ્યાં તેને આગલે દહાડે એ મને કોર ભરવાના દસ રૂપિયા આપી ગયાં. હું નહોતી લેતી પણ પરાણેજ આપ્યા. બહુ સારાં છે. એ પણ ભણેલાં છે અને ઘણાં સમજુ છે. ઘાટીનો ત્રણ રૂપિયાનો પગાર ઠરાવ્યો છે ઘર આગળ બેઠાં બેઠાં પણ હું પંદર વીસનું તો કામ કરવાની.'

ઇન્દુ સાસુજીનો સ્વભાવ બરાબર પારખી ગઇ હતી. તેણીએ સાસુજીનાં મનનું સમાધાન કર્યું. નવનિધે પોતાની બીજી એક બહેનપણીના દીકરાને માટે બે ટોપીઓ પણ ભરવાનું કહેલું. આ બે ટોપીઓ ઇન્દુએ કબાટમાંથી કહાડીને પોતાના સાસુને બતાવી.

'જુઓ બાઈજી ! આ ટોપીઓની ભરામણીના મને ચાર રૂપીયા મળશે. બીજું પણ મને કામ આવે તેમ છે. બોલો હવે ઘરનો ઘસડબોરો સારો કે આ કામ સારૂં !'

'આ કબાટ કેટલાનો લીધો ?'

'આ કબાટ શેઠના ઘરમાં વધારાનો હતો. એમને અને શેઠને સારૂં છે. એમણે ઘરેણાં, કપડાં લત્તાં મુકવા માટે અહીં મોકલાવ્યો છે. સાસુજી ! હું ખોટું ખર્ચ કરૂં નહીં અને કરવા દઉં પણ નહીં. તમે આનંદમાં રહો અને અમને આશીર્વાદ આપો !'

હજી તો સાસુ વહુની વચ્ચે ખાટી મીઠી ચાલતી હતી ત્યાં નવનિધ આવી પહોંચી.

'આવની બહેન ! હમણાં ત્રણ ચાર દહાડા થયાં ફરકીજ નહિ ? જુઓ સાસુજી ! જેની હું તમારી પાસે વાત કરતી હતી તેજ આ મારાં નવનિધ બ્હેન !'

'શું તારાં સાસુજી આવ્યાં ? તું કહેતી હતી તો ખરી કે આવનાર છે. માજી ! પગે લાગુ છું.' નવનિધ બે હાથ જોડીને ગોદી ડોસીને પગે પડી.

'બેસો. હમણાંજ મારી વહુ તમારીજ વાતો કરતી હતી.'

નવનિધ બેઠી. ગોદી ડોસી તો નવનિધની સામેજ જોઈ રહયાં. નવનિધે કલકત્તાનું કિંમતી છાયલ પહેર્યું હતું. નાકમાં હીરાની સળી ચકચક થતી હતી. કંઠમાં એકસરી મોતીની માળા અને હાથનાં કાંડા ઉપર એકેક મોતીની બંગડી. નવનિધે પોતે પહેર્યું હતું તેવું એક બીજું છાયલ સંગડામાંથી કહાડયું.

'લે બહેન ! આવાં ચાર છાયલ કલકત્તેથી હજી હમણાંજ આવ્યાં છે. એમાંથી એક તારે માટે લાવી છું.' નવનિધે ઈન્દુના હાથમાં મુકયું.

'માજીને કહીને લાવી કે એમજ ?'

'વાહ ! કહયા વગર ચાલે ? હું ખરૂં કહું ? માજીએજ મોકલ્યું છે.'

ડોસીએ તો આવું સોનેરી કોરવાળું છાયલજ જોયેલું નહિ !

'આ કેટલાનું હશે ?' ડોસીએ નવનિધને પુછયું.

'વીસ એકવીસનું ખરૂં નવનિધે કિંમત કહી.

'શું વીસ એકવીસ રૂપિયાનું એક છાયલ !' ડોસીએ આશ્ચર્ય પામીને આવો ઉદગાર કહાડયો.

'સાસુજી ! આપના ગામના ઠાકરડા તો અહીંના શેઠીઆની આગળ વટાવમાં જાય !'

'ધીરજ રાખો માજી ! તમે પણ ભાગ્યશાળી છો. તમારા દીકરા વિઠલરાય ભાઇ બહુજ ભલા છે અને આ મારાં ઈન્દુ બહેનના ગુણનો તો પારજ નથી.'

ગોદી ડોસીની અધી પોણી રીસ તો ઇન્દુએજ ઉતારી દીધી હતી અને તેમાં નવનિધનું આ પ્રકારનું ઉત્તેજન મળ્યું. ડોસી તો રાજી રાજી થઇ ગયાં અને મનથી મલકાવા લાગ્યાં. એમના મનમાં એમજ થયું કે મુંબઇના લોકો કેટલા ઉદાર છે ! વીસ રૂપિયાનું છાયલ તો આપણી વહુનેજ આ બાઇએ આપી દીધું ! મારી ઈન્દુ વહુ જેવીજ આ પણ નમણી ને રૂપાળી છે !

આપણામાં એક કહેવત છે કે, વનો (વિનય) વેરીને વશ કરે. ગોદી ડોસીને કાંઈ ઇન્દુની જોડે થોડુંજ ઝેરવેર હતું ! ફકત જુના નવાની વચ્ચે જે મતભેદ હોય તેવો માત્ર મતભેદ હતો; પણ આ મતભેદ જેને વિનય કરવો હોય તેના

વિનયથી શમી જાય તેવો હતો. આમેંય જુના વખતનાં માણુસો ભોળાં હોય છે. ગોદી ડોસી ભોળપણુને લીધે તથા તેણીનામાં જે સત્તા લોભ હતો તેને લીધે વાંકું ચુકું બોલતાં; પણુ ઇન્દુ જેવી નમ્રની આગળ તેની કડકાઇ શી રીતે ચાલે ? બન્ને કડક હોય તો કલેશ થાય અને તે વધે પણુ ખરો; પણુ જ્યાં એક અગ્નિ રૂપે હોય અને બીજું પાણી રૂપે હોય ત્યાં કલહ થાયજ કેમ ? જે કુટુંબ તક જોઇને વર્તતું નથી અને જેને જેની જોડે નમીને ચાલવાનું હોય તે તેની જોડે તે પ્રમાણે ચાલતું નથી તેથીજ તે કુટુમ્બમાં કલેશ થાય છે; નહિતર કદિપણુ થાય નહિ.

ઘણી વહુ વારૂઓ પોતાનાં પુજ્યને માટે સ્વપતિના કાન ભરે છે. અને તેથી અનેક કુટુમ્બોમાં પરસ્પરનાં ઉંચા મન રહે છે; પરંતુ ઇન્દુ જેવી શાણી વહુ હોય તો ગમે તેવાં કડક સ્વભાવનાં પુજ્યોને પણુ પોતાનાં સદવર્તનથી શાન્ત કરે. અલબત, સર્વ સ્થાનમાં ઇન્દુ જેવી ડહી વહુઓ હોતી નથી અને કદાચ હોય તો કયાંક પુજ્યો પણુ અત્યંત હઠીલા તથા પોતાનો કકકો ખરો કરનારા હોય છે. જ્યાં આવું આડકતરૂં હોય ત્યાં પછી નિરૂપાયે તે કુટુમ્બને કમનશીબજ સમજવું.

નવનિધે ગોદી ડોસીની ફરી બે હાથ જોડી રજા માગી અને તેણી સ્વગૃહ તરફ ગઇ. ગોદી ડોસી સમજી ગયાં કે અહીંની રીતભાત જુદી છે બીજું એમ પણુ સમજ્યાં કે મારા વિઠલ તથા મારી ઇન્દુ વહુને માટે સમવા (સમવાય) સરો છે. આવતાં વંત બે ત્રણુ દહાડા ઉગ્ર અને અબોલ રહયા; પરંતુ ઇન્દુ વહુની સમજાવટ તથા નવનિધના આગમનથી તેને સંતોષ થયો. ગોદી ડોસી ભાગ્યશાળી ગણાય. તેને વિઠલરાય જેવા કેળવાયલા પુત્રને અને ઇન્દુ જેવી ઉત્તમ પુત્રવધુને જોઇને માત્ર મન ઠારવાનુંજ હતું. સદભાગ્ય વગર આવું કોને મળે ?

ઇન્દુ કુલીન અને કેળવાયેલા કુટુમ્બની પુત્રી હતી વિઠલરાયનો ભલે ગરીબ ઘરમા જન્મ થયો હતો; પણુ તે ભણી ગણીને વિદ્વાન બન્યો હતો અને તે કારણુને લીધેજ ઇન્દુનાં માબાપે ઇન્દુનું સગપણુ વિઠલરાયની જોડે કર્યું હતું. આવું શોભીતું અને ગુણુવાન જોડું તો કયાંકજ હોય. ઇન્દુ જેવી રૂપ ગુણુ સંપન્ન અને સુશીલ ઘરની પુત્રી વિઠલરાય જેવા એક ગરીબ ઘરમાં ઉછરેલાને પોતાની અર્ધાંગના રૂપે પ્રાપ્ત થાય એ એમના પ્રારબ્ધના યોગ કાંઇ જેવા તેવા તો નજ કહેવાય. ઇન્દુએ નવનિધ તરફથી આવેલુ કલકત્તાનું છાપલ પહેર્યું અને તેણી ટાલટમકો કરીને તઇયાર થઇ.

'ચાલો સાસુજી ! હું તમને મંદિરમાં લઇ જાઉં. તમે ત્રણુ દહડા થયાં દર્શન વિના રહયાં. અહીં એકલાં તમારા જેવાથી નિકળાય તેમ નથી. ગાડી, મોટર તથા બાઇસિકલનો હડથો બહુ છે.'

ગોદી ડોસી પ્રસન્ન વદન ઉઠયા. તેમના મનમાં એમજ થયું કે વહુ હવે પેટડરણી થતી જાય છે. વિઠલરાયને હજી ઘર આગળ આવવાને એક કલાક બાકી

હતો. ઇન્દુએ સાસુજીનો હાથ ઝલ્યો અને સામેજ દ્વારકાનાથના મંદિર તરફ તેણીને દોરી ગઇ. ગોદી ડોસી અશક્ત નહોતાં; પણ વૃદ્ધ વયને લીધે તથા પુત્રને ઉછેરીને મ્હોટો કરવાની ચિંતાને લીધે તેનું શરીર ઘસાઇ ગયું હતું. વળી મુંબઇના રસ્તા. રસ્તો ઓળંગવામાંજ અનેક પ્રકારનો ભય. એક પાયરી ઉપરથી બીજી પાયરીએ આવાં ડોસાંડગરાંને જવું આવવુંજ મુશ્કેલ. ગોદી ડોસીનો ઇન્દુની જોડે આ પણ એક જુનો વાંધો હતો. ગોદી ડોસી દર્શન કરવા જાય પણ ઇન્દુ તેની જોડે ન જાય. આ વાંધો પણ આજ ટળ્યો. ડોસીને સારૂં લાગ્યું કે હવે વહુ પણ મારી જોડે મને સાથે લઇને ઠાકુરજીનાં દર્શન કરવા નિકળી ખરી?

## પ્રકરણ ૨૮ મું.

સટા અથવા દ્યુત હુઈ, ખ્યાલીકા ઇક ખ્યાલ;
જાંહિ જનભી ગિર પડે, બઢે જિકર, જંજાલ;
બઢે જિકર જંજાલ, વ્યર્થ લઘુતા પરિશ્રમ હુઇ;
ધનિક હોય કંગાલ, નહિ ઉદ્યમ પન ભ્રમ હુઇ;
સત્ય કહે સુત શ્યામ, દ્યુત હુઇ દુશ્મન કટા;
ખેલનહારા કહે, સન્નિપાત સમ સટા!

ભવાની અને શકરાએ કચી ખાંડીના સટાની મધલાળમાં લહેરૂને બરાબર સપડાવ્યો હતો. લહેરૂને આ બજારનો અનુભવ તો બીલકુલ હતોજ નહિ. ભવાની અને શકરો કેવા પ્રકારની રમત રમે છે તે વિષે પણ તે જાણતો નહિ. આજ તમને આટલો ફાયદો થયો અને આજ તમે આટલું ખોયું એટલીજ વાત તે સાંભળતો. લેલાં વહુનું ઝવેરાત ખરીદવાનું તો ઓરંભે પડયું; પણ તે ખરીદવા જેટલું જે નાણું તે પોતાની સાથે લાવ્યો હતો તેમાંથી પણ તે ઓછું થવા લાગ્યું. આ રહસ્ય તે સમજી શકયો નહિ. જમ્યા પછી સટા બજારમાં જવા માટે ભવાની કરતાં પણ તે વધારે ઉતાવળો બનતો. માણસને જ્યારે સારી કે માઠી પણ એક જાતની રઢ લાગે છે ત્યારે તે તેમાંથી નિકળી શકતો નથી. લહેરૂચંદની સ્થિતિ પણ અત્યારે આવીજ બની ગઇ હતી.

બને ત્યાં સુધી બલુનો સ્વભાવ તો પગે પાલી ઠેલવાનોજ હતો. તેણે લહેરૂની જોડે ભવાનીને ભેળવી દીધો હતો. શકરો પણ પોતાના નામ પ્રમાણે વેષ ભજવતો હતો. તે પાંચ પચ્ચીસનો નફો દેખાડે અને સો પચાસનો ટોટો બતાવે અને તેય પણ કાગળ ઉપર! રોકડું લેવા દેવાનું કશુંય નહિ. આ બાકીથી આપેલા અઢીસોનું તો ક્યારનું પાણી થઇ ગયું હતું લહેરૂના ગજવામાંથી આ રકમ શિવાયના બીજા હજાર બારસો પણ નિકળી ગયા.

ભવાની અને લહેરૂ તો સટા બજારમાં ચાલ્યા જાય. હશે જાય અને પાંચ કે છએ ઘર આગળ આવે. બલુના ઘરમા તો બલુ, બલુની વહુ મેના અને ત્રીજાં આ લેલાં વહુ! બલુની મા પણ આડી અવળી થઇ જાય. મેનાએ બે ચાર દહાડા તો પાનાંની રમત શરૂ રાખી. મેના અને લેલાં રમે; પણ આરંભે સરખી ચારની

હાજરી વગર ફાવે નહિ. મેનાએ પાનાંને બદલે ચોપટ માંડી. બહુને પણ તેમાં તેણીએ ભાગ લેતો કર્યો. પાડોશમાં એક અગિયાર બાર વર્ષની મટુ નામની છોકરી હતી. તેણીને પણ પોતાની પડખે બેસાડી. પાસા પડે સોગઠીઓ ચાલે અને રસાકસી જામે. આ બાજી પણ બહુના શયનગૃહમાંજ ખેલાવા માંડી. જ્યાં બેઉ જેવાં અણીતાં અને લટકાળાં લહેર લેનારાં વહુજી બેઠાં હોય ત્યાં પછી શી બાકી રહે? મેના તો બહુની અર્ધાંગના હતી! બિચારી એક ગાંડી ઉગતી મટુ તો શું જાણે કે આ શું થાય છે! બહુએ આસ્તે આસ્તે બેઉની જોડ છુટ લેવા માંડી. પાનાં ફક્ત ચોપડની બાજી રમનારમાં એક જાતનો આંધળો જુસ્સો પેદા કરે છે. બેઉને બરાબર રમતાં નહોતું આવડતું; તો પણ બેઉ રમતમાં એટલી બધી મશગુલ થઇ ગઇ કે બહુને બેસાડવાનો તેણીએ વાંધોજ ન લીધો. બહુ બે ત્રણ દહાડા તો મેનાને વચમાં રાખીને પોતાની જોડ લેતો; પણ પછી તે બેઉની ઝીણી ઝીણી છેડછાડ કરી લેતો. જો બેઉના પાસા અવળા પડે તો તે તેણીની હળવેક પીઠ ઠોકતો. કોઇવાર તેણીના ગાલ ઉપર નરમ લપડાક મારી લેતો. ઉરોજને પણ જાણ્યો અજાણ્યો બહાને કોણી અગર હાથ લગાડતો. એક વાર તો તેણે બેઉની જીત જોઇને તેણીને જરા તરા પોતાનાં પડખામાં લઇને દાબી પણ ખરી.

પેલી નહાની મટુને પણ આથી બેડી નવાઇ ઉપજી. તે પણ કાંઇક શરમાવા લાગી. આમ છતાં લાડચાગમાં ઉછરેલી આ બેઉને બહુનું આવું અટકચાળું સ્વાભાવિક લાગતું એ પણ એક ખુબીજ હતી!

યુવાન સ્ત્રી પુરૂષની વચ્ચે પરસ્પરના નુતન સ્પર્શમાં કોણ જાણે કેવાય પ્રકારની વીજળી રહી છે તે વિષે અત્યારે કશું કહેવાઇ શકાય તેમ નથી; પણ ધીમે ધીમે બહુનો આ ચાળો બેઉને પ્રિય પડતો ગયો.

બહુ બેઉની જોડે ગમે તેવી રીતે વર્તે તેનું મેનાને કશું લાગતું વળગતું નહોતું. બેઉને પોતાની કરી લેવાની બેની મરજી એક સરખીજ હતી. અને એટલાજ માટે એક બીજાં એક બીજાંને ઉત્તેજન આપી રહયાં હતાં. બહુની માને માટે તો આ બાજી કાંઇ નવી નહોતી. તેણીએ તો ઘણુંય આવાં અધર ખોખાં ઉડાવી દીધાં હતાં! તેણી આવે વખતે ઘરમાં રહેતી પણ નહીં. પોતાનો જેના જોડે મેળ હોય ત્યાં જઇને બેસતી.

ચોપડની બાજી પણ લાંબા સમય સુધી ખેલવામાં આવતી નહીં. બહુ તો બે કલાક સુધી ચલાવવામાં આવતી બેઉને પોતાના કાબુમાં લેવાનો માત્ર આ એક પ્રયોગજ હતો

થોડા દહાડા તો આમને આમ ચલ્યું. લહેરૂ તો સટ્ટા બજારમાંજ પોતાનો સમય ગાળતો. પતિ પત્નીએ જોવા જેવા મુંબઇના સ્થળો જોઇ લીધાં હતાં. બેઉ કાંઇ સટ્ટા બટ્ટાની ફિકર જાણતી નહીં બહુ તથા બાઇએ લહેરૂને આ વાત કોઇને પણ કહેવાની ચોખ્ખી ના પાડી હતી. બેઉ એટલું જાણતી હતી કે પોતાનો પતિ કાંઇ ધંધો કરે છે. બેઉને બહુ મજા હતી. આરામનું ખાવું, પીવું, પહેરવું,

ઓઢવું, હરવું ફરવું તથા રમવું, એટલીજ તેણીની દિનચર્યા હતી. મેનાની જોડે તેણીનુ મન મળી ગયું હતું. લહેરનું ખીસ્સું ખાલી થવા આવ્યું છે તેનું તેણીને કશું ભાન હતું નહિ.

લહેરૂ અને લેલાં જેવાં સ્ત્રી પુરૂષો પણ આ જગતમાં વસે છે ખરાં એવું આ ઉદાહરણથી સિધ્ધ થાય તો નવાઈ નહિ. અક્કલ વગરનાં અનેક રૂપકડાંને આપણે જોઇએ છીએ. એક જુવાન, અલેતી અને સુંદર સ્ત્રીને આ પ્રકારના સહવાસમાં મુકવી એ પણ તેણીના નેતાની એક તરેહની મુર્ખતજ છે. મુંબઇ જેવાં શહેરમાં અને બીજે ઠેકાણે પણ આવા બનાવો સહજ છે.

> દુર્જન પ્રીતિ હઇ દુષિત, ઠીક ન દુર્જન રોષ;
> સાવધ રહ કર ઇસલિયે, દુર્જનસે દસ કોશ;
> દુર્જનસે દસ કોશ, દુર રહના અચ્છા હઇ;
> બાની મીઠી હોય, હૃદય પન નહિ સચ્ચા હઇ !
> સત્ય કહે સુત શ્યામ, વિચિત્ર દુર્જનકી નીતિ !
> ઠીક ન દુર્જન રેષ, હઇ દુષિત દુર્જન પ્રીતિ.

બલુ બલુની મા, અને બલુની વહુ મેનાએ આ દંપતીની આંખોમાં જે આગતાસ્વાગતાનું અંજન આંજ્યું હતું તે એક જાદુજ હતું ! બલુના કબજામાં ચાર ખંડ હતા. એક રસોડું, બીજો તેની બાજુમાં દિવાનખાનાનો ખંડ અને તેની જોડાજોડ એક ન્હાનો સુવાનો ખંડ. સામે એક બેઠકની ચોખંડી પણ નહાના દિવાનખાના જેવડી ઓરડી. બલુ આ ઓરડીમાં અત્યારે સુતો હતો. બલુની મા, બલુની વહુ, મેના અને લેલાં ત્રણે દિવાનખાનામાં બેઠાં હતાં. લેલાંને બેઠાં બેઠાં ઝોકાં આવવા લાગ્યાં. તેણી ત્યાંજ ઢળી પડી. સાસુ વહુ ત્યાંથી આઘાં પાછાં થઇ ગયાં. તે બે જણીઓ પાડોશમાં વાતોએ ચડી. લગભગ એક કલાક વીત્યો હશે. લેલાં જાગ્રત થઇ. બલુ પણ જાગ્યો. તેણે દીવાનખાનામાં લેલાંને એકલી જોઇ. બલુ દિવાનખાનામાં દાખલ થયો.

"કેમ છો ભાભી સાહેબ ! બધાં કયાં ગયાં ? તમે પણ મારી પેઠે ઉંઘમાંથી હમણાંજ ઉઠયાં હો એમ લાગે છે !"

લેલાં આંખો ચોળતી ચોળતી ઉભી થઇ.

"કેમ, પાણીનો લોટો જોઇએ છે કે ? એ લોકો કેવાં કે તમને એકલાં મુકીને ચાલ્યા ગયાં ?"

બલુ રસોડામાં પાણિયરાની પાસે ગયો.

'અરે એમ શું કરવા ? હું મારી મેળેજ લોટો ભરી લઉં છું." લેલાં રસોડામાં આવી.

"તમને તસ્દી અપાય કે ?" જોતજોતામાં બલુએ લોટો ભરીને લેલાંને આપ્યો. લોટા ઉપર પ્યાલો પણ રાખ્યો હતો.

લોટો અને પ્યાલો લઇને લેલાં પાછી દિવાનખાનામાં ગઈ. તેણીએ મહોડું

ધોયું, કોગળા કર્યા અને પાણી પણ પીધું. ખુંટી ઉપર એક ન્હાનો ધોયેલો ટુવાલ હતો તે લઈને તેણીએ મ્હોડું લુછયું. આટલો વખત બલુ રસોડામાંજ આમ તેમ ફર્યો. લેલાં હુશિયારીમાં આવી એટલે બલુ પછી દિવાનખાનામાં પેઠો.

"વાહરે ભાભી સાહેબ! આજ તો તમે ભરે ફકકડ દેખાઓ છો હો! અમારા લહેરચંદ ભાગ્યશાળી ખરા કે તેને તમારા જેવું રમકડું મળ્યું!"

લેલાંએ મ્હોડું મલકાવ્યું અને તેણી હેઠમાં હસી. બલુનું રમતી વખતે કેટલુંક અટકચાળું તો તેણીએ સહી લીધું હતું. ખુદ બલુની મા તથા વહુ આવાં કામમાં જ્યાં અનુકુળ હોય ત્યાં પછી બલુને બીક પણ કોની? બલુ જરા લેલાંની નજીક ગયો. ગમે તેમ તો બલુ પુરૂષ હતો અને લેલાં સ્ત્રી હતી. ઘણે ભાગે તરૂણ પુરૂષજ કોઈ પણ તરૂણીને તક જોઇને પોતા તરફ ખેંચવાનો યત્ન કરે છે. પોતાનાજ ઘરમાં આવી એકાન્ત તથા સ્વતંત્રતા જોઈને બલુનું મન કબજામાં ન રહ્યું. તે વધુને વધુ લેલાની નજીક જતો ગયો. લેલાંનું ચિત્ત ચલાયમાન થયુ હોય કે ન થયું હોય તે વિષે જો કે આપણે કાંઇ પણ કહી શકતા નથી; તો પણ તેણી આ વખતે ત્યાંથી ખસી ગઇ અને દિવાનખાનાની બહારની ચાલીમાં આવીને ઉભી!

## પ્રકરણ ૨૯ મું.

ધર્મ ઢોંગીઓ બહુ વધ્યા વધ્યો ઘણો વ્યભિચાર;
લુચ્ચા, લંપટ, ઠગ થકી, બગડે નર કાં નાર!

જસુ તોરમાં ને તોરમાં પહેલે મજલે ગઇ અને ત્યાં પેલી કંકુએ તેણીને પોતાની પાસે બેસાડી. હીરા શેઠાણી અને નવનિધના મનમાં તો એમજ હતું કે જસુ કમળાની પાસે ગયેલી હોવી જોઈએ. આ વાત આમ અધ્ધર રહી ગઈ. કોઈએ જસુને પુછયુંજ નહિ. જસુ કંકુની ઓરડીએ બેસવાનો લાગ જોતી હતી તે પહેલા તો કંકુજ શેઠના ઘરમાં કંઇ કંઇ બહાનાં કહાડીને ઘુસી ગઈ હતી. કંકુ આળસુ નહોતી; જીભની પણ મીઠી હતી કેટલુંક પરાણે શેઠના ઘરનું ઉપલક કામકાજ પણ કર્યે રાખતી. શેઠાણીને કંકુનો સ્વભાવ બહુ ગમી ગયો. શેઠાણી કદાચ સહજ સુતાં હોય તો તેણી તેનાં ઘડી બે ઘડી પગ પણ દાબતી. એકવાર તો કોઇના કહયા વગરજ કંકુએ ઝાટકી ઝુડીને શેઠના ઘરને સ્વચ્છ કર્યું હતું. જ્યારે આવે ત્યારે જરૂર ન હોય તોયે કંકુ હાથમાં સાવરણી લ્યે અને ઝાડુ કહાડે. ક્યાંય તલપુર કચરોજ રહેવા ન દયે. કમ કોને વહાલું નથી લાગતું? થોડા દહાડા પછી કંકુ ઘરનાં સૌ માણસોને પ્રિય થઈ પડી. હીરા શેઠાણી ભોળાં હતાં. તે કંકુને કોઇ કોઈ દહાડે કાંઈક આપતાંજ આપતાં. નવનિધ તો વહુવારૂ રહી એટલે તેણી સાસુની રજા વગર આ પ્રમાણે કોઈને પણ ન આપી શકે.

કંકુ ધીમે ધીમે વિશ્વાસપાત્ર બનતી ગઇ. ઘરનો હાલો ડુચો પણ તેણીજ સાફ કરતી. ધણી ધણીઆણી મરજાદી છે એવું પણ સૌના જાણવામાં આવ્યું હતું.

સાચ ખોટનું પારખું કરવાની કોને પડી છે? કંકુને બે વખત દર્શન કર્યા વગર તો ચાલતુંજ નહિ. છુ છુનો આચાર પણ તે બરાબર પાળતી. શેઠાણી અને નવનિધે તો તેણીને ચુસ્ત વઇષ્ણવણીજ ધારી લીધી. એવો તેવો કોઇ સારો દહાડો હોય તો શેઠાણી જસુ તથા નવનિધને કંકુની જોડે મંદિરે દર્શન કરવા મોકલતાં. નવનિધ તો કવચિતજ જતી ઇન્દુની સંગતિને લીધે તેણીને બહાર જવુ ગમતું નહિ અને એવી રીતે ભટક ભટક કરવાનું તેણી ઠીક પણ માનતી નહિ. દરરોજ તો નહિ પણ કોઇ કોઇ વાર જસુ પોતાની મહોટી બહેનની રજા લઇને કંકુની જોડે જતી. શેઠાણી પોતેય પણ કોઈવાર દર્શન કરવા નિકળતાં. ખરા વઇષ્ણવે ઠાકુરજીનાં દર્શન કરવાજ જોઇએ એવું એવું કંકુ જયારે તક આવે ત્યારે શેઠાણીના મનમાં ઠસાવ્યે જતી હતી શેઠાણી આ વાતનો સ્વીકાર કરતાં; પણ પોતાનુ શરીર હવે આગળની પેઠે ચાલતું નથી એમ કહેતાં.

કંકુનો શેઠના ઘરમાં પગડો થવાથી જસુનું મન દિવસ દિવસ ખુલ્લું થતું જતું હતું. જેણીને પારકે ઘેર જવાની પણ છુટી મળતી નહિ તેણી કંકુની જોડે જતી આવતી થઇ એ કાંઇ જસુને માટે જેવી તેવી છુટ નહોતી. કોણ જાણે કેમ થયું પણ કંકુ શેઠના ઘરમાં કરતી કારવતી થઇ પડી. નવનિધ જેવી વિચક્ષણ વનિતા પણ કંકુને પોતાની નજરમાં ધર્મશીલ સમજવા લાગી

જસુ હવે વધારે ખિલતી જતી હતી. તેણીનું શરીર બાલવા લાગ્યું હતું કે જામવા માંડયુ હતું તેનો નિર્ણય કરવાનું કામ કઠણ હતું. કંકુ જયારે પોતાની જોડે જસુ આવી હોય ત્યારે તક જોઇને તે તેણીને ઉઠાં ભણાવતી. માર્ગમાં કે મંદિરમાં કોઇ કોઇ મર્દો જસુને જોઇ મોહ પામતા અને એમાંના એક બે તો જસુની પાછળ પણ પડયા હતા. કંકુના જાણવામાં આ વાત આવી ગઈ હતી. એક વખત કંકુ જયારે એકલી નિકળી હતી ત્યારે તેણીને એમાંનો એક આસામી રસ્તામાં મળ્યો. તેને ખબર હતી કે આ બાઇની જોડે પેલી બાઇ નિકળે છે. એક અજાણી બઇરીએ અજાણ્યા પુરૂષની જોડે કે એક અજાણ્યા પુરૂષે એક અજાણી બઇરીની જોડે વાત કરવાનું કામ મુશ્કેલ હતું; તો પણ વિચચીને માટે કશું કહેવાય નહિ. કંકુ બોલવાનું કરતી હતી પણ તેણીથી બોલાયું નહિ. પેલો પુરૂષજ કે જેનું નામ લીલાધર હતું તે બોલી ઉઠયો.

"કેમ કોને ગોતો છો? તમારા જોડે જે આવે છે તેને?"

"ના, ના. એ તો આજ મારી જોડે નથી આવી."

"એ તમારી સગી થાય કે?"

"ના, ના. અમે એક ન્યાતનાજ નથી.

"ત્યારે એ કોણ છે?"

"એ તો જેના માળામાં હું રહું છું તે માળાવાળાની સાળી છે. વિધવા છે."

"સમજ્યો. જરા આમ આવોની."

લીલાધર કંકુને પાસેની ગલીમાં લઈ ગયો. હયો. "તેણે દસ રૂપિયાની નોટ કંકુના હાથમાં મુકી દીધી."

હજી તો કંકુ હડા, ના કરવા જાય ત્યાં તો તે ત્યાંથી પલાયન પણ થઈ ગયો ! બીજું કાંઇ પણ ન પુછયું કે ન ગાછયું. વ્યભિચારી કહો, લંપટ કહો કે છંડી કહો પણ તે આવાજ હોય છે. તેની નજરમાં પઇસાની કાંઇ કિંમત નથી હોતી. ઘણું કરીને જે આસુરી સંપત્તિવાળા હોય છે તે આવે માર્ગે વળે છે આ લીલાધર પણ પ્રથમ ધનાઢય હતો. તેનો બાપ ઠીક ઠીક પઇસે મુકી ગયો હતો. આ ભાઇ સાહેબે તેનો આ રસ્તે નાશ કરવા માંડયો હતો. હમણાં તેના હાથમાં થોડું ઘણું નાણું રહયું હતું બહુજ થોડું; તે પણ જેને જે આદત પડી તે કદિ પણ જાય ખરી કે ? આ લીલાધરને તેના ઓળખીતા 'લીલુ શેઠ' ના નામથી બોલાવતા. આ લીલુનો પિતા વઇષ્ણવ હતો અને તે પણ ધાર્મિક હતો. તેનો આ પુત્ર પણ એવોજ થયો. જો ખરૂં કહીએ તો બાપથી પણ વધારે આડંબરી બન્યો. લીલુના મરનાર બાપે આ રસ્તે જો કે ઝુકાવ્યું હતું પણ તે આબરૂને ઓથે રહીને. આ લીલુએ તો હદ છાંડી હતી. કોઇ રૂપાળું મઇરૂં લીલુની નજરે પડયું કે લીલુ તેની પાછળ જાયજ. પછી ભલે પાંચ દસ કદમ ભરીને વચમાં ઉભો રહે. જો લાગ જુએ તો તે તેની પડખે પણ ચડે. આથી પણ કયાંય વધારે સારી તક મળે તો તેના સામે આંખનો ઇસારો પણ કરે. બાઇઓની મંદિરમાં ભીડ દેખે કે તેની વચ્ચે થઇને જે જે ! જે જે ! બોલતો બોલતો સોંસરો નિકળી જાય ! પોતાનું અપચરિત્ર કોઇ ન જાણે તેને માટે તે સાવધ બનીનેજ આવું કામ કરતો ! સધવા કરતા વિધવા તરફ તે વિશેષ ધ્યાન આપતો. બે ત્રણ વિધવાને તો તે યાત્રાને બહાને પોતાની જોડે લઇ ગયો હતો. અને તેણીને કયાંક અધરજ રાખી દીધી હતી ! કોઇ પણ સ્ત્રી પગથિયું ચુકી કે તેણીને વશ કરવાનું કામ આ લીલુને બરાબર આવડતું હતું. ભલે કોઈ તેની થઇ; પણ તે તેણીને ગળે બાંધતો નહીં. જાણે કાંઇ જાણતોજ નથી એવી રીતે તે તેણીને રમતી મુકી દેતો !

આવા અનેક ધર્મ ઢોંગીઓ આજકાલ આપણી નજરે પડે છે. ધર્મને નામે પણ કેટલો દુરાચાર વધ્યો છે એ રહસ્ય પણ સમજવા જેવું છે. કોઇ પણ ધર્મ, સંપ્રદાય કે પંથના આચાર્યો કેઇને પણ અધર્મનો રસ્તો બતાવતા નહિ હોય એમ આપણે કદાચ માનીએ; તો પણ અત્યારે જે લોક સમુહના વર્તાવ આપણી દ્રષ્ટિમાં દેખાય છે તેમાં ધર્મ કરતાં અધર્મનું મિશ્રણ વધારે હોય એમ લાગે છે

કેટલેક ઠેકાણે જે માર્ગી પંથ છે અને જે પંથમાં તર્યા ડુબ્યાનો ખેલ ભજવાય છે તેની આપણે અહીં વાતજ કરતાં નથી વામ વર્ગમાં પણ અમુક પ્રકારના ભેદો છે અને તેમાં વ્યભિચારને માટે ધારો કે છુટ ન હોય તો પણ તેના કેટલાક માર્ગોજ એવા છે કે જે આડકતરી રીતે વ્યભિચારને ઉત્તેજન આપે. જેમાં મદ્ય. માંસની છુટ હોય તથા યથેચ્છ વર્તન કરવાની આજ્ઞા હોય તેને ધર્મનું નામ આપવું એ તો ધર્મની હાંસી કરવા જેવુંજ ગણાય. દુર્ભાગ્યે આવા પંથો પણ આપણા દેશમાં પ્રચલિત છે; પરંતુ જે ધર્મ માર્ગ કે સંપ્રદાય જનસમાજમાં ઉજળો ગણાતો હોય તે ધર્મ માર્ગ કે સંપ્રદાયવાળા સમુદાયમાં લીલુ જેવા કાળા મેઢા નિકળે એ વાત કાંઇ થોડી શોચનીય નથી ! આનું કારણ એકજ છે આવા

સંપ્રદાયના મુખ્ય આચાર્યો તો જાણે મહા સમર્થ તથા પવિત્ર થઇ ગયા છે; પરંતુ પાછળના આચાર્યોએ તે પ્રમાણે વર્તવાનું તથા પોતાના સેવકોને ઉપદેશ આપવાનું લગભગ છોડીજ દીધું.

ભલે લીલુને પોતાના બાપનો આ વારસો મળ્યો હતો; પણ જેનો જન્મ સારા કુટુમ્બમાં થયો હોય અને જે તે કુટુમ્બમાં ઉછરીને મ્હોટો થયો હોય તેને જ્યારે કુસંગનો દોષ લાગે ત્યારે આપણે શું સમજવું ?

## પ્રકરણ ૩૦ મું.

હતી અજાણી ઇન્દુ પણ, ગુપ્ત ઇન્દુની સાથ;
રમી હતી નવનિધ રમત, કેળવવા નિજ નાથ.

ઇન્દુ અને નવનિધને આપણે ભલે બ્હેનપણીઓ સમજીએ; પણ ઇન્દુ નવનિધને ભાભી કહીને અને નવનિધ ઇન્દુને બાઈ કહીને બોલાવતી હીરા શેઠાણીએ ઇન્દુને દીકરી જેવીજ માની હતી. શેઠાણીને ઇન્દુની પાસે બેસવાનું ગમતું. ઇન્દુએ વાંચેલું ઘણું એટલે ઇન્દુના મ્હોડાની કેટલીક ઉદાહરણ સહિતની વાતો શેઠાણીને સાંભળવાનું મન થતું. અધકચર્યા ચંપકને આ વાતની કશી ખબરજ નહોતી. તેની આજ દિવસ સુધીની દુનિયાં બહારનીજ હતી. ઇન્દુને જોયા પછી તેનું જગત પોતાના માળામાંજ હમણાં સમાઇ ગયું હતું. તેને રીસાવાની તો ટેવજ હતી. ઇન્દુને નિરખ્યા પછી તે આઠ દહાડા સુધી રીસાયલોજ રહ્યો. નવનિધે કળા વાપરીને તેને હસતો કર્યો. એ વખતેજ અર્ધદગ્ધના મુખમાંથી ઇન્દુમતિનું નામ નિકળી ગયું હતું. નવનિધ ત્યારથી જો કે વિચારમાં પડી ગઇ હતી; પણ તેની તેણીએ ઝાઝી પરવા નહોતી કરી નવનિધને ખબર હતી કે બે ત્રણ દહાડા પછી ભાઇબીજ આવે છે આજ ઇન્દુ અહીં બેસવા આવી હતી. ચંપક આ વખતે પેઢીમાં હતો. હમણાં પાછો તે મને, કમને પણ પેઢીમાં જતો અને આગળ કરતાં વધુ વખત ત્યાં બેસતો. હમણાં ચંપકની દિનચર્યા પેઢી અને ઘરની વચ્ચેજ પસાર થઇ હતી.

ઇન્દુ આવી ત્યારે હીરા શેઠાણી સાંગામાચી ઉપર બેઠાં હતાં. નવનિધ નજીકમાંજ હતી. જસુ તો ઘડીકમાં રસોડામાં અને ઘડીકમાં બહાર આવે ને જાય !

"આવોની બાઇ ! બેસો. સાસુજીની પાસે." નવનિધે ઇન્દુને આવકાર આપ્યો.

ઇન્દુ બેઠી અને હીરા શેઠાણી બોલ્યાં.

"બ્હેન ! આમ આવે તો એ મને કેટલું ગમે !"

"જુવો માજી ! હું આવું તો ખરી; પણ કોણ જાણે મારૂં મનજ કેવું છે કે મને મારી ઓરડી મુકવી ના ગમે. કંઈ ને કંઇ કામ કરવાનું હોય. રસોઇથી પરવારૂં તો વાંચવાનું હોય. વાંચવાનું ન હોય તો ભરવાનું હોય. અઈ કાલે તમારા દીકરાના ફાટેલાં કુડતાં તથા ધોતીઆં કયાંક થીગડાં દઈને તો કયાંક શીવીને પહેરવા જેવાં બનાવ્યાં. અમારાથી મ્હોટાનું જોણુ જોવાય પણ ખરૂં કે ?"

"ભલા ઇન્દુ ! તારી સાસુ તો બહુજ થોડા બોલી છે હો ! આમ તેમ ઢગર

ટગર જોયા કરે; પણ ઝાઝું બોલે નહિ. એ એવાં એકલ પેટાં છે કે એવો એમનો સ્વભાવ છે ?"

"માજી ! ગામડાંમાં રહેનારાં એવાંજ હોય. હવે તો ઠીક છે. આવ્યાં ત્યારે જરા કકક રહેતાં."

"એ તો એમજ ચાલે છે. કેટલા દહાડા ! બ્હેન ! એમની તું સેવા કરીશ તો તારૂં ભલું થશે."

"એમાં મને કહેવૂં પડે કે માજી ! જ્યારે મારા એ એમના સેવક ગણાય ત્યારે હું તો એમનીયે સેવકી તે શું સેવા ન કરૂં ?"

"સાંભળ્યું કે નવનિધ વહુ ! કેવી ઇન્દુની સમજણ છે !"

"કેમ ન હોય ! મારાં નણંદ ભણેલાં ને વળી ભણેલને પરણ્યાં ! હેં બાઈ ! તમે કહેતાં હતાં ને, કે જમવાનું કહેવું છે ! ભાઈબીજ તો પાસે આવી !"

"ભાભી ! થોડીવાર થોભ્યાં હોત તો સારૂં હતું. હું અહીં આજ આવી છું શા માટે ? મારા ભાઈને જમવાનું કહેવા. માજી ! ભાઇબીજને દહાડે મારા ચંપક ભાઇને જમવા મોકલજો હો !"

"મારૂં માનશે અને આવશે તો મોકલીશ માડી ! નથી મારે દીકરી, ચંપકને બહેન અને વહુને નણંદ !

"તમે કહો ને ન આવે કેમ ?"

"એ તો તેરી રાજા છે. હા, એટલી મને ખબર કે કોઇને ત્યાં જમવા જવાની ના પાડતો નથી. સાચી ખબર તો આ નવનિધ વહુને !"

"સાસુજી પણ કેવાં પકકાં ! બધું મારા ઉપર નાંખી દીધું !"

"કેમ ઇન્દુ ! મેં ખોટું કહયું ? આજ તો વહુનું રાજ !"

"જેમ કહો તેમ." નવનિધે કહયૂં.

"ભાભી ! આ વાત તો માજીની ખોટી નથી હો ! મારા ચંપકભાઈ જેવું તમારૂં માને એવું ન માને માજીનું કે બાપુજીનું !"

"બહેની ઇન્દુ ! એમાં હું રાજી છું ! એકનું તો માને છે ! મારી વહુ કયાં એવી અણસમજુ છે કે એને અવળું બતાવે !"

"ના, ના. એવું તો કંઇજ નથી. એ વાતની સાક્ષી હું પુરૂં."

"દીકરી ઇન્દુ ! હું વહુમાં તો ખાટી છું હો ! જેટલો દીકરાનો સંતોષ નથી તેટલો વહુનો છે લે !

"માજી ! તમે કોનું બુરૂં કર્યું છે કે તમારૂં થાય ! હોય, એ દિવસો પણ નિકળી જશે. જે લાડમાં ઉછરે તે એવાજ હોય. ભાભી સરખાદોર જેવા મારા ભાઇને કરી મુકશે !"

એ સુધરે એવી આશા તો છે. એના બાપથીએ બીએ છે અને નવનિધ વહુ થી પણ વાળ્યો વળે ખરો. ખરી તો વહુને ખબર. હું તો અટકળ કરૂં.'

'મોટી બહેન ! નવનિધ વહુ તો એક નવનિધ વહુજ છે. જેવુ નામ છે એવાંજ એમનામાં ગુણ છે. આટલું તો હું કહું. જમુએ સાક્ષી પુરી.

'ઇન્દુ ! તારી સાસુને તો મોકલજે ! હું આવું ત્યારે 'આવો,' એટલું કહે પછી તો બોલે નહીં. ઉઠું ત્યારે એમ કહે કે 'ફરીને.' ?"

'તમે રહ્યાં જાણે મ્હોટાં. એમના મનમાં એમ કે એક તો તમે અજાણ્યાં. બીજું આ માળો તમારો. મુંબઇમાં આવ્યાં છે પહેલ વહેલાં. મુંબઇ જોઇ તો એ ઘેલાં જેવાં બની ગયાં. હમણાંજ હજી થર પડયાં છે હવે દર્શન કરવા પણ નથી જતાં. જ્યારે આવ્યાં ત્યારે બે ત્રણ વખત હું તેડી ગઈ. ગાડી, મોટરથીએ બીએ છે."

'વાત સાવ સાચી છે હો ઇન્દુ ! અમે ઘરડાં ઘરડાં તો કચરાઇજ જઇએ.'

'માજી ! જુવાન પણ માર્યાં જાય છે તો પછી ઘરડાં અને અર્ધાં આંધળાનું શું ગજું ?'

આ પ્રમાણે વાર્તાલાપની જોડે થોડો થોડો વિનોદ પણ ચાલ્યો. ઇન્દુ ઉઠી.

'માજી ! હું જાઉં છું હો ! મારા ચંપકભાઈને જરૂર મોકલજો'

'ભલે. આવજે હો બહેન !'

ઇન્દુ ગઈ.

'ઓલી વહુ ! હું ઇન્દુને ઘેર જાઉં ને ! ત્યારે મારા મનમાં એમ જ થયા કરે કે આવી મારે એક દીકરી હોય તો કેવું સારૂં ! જેવું મનમાં હતું તેવું જ થયું. વિઠલ પણ બહુ જ ભલો છે'

'બેય ભલાં છે. માજી ! હું એમને ઘેર જઇ આવું ?' જસુએ ઉદ્ગાર કહાડયો.

'ઓહો ! ત્યાં તને જવાનું ગમતું હોય તો બીજું શું જોઇએ ! ઇન્દુને ઘેર જવામાં તને અડચણ શી ? હું જાઉં, વહુ જાય તો તને જવામાં વાંધો શો ? એ તો આપણી વહુ કરતાં પણ ડહાપણમાં ચાર ચંદરવા ચડે તેવી છે."

'સાસુજી ! એમ તો હું પણ કહું. મને પણ વધારે સુધારનાર એજ છે. એમનાં સાસુ બહારનો પવન ભરીને આવ્યાં હતાં. બાઈએ અમને સીધાં અને સરલ એક અઠવાડીયામાંજ બનાવી દીધાં.'

હજી તો આમ વાતો ચાલતી હતી ત્યાં ચંપક જમવા આવ્યો. નવનિધ ઉઠીને રસોડામાં ગઇ હીરા શેઠાણી કઠેડામાં બેઠા. જસુ પણ બહાર આવી.

નવનિધે પ્રસન્નમુખે અને અત્યંત આદર પુર્વક ચંપકને પીરસ્યું. ચંપક જમ્યો. અને એકદમ મેડી ઉપર ચડી ગયો. નવનિધ પણ તેની પાછળ ગઈ

'પરમ દહાડે તમારે જમવા જવાનું છે હો ! બાઈ નોતરૂં દઈ ગયાં છે.'

'બાઈ કોણ ?'

'મારા ઇન્દુ બા !'

'હેં શું કહે છે ? કોણ પેલી વીઠલરાયની વહુ ઇન્દુ ? એ શું કહેવાય ?'

'કારણ તો હું જાણતી નથી. જમવાનું કહી ગયાં છે. માજીએ માન્યું પણ છે.'

'ભલે ત્યારે જવાનો.'

'જાઓ ત્યારે દશ રૂપિયા સાથે લઇ જજો હું તમને આપીશ. જમ્યા પછી ઇન્દુને તમે આપજો. હાલ્યા ડમરા થઈનેજ જમજો. ઇન્દુની સાસુ પણ આવેલ

છે. નાટકમાં જેમ વેષધારી આવે છે તેવોજ વેષ ભજવજો. નીચાંનેત્ર ઢાળી પીઠ થઇને જમજો. વધારે પડતું બોલશો નહિં.”

ચંપક નવનિધનાં કથનનો ભાવાર્થ સમજ્યો નહીં. તે એટલુંજ સમજ્યો કે ઇન્દુની જોડે મારો મેળ બેસાડવાની નવનિધે આ એક કળા વાપરી છે. આપણે પણ એમજ વર્તવાના. ચંપક ઘણો રાજી થયો.

‘શાબાશ ! શાબાશ ! !’

પોતાની હંમેશની ટેવ પ્રમાણે ચંપક નવનિધની પીઠ થાબડવા ગયો. નવનિધ છટકી ગઇ અને ઉતાવળી નીચે આવી !

## પ્રકરણ ૩૧ મું.

ઇન્દુને ઘર સંચર્યો, ચંપક જમવા કાજ;
લંપટતા સામે લડી, ત્યાં પણ કુળની લાજ !

નવનિધની સુચનાથી પ્રેરાઇને આજ ભાઇ બીજનો દીવસ હોવાથી ઇન્દુએ ચંપકને જમવાનું નહોતરૂં દીધું હતું. ચંપકને આ વાત ગમી ગઈ હતી. કારણ ખુલ્લું હતું. ઇન્દુ પ્રતિ તેની દ્રષ્ટી સારી નહોતી ચંપક તો પોતા તરફ લલચાવવાની નવનિધની આ યુક્તિજ માનતો હતો. ઇન્દુ તો નિર્મળ હૃદયે એમજ માનતી થઇ ગઇ કે આજે મારો ભત્રે માનો જણ્યો નહિ તો જીભનો માન્યો ભાઇ ચંપક મારે ઘેર જમવા આવશે અને મને ભાઈ વગરનીને ભાઇ જેવો ભાઇ મળશે ! બીજું તેણી એમ વિચારવા લાગી કે હું નવનિધની શહિયર ગણાઉં. તો પણ એને હું એક હકકદાર તરીકે ભાભી કહી શકીશ. હીરા શેઠાણીના મનમાં એમ હતું કે ચંપકને બહેન નથી તો તે ઇન્દુ જેવી બહેનનો ભાઇ થશે. બહેનને ઘેર ભાઇ જમવા જાય તો બહેનને આપવું પડે. હીરા શેઠાણીએ આ કારણથી ચંપકના હાથમાં જયારે ચંપક ઇન્દુને ઘેર જમવા જવાને તઇયાર થયો ત્યારે એક ગીની મેલી.

‘જો બાપુ ! તું જમીને ઉઠ ત્યારે આ ગીની ઇન્દુ બહેનને આપજે હો !’ હીરા શેઠાણીએ સુચન કર્યું.

‘તે શું બા ! એટલુંય હું નહીં જાણતો હોઉં !’ કમરે ચડાવે છે.

‘એમ તો દીકરા ! તું ઘણોય ડાહયો છે ! જા ભાઈ. જો જે સંભાળજે ! કમરમાંથી નીકળી ન જાય.’

‘તારે મન તો હું હજી નહાનો ગીગલો રહયો કેમ ? એમ કમરમાંથી નાણું પડી જતું હશે કે ?’ ચંપકે માતાને ખુશી કર્યાં.

‘જીવતો રે ભાઈ. સો વરસનો થા.’ હીરા શેઠાણીએ આશીર્વાદ આપ્યો.

આ બધું દ્રષ્ય જોઈ નવનિધ જરા દુર ઉભી મળક મળક હોઠમાં હસતી હતી. ચંપક પણ નવનિધની સામે આડી આંખે જોઇને એમ સુચવતો હતો કે અત્યારે હું કેવું મજેનું બોલું છું.

ચંપકે ઉંચી જાતની પીતાંમ્બરી પહેરી હતી; ગળામાં એકસરી મોતીની

મુલ્યવાન માળા ઘાલી હતી. અને માળા દેખાય એવી રીતે ડોકની આસપાસ રેશમી રૂમાલ વીંટયો હતો. કેડે સોનાનો પાતળો કંદોરો પણ ચડાવ્યો હતો. અતિ બારીક રેશમનું પહેરણ પણ પહેરી લીધું હતું. બાબરીને બરાબર બેસતી કરીને બે ભ્રમરોની વચ્ચે ગુંદીઆ કંકુની ટીપકી પણ કરી હતી. આવે વષે અંગને વળ ખવરાવીને ચંપક મૌન હાસ્ય કરતો દાદર ઉતર્યો.

અહીં ઇન્દુએ ઉત્સાહ પુર્વક ખાન પાનની અનેક પ્રકારની સામગ્રી તઈયાર કરી હતી. તેણીનાં મનમાં વારંવાર એમજ આવતું હતું કે શેઠનો દીકરો આજથી મારો ભાઈ થશે !

ચંપક આવ્યો. આ વખતે વિઠ્ઠલરાય ઘરમાં નહોતા. ગોદી ડોસી પણ ઠાકુરજીનાં દર્શન કરવા ચાલ્યાં ગયાં હતાં. તે આસપાસનાં દરેક મંદિરમાં જતાં. તે એમજ માનતાં કે કોઈ ઠાકુરજીને રીસ ચડવી ન જોઈએ. એટલા માટે પોતાથી પહોચી શકાય એટલા ઠાકુરજીનું મન મનાવ્યા પછીજ ઘરમાં પગ મુકતાં.

"આવો ચંપકભાઇ ! બેસો આ પાટલા ઉપર એમને તો અણચિંતવ્યું કંઈ કામ આવી પડવાથી બહાર જવું પડયું એ તો હવે મોડા આવશે. ઘણુંય તમારી જોડે બેસીને જમવાની આતુરતા રાખતા હતા ! પણ શું કરે ? પરાધીનતા એવીજ છે."

ચંપકે કશો ઉત્તર વાળ્યો નહીં. પાટલા ઉપર બેસીને તેણે સાંભળ્યા કર્યું અને આમતેમ આંખો ફેરવીને સઘળું જોવા લાગ્યો. ઇન્દુએ ભરેલું ભાણું ચંપક આગળ મેલ્યું. દુધપાક, પુરી, બે ત્રણ શાક, કઠોળ, મુઠિયાં, રાઇતાં, ચટણી, આથણાં, પાપડ ઈત્યાદિ ઘણાં વાનાં હતાં. ચંપક આમેય ચીમાવલો હતોજ. ધનાઢયના છોકરા ઘણુંકરીને નખજમણા કહેવાય છે. ચંપક પણ આવોજ હતો. ચંપક જમવા કયાં આવ્યો હતો ? તે તો ધરાઇ ધરાઇને ઇન્દુને નિરખવા આવ્યો હતો. ઘરમાં ફક્ત ઇન્દુજ હતી એટલે તે તો વધારે આનંદમાં આવી ગયો હતો. ચંપકનું ખાવામાં ચિત્ત તો હતુંજ નહિ. વારંવાર તે તો ઇન્દુની સામે ભલે શરમાતો શરમાતો પણ ટીકયાજ કરતો હતો ! ભલી ઇન્દુ પુછે કે ભાઇ ! શું જોયુએ ? ચંપક ન બોલે કે ચાલે. એક બે પુરી અને રાઇતું ખાઇ ગયો. દુધપાકમાં તો હાથજ બોળ્યો નહીં.

"આમ કાં કરો ચંપકભાઇ ! દુધપાક એમ ને એમ કાં પડયો મુકયો ?"

"મને ગળપણ ભાવતું નથી. આટલેથીજ હવે બસ."

"એવું તે કાંઇ હોય ! આમાં તમે ખાધું શું ? આ તો ઠીક ન કહેવાય. મારા સોગન. આટલો દુધપાક તો પુરોજ કરો.'

"મારૂં ખાવાનુંજ આટલું. ખાત્રી થતી ન હોય તો ઘરમાં પુછી જોજો."

"આ તો મને તમારી વાત ન ગમી. જરા દુધપાક તો ચાખો. આટલું મારૂં મન રાખો."

ચંપકે થોડુંક ઇન્દુનું માન્યું. અરધી વાટકી જેટલા દુધપાકની જોડે અર્ધી પુરી ખાધી.

"કેમ દુધપાક સારો નથી થયો ? મારાં ભાભી જેવું તો મને કયાંથી આવડે!"

"વાહ ! એમ તે હોય ! દરેક ચીજ બહુ મજેની બની છે. આ પાપડ અને ફુરકુરનો સ્વાદ તદ્દન જુદોજ છે ! પણ હું તમને પુછું છું કે તમ રાં ભાભી કોણ ?'

ઇન્દુ ચુપ રહી. કશુંય ન બોલી. તેણી સમજી ગઇ કે આની જોડે લાંબી વાત કરવામાં સાર નથી. વળી એ પણ ઘરમાં નથી. ઇન્દુ તુરતજ ભાત લાવી. તુવેરની છુટી દાળ પણ લાવી. ગરમા ગરમ ઓસામણ પણ મુકયું. દાળમાં ઘી નાખવા તો હજુ જતી હતી ત્યાં ચપક બોલી ઉઠયો.

"નહીં, નહીં. ઘી નાખશો નહીં. ઉલટું મ્હારૂં ખાવાનું બગડશે."

ઇન્દુ પાછી ફરી. ચંપકને દાળ, ભાત ઓસામણમા બહુ મજા પડી. ત.તજ ચરૂ કરી બાજુમાં ટુવાલ પડયો હતો તેથી મહેડું લુછયું અને હાથ પણ લુછયા. એકદમ તે ઉભોજ થઈ ગયો. મુખવાસ લીધો કે ન લીધો અને ઉતાવળો ત્યાંથી ઇન્દુની સામે જોતો જોતો ચાલતોજ થયો ! ઇન્દુ ચપળ અને ચાલાક હતી. શરૂઆતમાં તો નહીં, પણ પછી તેણી ચંપકની આંખ પારખી ગઈ હતી. ચંપકને જમતાં વખત લ.ગ્યો નહીં અને અતિ ત્વરા વડે પોતાની ઓરડીમાંથી નીકળી ગયો એ સારૂં થયું એમ તેણીના મનમાં ઉગી આવ્યું. ચંપક હજુ પોતાના ઘરના દાદરા સુધી પહોંચ્યો નહોતો ત્યાં તેને પેલી ગીનીની વાત સાંભળી આવી. તે પાછો ફર્યો.

"લ્યો આ ગીની. માજીએ મને આપેલી છે."

"એમ ! શું માજીએ મને આપવા માટે ? ભલે ભાઈ ! લાવો ત્યરે"

ઇન્દુએ ગીની લીધી. વધારે વિવેક કરવાનો આ વખત નહેતો. ચંપક આમ ફરીને આવ્યો તેથી પણ તેણીનાં મનમાં બીક પેસી ગઇ હતી. પરંતુ તેમ કરવાનું તેણીને જ્યારે આ ખરૂં કારણ જાણવામાં આવ્યુ ત્યારે તેણીનો જીવ હેઠો બેઠો. ચંપક આગળની પેઠે ઇન્દુની સામે ટીકતો ટીકતોજ પાછો ફર્યો હતો. ઇન્દુને હવેજ નિરાંત વળી. તેણી તરતજ ગૃહકાર્યમાં ગુંથાઇ ગઈ.

## પ્રકરણ ૩૨ મું.

કળા કુશળ નવનિધ હતી. ચંપકમાં ચતુરાઈ;
હતી નહીં તેથી ગયો, મુળ ભાવ બદલાઇ !

આજે ચંપક ઘણોજ આનંદમાં આવી ગયો હતો, અને કોઇ દહાડો નહીં તે કરતાં પણ નવનિધ ઉપર વિશેષ કૃપાળુ બન્યો હતો. નવનિધને પણ ચંપકના સ્વભાવમાં આવો ફેરફાર જોઇ નવાઈ ઉપજી હતી.

" વાહરે વ્હાલી ! તેં પણ ઠીક બજાવી ! ઇન્દુએ મને જમવાનું કહયું એવું તારા કહેવાથી જ બન્યુ હોય એમ હું માનુ છું. જોગ ઠીક સાધ્યો. "

નવનિધ તો ચંપકને મહોડેથી આ વાત સાંભળીને એકદમ ચમકી જ ગઈ ! તેણી ભ્રમમાં પડી.

'આ તે તમે શું બોલ્યા ? જોગ સાંધી દીધો એટલે શું ? મને કાંઇ સમજ પડી નહીં.'

'સમજ્યો, સમજ્યો. હવે છટકી જવા માગે છે કેમ ? ભલેની તું છટક ! મારૂં કામ તો થઈ ગયું છે. કહે જોઈએ, તને શું ઇનામ આપું? શી બક્ષીસ આપું?'

નવનીધ પાછી ગુંચવાઈ. તેણી ચંપક સામે જોઇ જ રહી.

'કેમ નથી બોલતી ? આમ સીવાઇ કાં ગઇ ? મેં તને હજુ બધી વાત ક્યાં કરી છે ? ઇન્દુનો વર પેલો વિઠલરાય તો ઘરમાંય નહોતો. ડોસી પણ ન હોતી. અમે બેજ હતાં. હું તને શી વાત કહું ? તેણીને મારા ઉપર આટલો બધો પ્રેમ અરે ભુલ્યો ! લવ રાખવાનુ તેં અગાઉથી કહી રાખ્યું હતું કે પોતાની મેળેજ તે કરતી હતી ? મુંગી કેમ ઉભી રહી ? મને કહે તો ખરી ! "

'આ તમે જેમ મનમાં આવે તેમ બોલો છો શું ? તમે તો જમવા ગયા હતા ! તેમાં વળી આવી વાત કયાંથી લાવ્યા ?'

'માત્ર જમવા ક્યાં ગયો હતો ? રમવા પણ ગયો હતો ! હું ખરૂં કહું ? એ બધો તારોજ ઉપકાર ! '

નવનિધને ચંપકનું બોલવું ઘણું વિચિત્ર લાગ્યું. તેણી ઝંખવાણી પડી ગઇ. ભલી ઇન્દુને માટે તેણીનાં મનમાં અનેક પ્રકારના તર્ક વિતર્ક થવા લાગ્યા. ઘડી પહેલાં મુખ ઉપર જે પ્રસન્નતા છવાઇ હતી તે રહી નહીં. તેણીનાં મનમાં કોણ જાણે શું નું શું થઇ જતું હતું ! પોતાનો ધણી આ શું કહે છે તેનો ખરો ભેદ તેણી સમજી શકી નહિં. તેણીના મનમાં એમજ આવ્યુ કે વિઠલરાય અને ડોસીની ગેરહાજરીમાં અડપલું તો નહિં કરી આવ્યા હોય !

'આટલી વારમાં જમી શું આવ્યા ? રમી શું આવ્યા ? "

'મારૂં જમવાનું તો તું જાણે છે. રમી આવ્યા એટલે ઇન્દુ જેવી રૂપાળી રમણીને નિરખી આવ્યો. એકલી રૂપાળી જ નહીં પણ નમણી રમણી ! નવનિધ ! હું જયારે તેણીની સામે મીટ માંડતો હતો ત્યારે તે નીચું જ જોઈ જતી હતી! પણ હું એવો પકો કે છેક સુધી તેણીને જોતો જ રહ્યો ! પછી તો મનેય ગભરામણ છુટી. હું પણ શરમાઈ ગયો અને તરત ત્યાંથી નીકળી આવ્યો. "

'એ તમે ઠીક કર્યું. તમારામાં ડહાપણ તો ઘણુંય છે; પણ કોઈ વાર અકકલ વેરાઈ જાય છે ! એમ ન કરીએ મારા નાથ ! '

'એમ ન કરીએ તો કેમ કરીએ ! લાગ મળ્યો તો બરાબર જોઈ આવ્યો. પેલા વિઠલરાય કે પેલી ડોસી હોત તો આવી રીતે જોઇ ન શકાત, અટલે હું નશીબદાર ખરો. હજુ પણ ધરાયો નથી ફરી ફરીને જોવાનું મન થાય છે. જાણે તેણીને નિરખતાજ રહું. એ મને પિરસતી હતી અને હું જમતો હતો. જયારે પિરસવા આવે ત્યારે તેણીની સામે જોઇ રહેતો અને એ શરમાતી ત્યારે નીચી નજર પણ કરી જતો ! ઓરડીમાં હતું પુરતું અજવાળુ. ચહેરો સાફ દેખાતો હતો. જરા છેટી ઉભી હોય તો પણ હું તેણીનો ચહેરો જોઈ શકતો હતો. આ એક કામ તો થયું. હવે બીજું કામ તુંજ પાર પાડી દેશે એમ હું ખાત્રીથી માનું છું !'

'રાખો, રાખો', હવે એવું બોલીએ નહીં. તમને ખબર પડી ? એ તો તમારી બહેન થઈ. તમારે બહેન નહોતી અને મારે નણંદ નહોતી. બેયનું કામ આથી સરી ગયું ! સમજ્યા ? '

'શું ઇન્દુ મારી બહેન ? તને ભાન છે કે નહીં ? આ તું બોલી કે બકી ?'

'બકી નથી પણ બોલી છું અને તે ખરૂંજ કહું છું. તમે ભાઇ બીજને દીવસે જમી આવ્યા. ઇન્દુએ તમને ભાઈ ગણીનેજ જમવા તેડ્યા હતા ! '

'ઓ-તારીની ! આ તો તેં મને સજ્જડ બનાવ્યો. !'

'હું શું બનાવીશ ? ખુદ માજીનીજ એવી ઇચ્છા હતી. તમારે તો પ્રભુનો આભાર માનવાનો છે કે તમે હવે ખરેખરા બહેનના ભાઇ કહેવાયા ! અને તે પણ ઇન્દુ જેવી બહેનના ! ઇન્દુ ઉપર પ્રભુ પ્રસન્ન થયા કે તેણીને તમારા જેવો ભાઈ મળ્યો. જેમ બાપ વગરનો દીકરો ન બાપો કહેવાય છે તેમ ભાઈ વગરની બહેન નભાઈ કહેવાય છે. ઇન્દુને તમારા જેવો ભાઇ સાંપડયો અને તમને ઇન્દુ જેવી બહેન સાંપડી ! બોલો, આમાં ખોટું શું થયું ? વીરપસલીનો દીવસ આવે ત્યારે તમે પસલી કોને આપો? જે થયું છે તે ઠીકજ થયું છે મારા નાથ!'

" ઓ-તારીની ! આતો બીજું નવુંજ પુરાણ નીકળી પડયું ! "

' એમાં નવું શાનું ? સંસારમાં એમજ બનતું આવે છે. જે સાચું હોય તે છુપું રહે ખરૂં કે ? હવે જયારે ઇન્દુ બહેન આપણે ઘેર આવે ત્યારે તમારે ઇન્દુ બહેન કહીનેજ બોલાવવાનું છે હો ! જો, જો, આ વાત ભુલતા નહીં !'

'આ તું શું બોલી ? તેં તો મને ઉલટો બાંધી લીધો ! આ કરતા તો જમવા ન ગયો હોત તો જ સરૂં હતું ! "

' જે બન્યું છે તે સારૂં જ બન્યું છે. ઇન્દુ જેવી બહેન મળી એ કરતાં વળી ઉજળું શું ? એ તમને અંતરના આશીર્વાદો આપશે અને તેથી તમારી આવરદામાં વધારો થશે આ શું જેવો તેવો ફાયદો છે ? રૂપાળી બહેનના આશિર્વાદ રૂપાળા હોય ! સમજ્યા કે ? '

'રૂપાળી બહેનના રૂપાળા આશિર્વાદ ! વાહરે તારૂં શાણપણ ! ' જોરથી નવનિધની પીઠ ઠોકે છે.

' હં હં ! આ તમે શું કરો છો ? તમે તો એવાં ને એવા રહયા. જેમ મોટા થતા જાઓ છો તેમ બગડતા જાઓ છો ! જયારે તમે મારા કામથી ખુશી થાઓ છો ત્યારે આવું ને આવુંજ કરી બેસો છો ! શું મને વાગતું નહિં હોય?'

'હવે શું વાગે ? તારી પીઠ તો કયારની રીઢી થઇ ગઈ છે ! તું ગમે તેમ કહે; પણ ઇન્દુને બહેન કહેવાની આપણી જીભ ઉપડવાની નથી !

'એમ કેમ બોલો છો ? જો મારે મહોડે ખરૂ કહેવડાવો તો પારકી વહુ દીકરી બહેનજ ગણાય. જેમ હું તમને પરણી એટલે તમારી હું વહુ થઈ અને તમે મને પરણ્યા એટલે તમે મારા વર થયા. પણ બીજાંની તો હું બહેન કે દીકરી જેવીજ છું. તેમ તમે બીજીનાં ભાઇ કે દીકરા જેવાજ છો. આ ઇન્દુ, તમારી આ

નવનીધની એક વખતે બહેનપણી હતી તે હવે તમારી બહેન થઇ એટલે એ મારાં નણંદ બા થયા. સમજ્યા કે ? તમે બહેન કહેશો અને હું બા કહીશ. ”

ચંપક થોડો સમય વિચારમાં ઉંડો ઉતરી ગયો. તે સ્વગત એટલું સમજી શકયો કે ઇન્દુની લગની મને લાગી હતી. ઇન્દુને કાંઇ મારી લગની લાગી નથી. એ જ્યારે મારી સામે ભાઈના ભાવથી જુએ છે ત્યારે તેણીને મારે બહેનના ભાવથી શા માટે જોવી ન જોઇએ !

'અલી ઓ ! જે થયું છે. તે ઠીકજ થયું છે. ઇન્દુ જેવા રૂપાળા ભાઇરાં તો ઘણાંય હોય પણ એવી રૂપાળી બહેન ના મળે ! કહેતો ખરી કે પસલીનો દીવસ ક્યારે આવશે ?

હજી બહુ વખત છે. એ દીવસ આવશે ત્યારે હું તમને કહીશ. પણ આપણે ઘેર એ બહેન બારસ અમસને દહાડે જમવા તો આવવાનાં છે.”

'શું એવો રીવાજ છે કે ? ભલે આવે. તું મને એકવાર ફરીથી કહે જોઉં તારી જાણે બા. મારી જાણે બહેન. પણ બાપનીને મજીની એ કેણ થાય ? ”

વાહરે મારા નાથ ! અટઆટલું ભણ્યા છો તે છતાં એટલુંય હઇયે ન ચડયું ? દીકરી થાય. તમે જેના દીકરા તેની એ દીકરી !

'હઇયે તો ઘણુંય ચડયું હતું; પણ હેઠે નહીં આવ્યું તે નહીજ આવ્યું ! મારે બહેન નહોતી અને આ થઇ નવી બહેન ! એટલે ભુલ પડી ગઇ! ખરેખર કોઇ વાર મારૂં મગજ ગુમ થઇ જાય છે. નહીતર શું આવી સીધી સગાઈ યાદ ન આવે!'

'એમ મગજને ગુમ થવા ન દઈએ મારા નાથ ! જ્યારે તમારૂં મગજ આમ ઘડી ઘડીમાં ગુમ થઇ જાય તો પછી પેઢી કેવી રીતે ચલાવી શકશો ! હીસાબ તો ગણવા પડશે ના ?

'વળી પેઢીની વાત લાવી? તને બીજી ખબર છે? હમણાં હું નાટક જોવા બહુ વાર જોઉં છું. નવાં નવાં ગાયનો બનાવી જાણું છું. તરતમાં હો ! તું કહેતી હો તો એક લલકારૂં !

'શું કહો છો? મારા નાથ શું એક કવિં! અને તે શું શીઘ્ર કવી ! એકાદ ગાઇ દેખાડો જોઉ ! '

'સાંભળ ત્યારે જો ધ્યાન દઈને સાંભળજે.' ચંપકે ગાવા માંડયું.

'ઇન્દુ મારી બહેન થઈ, તું નવનિધ મારી વહુ;
મોટો ભાઇ બહુ બન્યો છે, મેના ભાભી ફક્ત !
બાપા, માજી, માસી છે પણ એક મળેના કોઇ;
મળ્યા ન એમજ મને જગતમાં, કાકા, મામા કોઈ?'

'વાહ ? આતો તમે મહોટા કવી બની ગયા ને શું પણ શું નાથ મીત્રમાંથી કોને તમે મોટો ભાઇ ઠરાવ્યો? અને એની વહુ મેનાને તમે ભાભી ઠરાવી ?'

“શું કવિતામાં એ નામો આવી ગયાં ? તને કહેવા જેવાં નહોતાં અને કહી જવાયાં ! એ તો બહુ નામનો મારો ભાઇબંધ છે તેને મેં મારો મહોટો ભાઇ ઠરાવ્યો છે અને તેની વહુને મેં મારી ભાભી બનાવી છે !”

"વાહરે મારા નાથ! આ તો તમે નવું ટીખળ ઉભું કર્યું!"

"જેવું તારૂં ઇન્દુનું ટીખળ તેવું આ મારૂં ટીખળ!"

નવનિધ સમય સુચક હતી. તેણીએ આ વાત લાંબી ચલાવીજ નહીં. સાકરનો હીરો ગળી ગઈ! તેણીએ હાવે સોગઠી ભાંગવાનો વિચાર રાખ્યો.

"ચાલો, એ પણ ઠીક થયું. તમને મ્હોટો ભાઇ મળ્યો, ભાભી મળી અને બહેન પણ મળી ગઈ! મને નવાઇ તો એ લાગે છે કે કોઇ દહાડો નહીં ને આજ તમે આવી મજેની કવિતા કેવી રીતે ઉપજાવી કહાડી? કવિતા છેક કહાડી નાંખીએ એવી તો નથીજ. ઘણી સરસ છે. આવી શીઘ્ર કવિતા તો કોઇકજ કવિ બનાવતો હશે! તમે તો સૌ કરતાં ચડયા. ઇન્દુને બહેન કહેવાનું તમે આજે જ કબુલ કર્યું. ત્યાં આ કેવો ચમત્કાર બન્યો? ગઈ કાલે તમરામાં આવું જ્ઞાન હતું? વિચારી જુઓ!"

"ના, નહોતુંજ. મને પણ તારૂં કહેવું ખરૂં જણાય છે. આ કવિતા મને પોતાને પણ ગમે છે" ચંપક અભિમાનમાં આવી ગયો.

"એમ છે મારા નાથ! જો મહાવરો રાખશો તો આનાથી પણ સરસ કવિતા બનાવી શકશો. હું જેમ કહું તેમ વર્તશો તો સુખી થશો અને ઉપડયા પણ નહીં ઉપડો."

"ઓ-તારીની! તારા જેવી પકકી તો મેં કોઈ દીઠી નહીં. આ એક તારી વાત માની એટલે શું દરેક વાતમાં તું મને બાંધી લેવા માગે છે?"

"એવું તે હોય મારા નાથ! તમે તો મારા માથાના મુગટ કહેવાઓ. મારા સૌભાગ્યના શણગાર! તમારૂં કહેવું જેમ હું માનું છું તેમ કોઈ વાર તમારે મારૂં ન સાંભળવું જોઇએ? આવા કવિ થઇને આ વાત કેમ ભુલી જાઓ છો? ખરેખર, મને આજ ઘણો આનંદ થશે છે અને મને પોતાને અભિમાન લેવા જેવું બન્યું છે. આહાહાહા! શું મારા નાથ કવિ!"

"કેમ પણ! તારાથી પણ વધી ગયો કે નહીં? તું તો વાંચ વાંચ કરે છે અને હું તો વાંચ્યા વગર કવિતા બનાવું છું! સમજી કે?"

"ધણીઆણી કરતાં ધણી હુશિયાર હોય તોજ જોડું શોભી નિકળે. તમે હવે ઘરના રાજા જેવા ગણાઓ. સરકાર પણ એકવીસમે વર્ષે રાજકુંવરને ગાદીએ બેસાડે છે. તમે પણ વીસનો ઉંમરો તો ક્યારના એળંગી ગયા છે. બે મહિના પછી તો તમારો જન્મોત્સવ ઉજવવો પડશે."

"શું હું રાજા છું?"

"હા, હા. રાજા! આ પણ તમારૂં ગૃહરાજ્ય છે. બાપુજી હવે કયાં સુધી સંસારનાં દોરડાં તાણશે? તમારા જેવા દીકરાના બાપને ફિકર પણ શી હોય? મારો વિચાર તો એવો છે કે હવે તમે બાપુની જોડાજોડ પેઢીમાં બેસતા જાઓ અને કામ શીખવા માંડો."

"જ્યારે ત્યારે એની એ વાત ! શું મારે હરવા ફરવા નહીં જવું ? દોસ્તારોને નહીં મળવું ? નાટકો ના જોવાં ? સીનેમાની મજા ન માણવી ? અને શું પેઢીમાંજ ગોંધાઈ રહેવું ? છટ છટ ! નોનસેન્સ !"

"ના માનો તો તમારી મરજી. પણ તમને ખબર છે ? હમણાં મુંબઇનું વાતાવરણ કેવું ચાલે છે તેની ? એમ અસુર સવાર જેની તેની સાથે ફરશો તો ક્યાંક ફસાઇ જશો ને અમારા જેવાના જીવને ઉચક કરશો. તમે મને કહો છો કે તું વાંચ વાંચ કરે છે અને તમે કહો છો કે હું વાંચ્યા વગર કવિ બન્યો છું ! જ્યારે તમે વાંચ્યા વગર આવી સારી કવિતા કરી શકો છો ત્યારે જો તમે વાંચવાનો અભ્યાસ રાખો તો કેવી મજેની કવિતા કરી શકો ? તમારો વખત આનંદમાં જાય અને તમારી બુદ્ધિ પણ કેળવાય."

"આ તારી વાત સાચી હો ! વાંચવાથી જ્ઞાન વધે ખરૂં."

"અરે એકલા જ્ઞાનની ક્યાં વાત કરો છો ! વાંચવાથી તો તમે સારામાં સારા નિબંધો લખી શકો. ભાષણો પણ કરી શકો. અભ્યાસથી એવા બની જાઓ કે તમને સેંકડો માણુસો સાંભળવા આવે. કવિતા તો જાણે ઠીકજ છે. એ પણ કોઈ વાર બનાવજો; પણ તમારે તો કોઇ મંડળમાં કે સભામાં જવું જોઈએ. અને બોલનારા કેમ બોલે છે તે શિખવું જોઇએ. પછી જોઈ લ્યો તમારૂ માન ! સોના જોડે સુગંધ મળે છે કે નહી !"

"એ સોનું અને સુગંધ એટલે શું ?"

"જુઓ, તમે રહ્યા જાણે ધનવાનના દીકરા; એટલે તમારી પાસે સોનું રહ્યું. હવે તેની જોડે બનો વિદ્વાન ! મ્હોટા ભાષણ કર્તા ! એથી તમારી કીર્તિ ફેલાય. આ કીર્તિનો ફેલાવો તે સુગંધ. લક્ષ્મીના પુત્ર તો છોજ. હવે બની જાઓ સરસ્વતીના પુત્ર !"

"હું લક્ષ્મીનો પુત્ર શું રીતે કહેવાઉં ? લક્ષ્મી તો મારા બાપે પેદા કરી છે !"

"ભલેની બાપુજીએ પેદા કરી; પણ તમે એના વારસ તો ખરા કે નહીં ? જો તમે લક્ષ્મીમાં વધારો કરી શકો તો તમે તમારા કુળને દીપાવ્યું કહેવાય અને ખોઈ દયો તો કુળને ધોઇ નાંખ્યું કહેવાય.'

"નાટકમાં આ બધુ આવે છે હો ! જો હું બાપુજીએ મેળવેલું સાચવું તો કેવો કહેવાઉં ?"

"માત્ર સાચવવાથીજ નહીં; પણ સાચવવાની સાથે તેમાં વધારો કરો અને તેનો સારે ઠેકાણે ઉપયોગ કરો તો તમે કુળદીપક કહેવાઓ."

"ઓહો ! જો તું કહે છે એમ હું વર્તું તો કુળદીપક કહેવાઉં ! ખરૂં ના ? હમણાં દેશદીપકનો ખેલ તો થાય છે હો ! ભલા મારે કદી દેશદીપક બનવું હોય તો શું કરવું. ?

"દેશદીપકનો ખેલ મેં જોયો નથી. તમે જોયો છે. આનો ખરો ખ્યાલ તમનેજ આવે; તો પણ મારા સમજવા પ્રમાણે તો 'જે પુરૂષ અન્ય' થતો

અટકાવે; પારકી વહુ દીકરી જો દુષ્ટન. પંજામાં સપડાઇ હોય તો તેને છોડાવે; ગરીબ ઉપર જુલમ થવા ન દે; એટલુંજ નહીં પણ એવા અનેક પ્રકારના ભારેમાં ભારે જોખમો માથે લઈને પાર ઉતારે તે દેશદીપક કહેવાય."

"તેં બરાબર દેશદીપકનો આ ચિતાર આપ્યો. કાંઇ પણ જોયા જાણ્યા વગર તું આ બધું શિખી કયાંથી ?"

"વાંચવાથીજ. નાથ ! તમે 'ભણતાં પંડિત નિપજે' એ કવિતા નથી સાંભળી ? તમે વાંચવા માંડશો તો પંડિત બની જશો અને કુળદીપકમાંથી દેશદીપકની ગણત્રીમાં આવી જશો !"

"ઓલ રાઈટ ! મારે કયાં કયાં પુસ્તકો વાંચવા તે તું ચુંટી કહાડજે. હું મારી ફુરસદે વાંચતો રહીશ."

"બહુ સારૂં."

ચંપક ગયો અને નવનિધ સહર્ષ દાદર ઉતરીને નીચે આવી.

## પ્રકરણ ૩૩ મું.

મીઠા બોલી, મતલબી, કંકુ શેઠને દ્વાર;
જતી આવતી થઇ હતી, સમય પાઠ ભણનાર.

ભગુભાઈના ઘરમા પેલી કકુ હળવે હળવે પગ પેસારો કરતીજ રહી હતી. આવી સ્ત્રીઓ ઘણું કરીને ચોટલો ઓળવામાં, વેણી ગુંથવામાં, માથું દાબવામાં, અંગ ચોળીને નવડાવવામાં, પેટ ચોળવામાં તથા પગચંપી કરવામાં ઘણી હુશિયાર હોય છે. કંકુ માં આ પ્રકારની બધી ચાલાકી હતી તેણી દરરોજ ભગુભાઇને ઘેર નહોતી આવતી. તેણી એટલું સમજતી હતી કે વારે ઘડીએ કોઈને ઉંબરે ચડવાથી પોતાનો ભાર વકકર વધવાને બદલે ઉલટો ઘટે છે. લાગ જોઇનેજ તેણી ફેરો મારતી. એક બે વખત તેણીએ પરાણે નવનિધને ગરમ પાણીએ નવડાવી હતી. કોઇ વાર તણીની વેણી પણ ગુથી જતી. જમુનું પણ તેણીએ બે ત્રણ વખત માથુ દાબ્યું હતું અને પેટ ચોળ્યું હતું. હીરા શેઠાણીની જયારે આવે ત્યારે ઘડી બે ઘડી પગચંપી કરવાનું તે ચુકતીજ નહિ આ પ્રમાણે જે કહયા ગરૂં અને કામગરૂં હોય તે કોને વહાલું ન લાગે ? કંકુ આ કારણથી દરેકને પ્રિય થઇ પડી હતી. કોઇ કાંઈ વધ્યું ઘટયું કે વપરાયલુ વસ્ત્ર આપવા માડે તો તે તેણા બહુજ મોંઘી બનીનેજ લેતી. ઘણુ કરીને સ્વીકારતીજ નહી. તેણીએ મ્હોટાં ઘરના બઈરાઓને રાજી રાખવાની જાણે તાલીમજ લીધી હતી. જમુ અને હીરા શેઠાણી તો જાણે ઠીક; પણ નવનિધને તેણીએ પોતાની આ કળા વડે વશ કરી મુકી હતી ! નવનીધને બે ત્રણ વખત ચાંપી ચોળીને નવડાવી અને તણીનું બે ત્રણ વખત માથું ગુથ્યું એથી ખુદ નવનિધનાં અંતરમાં પણ તેણી અળખઈ થઈ હતી. નવનિધને તેણીની નવડાવવાની ચોટલો ઓળવાની તથા વેણી ગુંથવાની રીત પસંદ પડી હતી બે ભ્રમરની વચ્ચે ટીલડી પણ કંકુ કેઈ વાર એવી કરી આપતી કે નવનીધ તે ટીલડી દર્પણમાં જોઇને રાજી રાજી થઈ જતી ! કંકુનો

હાથ હળવો હતો. તેણી ચાંપવા તથા ઓળવવાનું કામ એવી રીતે કરતી કે તેણીનો હાથ સામા માણસને સુંવાળો જ લાગે ! નવનીધને નવડાવી હતી તો બે ત્રણ વખત એથી તેણીએ નવનીધનું શરીર હળવું ફુલ જેવું બનાવી દીધું હતું. ચોટલો એવી રીતે ઓળતી કે એક પણ વાળ તણાય નહિં અને વેણી ગુંથીને અંબોડો એવી રીતે વાળતી કે જરાય વસમુંજ ન લાગે !

આપણમાં એક આ કહેવત પ્રચલિત છે કે 'વનો (વીનય) વેરીને પણ વશ કરે.' આ કહેવત નીરાધાર નથી. જો કે વીનય વીનયમાં ફરક છે. તો પણ વિનયથી એક માણસ સામા માણસને વશ કરી લે છે. પોતાની મતલબ પાર પાડવાનો વિનય સ્વભાવિક વિનયથી જુદો છે. સ્વભાવિક વિનયમાં સામાનું કલ્યાણ કરવાનું તત્વ રહેલું હોય છે અને કૃત્રીમ વિનયમાં પોતાનો સ્વાર્થ સાધવાનોજ હેતુ હોય છે. આ પ્રકારના વીનયનું પરિણામ સ્વાર્થની મર્યાદા ઉપરજ અવલંબીને રહે છે. મર્યાદા બહારનો સ્વાર્થ હોય તો પરીણામ ભયંકર પણ આવે ! કંકુ મીઠા બોલી હતી એ તેણીનો વિનય હતો અને આળસુ નહોતી એ તેણીના આ વિનય ગુણનું ભુષણ હતું " ગજ ભરે અને તસુ પણ ન વેતરે " એવો દોષ નહોતો.

નવનીધ પોતાને કદાચ અવકાશ મળે તો તેણી પોતાની સાસુની પાયચંપી કરતી પણ તે પા કે અર્ધી કે અર્ધી ઘડીજ. ઘણું કરીને શેઠાણી ના જ પડતાં નવનીધની આ સેવા એ લોકાચારની સેવાનો માત્ર એક નહાનો ભાગ ગણાય અને તે વાસ્તવિક છે; પણ કંકુ શેઠાણીની પાયચંપી કરે અને એમાં પોતાની જે આવડતનો ઉપયોગ કરે તે કાર્યનું સ્વરૂપજ જુદું થઈ પડે. નવનિધ તો પોતાનો કોમળ હાથ ઉપર ઉપરથી ફેરવીને ચાલી જાય પણ કંકુનો તો પોતાની કળા દેખાડીને શેઠાણીને પોતા તરફ આકર્ષવાનો વીચાર હોય છે. એટલે તેણી પોતનું આ કાર્ય કરવામાં ઉણપ આવવા જ કેમ દયે ? કંકુ શેઠાણીની પગચંપી કરવામાં અનેક પ્રકારની યુકિત વાપરતી હતી. કોઈ વાર શેઠાણીને ત્રાંગામાચી ઉપર બેઠાં બેઠાં કંકુની આ કળા વડે ઝોલા આવી જતા ! એક બે વખત તો શેઠાણીનું પણ આ કંકુએ પલંગ ઉપર સુવડાવીને અંગ દાબ્યું હતું.

કંકુ વખત જોઈને જ વાત કરતી. નહીતર મુંગી રહેતી. કોઈ વાર ચાલતી વાતમાં એવું મેળવણ મુકી દેતી કે સાંભળનારને આનંદજ આવે. કુદરતે ન્યુનાધીક અંશમાં દરેકને કોઈ પણ પ્રકારની કળાની બક્ષીશ કરેલી હોય છે. જે માણસ આવી કળાથી વીમુખ રહે તે મનુષ્યના આકારમાંજ ઢોર જ ગણાય. બઈરાંનો સ્વભાવ જ હોય છે કે જે તેણીનું આગળ આગળ પડીને કામ કરે તે તેણીને પ્રિય થઇ પડે કંકુમાં આવો ગુણ હતો અને તેથી તેણી અહીં ઘરનાં માણસ જેવી ગણાઈ ગઇ હતી.

આજ પાછું જસુનું માથું ધમધમી ઉઠયું હતું. ચીન્તની વ્યગ્રતા આમ થવાનું મુખ્ય કારણ હતું. વચ્ચે બે ત્રણ વખત આ પ્રમાણે થયેલું. કંકુએ તેલ ઘસીને તે મટાડયું હતું. તાળવા તથા લલાટના ઉપલા ભાગ ઉપર તેણી હથેળીમાં

ધુપેલ તેલ લઈને એવી રીતે ઘસતી કે તેથી માથે ચડેલી ગરમી જતી. નવનિધને પણ આ વાતની ખબર હતી.

" વહુ ! આજ માથાની ટકકર ચડી છે હો ! કંકુ તો હમણાં ચાર પાંચ દહાડા થયા ફરકતીજ નથી ? તું કહે તો જાઉં " જમુએ નવનીધને કહયુ.

" એ તો માસીજી ! મનમોજી કહેવાય. એ કયા આપણી બંધાયલી છે ? એટલી ભલી છે તો વળી આવે છે. એના મનમાં એમ કે મહેટેરાંનાં ઘરમાં આ પણો પગ થયો ! ધુપેલ સાથે લઈનેજ જાએ. બઇજી ! સંભળો છો કે ? આજે પાછું માસીજીનું માથું ચડયું છે. કંકુને ઘેર જાય.? "

" ભલેની જાય ! બહાર થોડુંજ જવાનું છે ! કંકુ તો આપણા માળામાં છે ના ?

" હાજ તો ! ભલે જાઓ માસીજી ! બાઇજી પણ હા પાડે છે. "

જમુ દાદરો ઉતરીને કંકુના ઓરડી તરફ વળી. કંકુ ઉમરા ની બહાર ચટાઇ ઉપર બેસીને ગોદડું ભરતી હતી. તેણીએ જમુને પોતા તરફ આવતી જોઇ.

" કોણ જમુબા ! આવેની બા ! બેસો. આ હાથમાં શું લઇ આવ્યા છે..?"

" એમાં ધુપેલ તેલ છે. પાછું માથું લઈ ઉઠયું છે. કયાય કળ નથી વળતી. હમણાં તમે નથીં આવતાં એટલે પછી હું આવી. "

" ભલે આવ્યાં. જુઓ જમુબા ! કામ ઉપર બેસીએ તો કામ પુરૂં થાય. હમણાં ટાઢ વધારે છે એટલે આ ગોદડું હાથમ લીધું. આવતી કાલે પુરૂં પણ થઇ જાશે. પણ ભલા જમુબા ! આં તેલ શું કામ લાવ્યા ? ભલે અમે ગરીબ છીએ પણ તેલ રાખીએ હો ! "

" વહુએ કહયું કે લઈ જાઓ. "

" એમજ કહોની કે કહીને આવ્યાં છો ? "

" કહેવાનું તો ખરૂજ તો ! "

" હા. બા. કહેવું તો જોઇએજ, નહી ને વાર લાગી તો ગોતા ગોત થઈ પડે ના ? આવો આપણે ઓરડીમાંજ બેસીએ. બહાર તેલ ઘસાય નહીં.

કંકુએ ગોદડુ ઘડા વાળીને ઠેકાણે મુકી દીધું. ઓરડીમાં ચટાઇ પાથરી અને પોતાની ઓરડીમાં એક નહાની પેટી હતી તે ઉપર બેસીને જમુના માથામાં તેલ ઘસવા મંડી ગઇ.

' આ બેય લમણાં પણ ચસકે છે હો ! "

" પ્રથમ તાળવું ટાઢું પડવા દયો. પછી લમણાંની વાત ? અરરર માડી ! માથામાં આવડી ગરમી ? મારી હથેળી ઉની થઈ ગઇ ! બા ! તમે તો હદજ કરો છો હો ! આ દુઃખ તમારાથી કેમ ખમાય ? "

" રોયું આ એકલું માથુંજ કયાં દુઃખે છે ? ઉંઘ ન આવે. આંખો બળયા કરે. પેટમાં ઝીણો ઝીણો દુઃખાવો તો ખરોજ. કોઇ વાર પાંસળાંમાં એટલું શુળ નીકળે છે કે જાણે હમણાં જીવ નીકળી જશે. હયયામાં પણ ફીક ચાલે છે લે !"

'નસીબના ખેલ છે બા ! જો એમ ન હોય તો તમારા જેવડાં નહાનડિયંને રંડાપો હોય પણ ખરો કે ? સંસારમાં જન્મ ધર્યો તે ન ધર્યા જેવો. ઘણુંય શહેરના ધરની અપસરા જેવુ રૂપ છે ! પણ કામનું શું ? ઉઘડેલું ફુલ કરમાતું જાય પણ સુંઘનાર ના મળે ! આ જેટલાં તમને દરદ છે તે એનાં છે હો બા ! ધણી વગરમાં હોર સુનાં !'

કંકુની ઓરડી છેવટના ભાગમાં હતી કંકુ તેલ હળવે હળવે ઘસીને તાળવાના રોમકુપમાં ઉતરતી જાય અને જાણે કેમ જસુની પુરેપુરી દાઝ જાણનારી હોય એવી રીતે વાતો કર્યે જાય.

'હાંઉ હવે. માથું તો જરા ઉતર્યું. લમણાં રહયાં.'

'હું જીવતી જાગતી બેઠી છું ત્યાં સુધી લમણાંનું શું ચાલવાનું હતું ? આ તમારાં લમણાં !'

કંકુએ લમણાં તેલથી ઘસવા માંડયાં તેલ ખુટવા આવ્યું પણ કંકુ ન થાકી. આ બધું હળવે હાથેજ કરતી. જસુને કંકુનો હાથ ભારે લાગવાને બદલે ઉલટો હળવો લાગતો. તેણીને કંકુના હાથની ચાલાકી ગમતી. કંકુએ પોતાને ત્યાં તેલ હોવાની શેખીજ કરી હતી. કંકુ તેલ રાખતી ખરી પણ આજ તેણીને ત્યાં નહોતું.

'જરા પાછું તાળવું ઘસજો !'

'મને કહેવુંજ નહીં પડે. નિરાંતે જોયા કરો. આ તો હજી પહેલડો પોહેર છે. હવે તેલની જરૂર પણ નથી. બરાબર જોઇએ એટલુંજ લાગ્યાં છો. ફરીથી ઘસીશ ત્યારે બાકી ચાડીનું તેલ અંદર ઉતરી જશે. જો એ તો ખરાં ! માથે હાથ ફેરવશો તો તમારી હથેળી તેલવાળી નહીં દેખાય એવું કરી દઇશ !'

'શું તેલ પુરૂં પણ થઇ ગયું ? આ બધું તમે શીખ્યાં ક્યાંથી ? તમે આટલું બધું તેલ મારાં માથામાં સમાવી દીધું તેની મને તો ખબરે પડી નહીં !'

'અમે તો બા ! પારકાં પેથડાં કરીને પેટ ભરનારાં ! એવું આવું ન આવડે તો અમારો ભાવ પણ કોણ પુછે ! મારા ઘરવાળાને બહુ તો રૂપીઓ કે સવા રૂપીઓ રોજ મળે. એમાંથી પણ પીટયો ઉપરી ચાર છ આના હકસીના ખાઇ જાય ! એને હજી મુંબઇનું કામ બરાબર આવડતું નથી. ગામડાં હવે ત્રુટી ગયાં. ત્યાં ધંધો ન ચાલ્યો એટલે આંઈ આવ્યાં. નસીબ તો બે ડગલાં આગળનું આગળજ હોય ના ! મુંબઇમાં પણ ખરા બપોર જેવું છે. મોંઘારત પણ કેટલી ? આવડી ખોબા જેવડી ઓરડીના પણ છ રૂપીઆ !'

'શું છ રૂપીઆ ?'

'હા, બેન હા ! આવી ત્રણ ઓરડી છે. બીજી બધીએ મહોટી છે. બારથી કોઇનું ભાડું ઓછું નથી તારા બનેવીને કાંઈ ઉપજ થોડી નથી. ભગવાન છે. એટલી બહેન છે તો તમેય ઢંકાઇ ગ્યાં છીં. આ તો માથેથી ધણી ઉતરી ગ્યો એટલે તમને લાગેજ તો ! કેમ હવે ઠીક છે ના ?'

'હા, છે તો ઠીક; પણ કંકુ ! શું મારે આવું આવું ભોગવવાનુંજ રહેશે

ના ? શરીરે સારૂં હોય કે ન હોય પણ રસોડામાં પેસવાનુંજ. મને તો બીક લાગે છે કે હું ઘેલી થઈ જાઇશ !'

'ના માં ! એમ બોલો ના. હિંમત રાખીએ. પહોંચેલાં થાઇએ ! જીવને ઠીક ન હોય તો વિસામો લઈએ.'

'એમ તો વહુ ગરવી છે હો ! મને ઠીક ન હોય તો પોતેજ મારૂં કામ ઉપાડી લ્યે છે !'

'એ તો વેળા પરમાણે વહુ ને દિવસ પરમાણે દીકરા !'

'કંકુ ! હું જાઉં છું હો ! ભલા તુ અહીં રહેવા આવી તો વળી મારા જેવીને આટલો આધાર છે.'

'હં હં. ! આ તે તમે શું બોલ્યાં ? હું તો તમારીજ છું એમજ જાણોને ! આવજો હો બા !'

'તમેય આવતાં રહેજો. મહોટી બહેન પણ તમને યાદ કરે છે.'

'એટલી તમારી સહુની મારા ઉપર દયા છે.'

જસુ ગઇ અને કંકુ ઘર કામે વળગી.

## પ્રકરણ ૩૪ મું.

શંકા સહ આવ્યા પછી, ઇન્દુ થઈ નિઃશંક;
મનમાંથી જાતો રહ્યો, હતો હૃદય જે ડંખ

ચંપક પોતાને ઘેર જમવા આવ્યો તે વખતે ઇન્દુએ ચંપક તરફનું અછાજતું જે કંઈ વર્તન જોયું તેથી તેણીનું મન જરા વ્યગ્ર થઇ ગયું હતું. હીરા શેઠાણીની પાસે આવી ફરિયાદ તો થાય નહીં; પણ નવનિધને ઉપર ટપકે કહી શકાય એમ તે માનતી હતી. વધરે આશ્ચર્યકારક આ હતું કે આવી તેણીની આતુરતા હોવા છતાં તેણી શેઠને ઘેર જાતે જઈ શકી નહીં. તેણીનો પગજ ભારે થઇ પડયો. નવનિધ પણ વિચારમાં પડી ગઈ. તેણીનાં મનમાં એવો ભસ થયો કે રખેને એમણે પોતાનો પુર્વનો ભાવ ભજવ્યો હોય ! પોતે સામે ચાલીને જાય તે કરતાં ઇન્દુ પોતાનાં ઘર આગળ આવે એમ તેણી ઇચ્છતી હતી. લગભગ એક અડવડિયું તો આમજ વીતી ગયું. આજ ચંપક જમીને વહેલો નિકળી ગયે હતો. નવનિધે આ લાગ સાંધ્યો તેણીએ ધાટીને ઇન્દુને બોલવવા મોકલ્યો. ઇન્દુ આવી હીરા શેઠાણી આગલા કઠેડામાં સાંગામાચી ઉપર તપખીર સુંઘતાં બેઠાં હતાં.

"માજી ! બેઠાં છો કે ?"

"આવ દીકરી ! આટલા દિવસ કયાં હતી ? શું બહાર ગામ ગઈ હતી ? આમ તો બે ત્રણ દહાડે આવતીજ અાવતી ! અને હવે મારા ચંપકની બહેન થઇ એટલે શું મોંઘી થઇ ? માનપાનની ભુખી થઇ હોઈશ તો અમે જેવું અમારી સગી દીકરીને માન આપીએ તેવુંજ તને આપશું હો !" આમ બોલીને પાછી એક ચપટી હીરા શેઠાણીએ નાકમાં ચડાવી.

"માજી ! એમ તે હોય ? એ તમે શું બોલ્યાં ? જરા હમણાં ઘરકામ વધારે હતું એટલે પછી ન આવી શકી"

"હોય બ્હેન ! ઘર છે. ઘણુંય કામ હોય. ઘરનું કામજ આંધળું છે. અમેય કરેલાં હો ! ઢોરડાં તાણવામાં કસર નથી રાખી"

ઇન્દુ અત્યારે મેડી ઉપર હતી. ઇન્દુ દાદરનાં પગથિયાં ચડી ઉપર ગઈ. નવનિધેજ ઇન્દુને તેડાવી હતી અને ઇન્દુ આવી પહોંચી છે એવું નવનિધના જાણવામાં હતું; પણ નવનિધ ચાહીનેજ નીચે ન ઉતરી.

"આવોની બા ! હવે તો નણંદ થયાં એટલે તેડાંની વાટ જોતું હશે !"

"ભાભી ! એવું તે હોય ! હું આવવાનું તો કરતી હતી; પણ—"

"પણ કહીને બોલતાં કેમ અટકયાં ? કાંઈ કહેવા જેવું છે કે ?"

"નારે ! કહેવાનું શું હોય ! મારા ચંપકભાઇ બરાબર જમ્યા નહીં તેનું મને ઘણું લાગી આવ્યું. દુધપાકમાં તો હાથજ ન નાંખ્યો મારા મનમાં એમ કે દરેક મારા હાથની બનાવેલી ચીજનો સ્વાદ લેશે; પણ તેમાંનું કંઇજ નહીં. હું ખરૂં કહું ? એમને મજા પડી માત્ર દાળ, ભાત અને ઓસામણમાં ! આમ ઉતાવળથી અને તય પણ ઘણુંજ થોડું જમનાર માણસ મે અત્યાર લગી દીઠુંજ નથી !"

"ઓ હો ! એમાં શું ! તમારે તેથી કશુંય ખોટું લગાડવાનું નથી એ તો એમની એવી ટેવજ છે એમનું જમવાનુંજ ઓછું. ગળપણ તો એ ખતાજ નથી. વખતે મીઠી બિરંજ હોત તો જરા લેત બીજુ કહું ? ભજીયાં, કચોરી કે મુઠિયાં પણ એમને પસંદ નથી. હં, હજુ દહીંવડાં હોત તો ખાત. અહીં પણ શું ? પુરી અને બટાટા કાં દાળ, ભાત ને ઓસામણ. જો તમે કઢી કરી હોત તો ખાતજ નહીં. ઓસામણ કર્યું એ ઠીક કર્યું."

"સમજી ગઈ" ઇન્દુ હડપચી ઉપર આંગળી અડકીને બોલી.

"હેં બા ! મારા સાસુજીએ એક ગીની તમને આપવા માટે એમને આપી હતી તે મળી કે ?"

"હા, મળી. પણ ભાભી ! એમાંય એક ફારસ થયું. એ તો જમ્યા ન જમ્યા કે નાઠા ! રસ્તામાં એમને ગીની આપવાનું યાદ આવ્યું. પાછા આવ્યા અને પછી મને આપી."

"બા ! જાણો છો ના ! એ તોરી રાજા છે ! ઘડીમાં કેમ ને ઘડીમાં કેમ ! લાડમાં ઉછરેલા ખરા ને ! કયાંક કયાંક એવા હઠીલા બની જાય છે કે ન પુછો વાત ! સામાનો શ્હીઓ જો ગળે ઉતર્યો કે હીરની ફેલ જેવા !"

"એટલું પણ સારૂં છે. પતિ અને પત્ની બેય જો સમજુ અને શાણાં હોય તો તો પછી શું પુછો છો વાત ! કહેવા સાંભળવા જેવું કશું રહેજ નહીં ! મારા ચંપકભાઇજ ભાગ્યશાળી કે જેમને તમારા જેવાં પત્ની મળ્યાં"

"એ તો મારાં મહિયરની કેળવણીનોજ પ્રતાપ."

"એમાં શો સંદેહ ! કેળવણી તો અંતરની આંખ છે અને ભાભી ! આટલું પણ ખરૂં. આપણા સમાજનું ધોરણ એવું છે કે પતિ નવો મળ્યે હોય તેવો નિભાવો હેવો."

"આ નિયમ પત્નીને પણ લાગુ પડવો જોઈએ. આમ છતાં નથી પડતો એ નવાઇ છે."

"એમાં નવાઈ પામવા જેવું કાંઇજ નથી. આપણા પુર્વજોએ સ્ત્રી કરતાં પુરૂષને એટલો અધિકાર વધારે આપ્યો છે. આજકાલ જે સ્ત્રી પુરૂષ વચ્ચેના સમાન અધિકારની ઝુંબેસ ચાલે છે તેનું પરિણામ મારા મત પ્રમાણે સારૂં આવે એમ મને લાગતું નથી. આપણી કેટલીક રૂઢીએ જો કે ઠીક નથી. એમાં સમયને અનુસરતો સુધારો થવાની જરૂર છે. આપણા દેશને આવા અજ્ઞાનતામાંથી ઉત્પન્ન થયેલાં સમાજનાં બધનોએ ઘણું નુકશાન કર્યું છે.'

"આ તો તમારી વાત સાચી છે બા ! જેને આપણે સારૂં માનીએ છીએ તેમાં માઠું પણ ભળેલું હોય છેજ. જેને આપણે સુધરેલો દેશ કહીએ છીએ તે દેશમાં સાસારિક સંકટો કયાં ઓછાં છે ?"

"હદ બહારનાંજ કહોની ! આપણે ત્યાં તો હજુ આટલુય ઠીક છે કે ગરીબનો સંસાર પણ સુખે દુઃખે ચાલ્યો જાય છે. ત્યાં તો ગૃહસ્થાશ્રમ માંડવામાંજ મ્હોટી મુશ્કેલી રહી છે. જયા કેવળ મનસ્વી લાલસા પુરી પાડવાનો લોભ રહયો ત્યાં પવિત્ર પ્રેમનું બધન કેમ ટકી શકે ? આપણા દેશની મ્હોટામાં મ્હોટી ખરાબી કરી છે બાળલગ્ને અને અજ્ઞાનતાએ. જો બાળલગ્ન નિકળી જાય અને અજ્ઞાનતા મટી જાય તો પછી જુઓ કે કેવો રંગ જામે છે !"

"મને તો આટલી તમારી ખબરે નહીં ! ઘણુંય આવો છો ને જાઓ છો ! પણ તમે કેટલું ઉંડું જાણો છો તે તો મેં અજેજ જાણ્યું"

"તમારા નણદોઈની જોડે મારે બહુવાર વાટાઘાટ ચાલે છે. વળી હું તમારી પેઠે વાંચનારી રહી એટલે જાણી શકું અને સમજી પણ શકું."

"મારા નણદોઈ કેળવાયેલા રહયા. ખરેખર તમારૂં જોડુ ઘણું સુખી ગણાય."

"એમ તો ભાભી તમે પણ સુખીજ છો. સારે ઘેર જન્મ્યાં અને ઉછર્યાં. તેમાં વળી આવું મજાનું સાસરૂં મળ્યું. તમે નક્કી સમજજો કે કોઇને પણ સર્વ પ્રકારનું ઇચ્છિત સુખ મળતુંજ નથી. કંઈ કંઈ ખામી તો હોયજ હોય."

"મારા જયંતીભાઇ પણ આમજ કહેતાં. તે તો એટલે સુધી નિશ્ચય ઉપર આવ્યા છે કે આ જગતના નિયામકે જે ઘટના ઘડી છે તે બહુજ વિચાર કરીનેજ ઘડી છે. દરેકનું જીવનજ અપુર્ણ છે પુર્ણ જીવન પ્રભુએ પોતાને માટેજ રાખ્યું છે જો એ પ્રમાણે ન કરે તો પછી પોતાને ઈશ્વર કોણ કહે ?"

"ભાભી ! તમે આટલું બધું જાણો છો તે છતાં અસતોષ શા સારૂં દેખાડો છો ? તમે તો ઇશ્વરનો ઉપકાર માનો કે બહુ વાને સુખી છો."

"તમારા ભાઈની જોડે મારે કેવી રીતે કામ લેવૂં પડે છે એ મર્મ તો હુંજ જાણું; પણ હા, એટલું ખરૂં કે એમાંય આશાનું એક પ્રકાશિત કિરણ છે !"

"જો આપણી નીતિ અને પ્રીતિ સાચી છે તો પ્રભુ સારૂંજ કરશે. ભાભી ! હવે હું તો જઇશ. ઘણું અમુર થયું. મારે જે કહેવાનું હતું તે પણ રહી ગયું. ફરી આવીશ ત્યારે કહીશ.

'જવાય છે ! બેસોની ! આપણો આ નવા અને નજીકના સંબંધમાં આ પહેલોજ પ્રસંગ છે. નણંદ ભોજાઇની વચ્ચે ચર્ચા સારી થઇ. આમ અંતર ખોલી ને આપણે કોઇ દહાડો બોલ્યાં નથી.'

'હવે તો હું તમારો ઘરનીજ થઇને ! બહુ વાર આવવાનું થશે અને બહુ બહુ વતો કરવાની તક પણ મળશે.

'ભલેની આવો; પણ બા ! આજ તો જમીનેજ જાઓ.'

'ના, ના. માફ કરો.'

હજુ તો નવનાથ અને ઇન્દુ વચ્ચે ના, હા ચાલતી હતી. ત્યાં તો પાછલે દાદરથી ચંપક આવી પહોંચ્યો. તે નવનિધની આગળ ઇન્દુને બેઠેલી જોઇને એકદમ બોલી ઉઠયો.

'કેમ છો ઇન્દુ બહેન ! મજેમાં છો ના ?'

'હવે તો તમારા જેવા મને ભાઇ મળ્યા એટલે પછી મજામાંજ હોઇએ ના ?'

'ચાલો, આ પણ ઘણું સારૂં થયું કે મને તમારાં જેવાં શોભીતાં બહેન મળ્યાં ! કોઇને હું કહું કે આ મારાં બહેન છે તો જોનારને પણ તમને જોઇને કેટલો આનંદ ઉપજે ?'

'જુઓ ચંપકભાઇ ! જેમ તમને આ પ્રમાણે મારે માટે લાગે છે તેમ તમારે માટે મને કેમ ન લાગે ? હું કોઇને કહુ કે આ ચંપકભાઇ મારા ભાઇ થાય છે તો સાંભળનારને મારે માટે માન ઉપજે કે નહિ ?'

'કેમ ન ઉપજે ? જરૂર ઉપજે, બ્હેન ! હું તો તમારી ઓરડી જોઇને ખુશ ખુશ થઇ ગયો ! તમારી ચતુરાઇ તો તમારીજ પાસે છે. હું તો આસપાસ નજર કરીને જોઇજ રહયો, ઘણી મજેની મઢાંણી કરી છે ! એવી ગોઠવણ તો અહીં પણ નથી.'

'તમારી વાર્તા જુદી કહેવાય ચંપકભાઇ ! તમારી રહેવાની શોઇ કયાં ? અને મારી નાની શી ઓરડી કયાં ?

'હજી હમણાં જ હું એ વાત કરવાનો હતો; ત્યાં તો તમેજ બોલ્યાં. મારી બહેનને માટે શું એવડી ન્હાની સરખી ઓરડી હોય કે ? બીચારાં ગોઠી ડોસી તો બહાર પડયાં રહે છે ! હું બાપા તથા માજીને કહેવાનો કે ઇન્દુ બહેનને સારૂ ઓરડીની બાજુનું દીવાનખાનું કહાડી આપે ! કેમ ? તને આ મારી વાત ગમી કે નહીં. ? ચંપકે નવનીધને પુછયું.

નવનીધની આંખોમાંથી પોતાના પતીનું આવું બોલવું સાંભળી હર્ષનાં અશ્રુ ઝર્યાં.

'કેમ આંસુ ખેરવ્યાં ? તને શું ખોટું લાગ્યું ! મારો આ વીચાર તને પસંદ ના પડયો ?'

'એવું તે હોય ! આજના આ તમારા મુખના શબ્દો સાંભળીને મને એટલું સારૂં લાગ્યું કે મારૂં અંતઃકરણ ભરાઈ આવ્યું અને મારી આંખોમાંથી આનંદનાં આંસુ ટપકયાં !'

'શું આનંદના પણ આંસુ ? આ વળી મેં નવું જાણ્યું. આટલા દહાડા સુધી તો હું એમજ સમજતો હતો કે માણસ દુઃખને લીધેજ રડે છે. કેમ ઇન્દુ બહેન આ તમારાં બહેનપણી અરે ભુલ્યો—ભાભી—ખરૂં કહે છે કે ?'

'હા ભાઇ. એ સાચુંજ છે, જેમ શોકને લીધે આંખોમાં પાણી આવે છે તેમ હર્ષને લીધે પણ આંખો જરા ભીની થઇ જાય છે. મારાં નવનિધ ભાભીને તમારા ડહાપણને માટે એકદમ આનંદ આવ્યો. આ પરીણામ આવા ઉમળકાનુંજ છે.'

'મેં બોલી બતાવ્યું અને એણે મુંગી હા પાડી એમને ?'

'હા, એમજ; પણ ચંપકભાઇ ! તમે બાપુજી કે માજીને મને દીવાનખાનું આપવાની વાત કહેશોજ નહી. હું મારી ઓરડીમાં સુખી છું. જ્યાં સંતોષ ત્યાં સુખ.'

'વાહરે બહેન ! અમે વિશાળ અને સુંદર ઘરમાં રહીએ અને તમે મારા બહેન હોવ છતાં એક નાની ઓરડીમાં રહો, એ મને સારૂં લાગે કે ? એમ તો હવે નહી ચલવાનું. મેં કહી છે એવી ગોઠવણ તો હું કરવાનોજ'

'ચંપકભાઇ ! એવું કશુંય પગલું ભરશો ના હો ! હું તમારા આવા પવિત્ર પ્રેમને માટે ઘણીજ ઉપકાર વશ થઇ છું.

મને એવુ મીઠું મીઠું નથી ગમતું; કાં તો કહેવું નહીં અને જો કહેવું તો કરવું. તમેજ કહોની કે મેં તમારે ત્યાં મીઠું મીઠું ખાધું છે ? જો કે તમે તો મને પીરસ્યુ હતું !'

નવનીધ તથા ઇન્દુને તો ચંપકના મુખના આવા શબ્દો સાંભળીને અતયીજ ઉપજી. ઇસારામા જાણે કેમ એક બીજી એક બીજીને કહેતી હોય કે શાણપણ કેવું છે. ચંપકે કાંડે બાધેલા રીસ્ટ વોચમાં જોયું.

' શું સાડાચાર થયા બહેન ! હું જાઉં છું હો ! "

'તમે મારા બહેન છો ને હું તમારો ભાઇ;
હવે પછીથી એક બીજાની, નવી થઇ સગાઇ !
નવી થઇ સગાઈ ! નવી થઇ સગાઇ હા ! હા ! હા !

એમ લવતો લવતો પાછલે દાદરેથીજ નીકળી ગયે..

'ભાભી ! આ શું ! એ શું બોલી ગયા ? '

'તમે સાંભળ્યું કે નહીં ? આવાં આવાં હમણાં તો જોડકાં જોડયેજ રાખે છે. ખુબી એ છે કે તરતમાંજ બનાવે છે. મને તો બીક લાગે છે કે કયાંક ગાડા થઇ જાય નહી. ! અઠવાડીયામાં ત્રણ ચાર વખત નાટક જોવા જાય છે. એ ચેટક એમ થીજ લાગેલું છે.'

'ભાભી ! તમે તો મને એમ કહેતાં હતાં કે હવે નાટક જોવા રવિવારે જ

જાય છે. સીનેમા જોવાનું કહો. એ નાટક જોવા એટલીવાર જતાં હોય તો આઠ નવની અંદર હરરોજ ઘર આગળ શી રીતે આવી શકે ?'

' હું કોઇ વાર ભાન ભુલી થઇ જાઉં છું. ખરી વાત છે. અઠવાડીયામાં બેત્રણ વખત સીનેમા અને એક વખત નાટક.'

'એટલુંય સારૂં છે કે રાત્રે આઠ નવની અંદરજ ઘરમાં દાખલ થઇ જાય છે. હજુ તમે બીજા કેટલાક મનમોજની હકીકત જાણુતા નથી. કારભાર બહુ બગડી ગયો છે. ભલે તમે ગમે તેમ માનતા હો; પણ છે તો હુશીયાર હો ! સમજે છે બધુંય'

'એમાં વળી શું ? હજુ મન બરબર ખીલે કયાં બંધાયું છે ? બહારને બહાર ભટકે છે. એમના મનમાં કોઇ સોટો આવવો જોઇએ."

'દીવસો દીવસ બગડવા ઊપર નથી ના ? છે તો સુધરવા ઉપરના ?'

'મારાથી બનતો યત્ન કરૂં છું. પછી પ્રભુની જેવી મરજી.'

'મને તમારૂં ભાગ્ય સારૂં જણાય છે. જો મારે મ્હોડેથી ખરૂં કહેવડાવતા હો તો હું તમને કહું છુ. અહીની સ્થીતી જોયા પછી કહેવાનું માંડીજ વાળ્યું હતું. આ તો આપણે બે સહીયરો કહેવાઇએ. નણંદ ભોજાઇ તો નવાં થયાં આપણે એક બીજાને તું તે કહીને બોલાવતા હવે તમે કહેવું પડે છે.'

'એમ શા માટે ? આપણે પહેલીજ રીત રાખવાની. તમે તો તમારા ભાઇથી મોટાં છો. મારાથી પણ મોટાં છો. અને શું નણંદ ભોજાઇ એક બીજાને તું તું કહીને નથી બોલાવતાં ? આપણને તું તું કહેવાની ટેવ પડી. એ ટેવ આમ શે જાય ? ચીપી ચીપીને બોલવું પડે એ કરતા આ સહેલું અને સટ !'

'લે ત્યારે. પહેલી હુંજ છુટ લઉં છું જો ભાભી ! મારા ચંપકભાઈ જ્યારે જમવા આવ્યા ત્યારે નહોતા નણદોઇ કે મારાં સાસુજી. કોઇ જાણે ઓરડીની ગોઠવણ જોતા હોય કે મને જોતા હોય; પણ તારાં સોગન—મને તો એકદમ સંભ્રમજ થયો અને બીક પણ લાગી. આઠ દહાડા સુધી નં આવી તેનું કારણ પણ આટલુંજ; પણ અહીં આવ્યા પછી હું એટલી તો નીરભય અને આનંદીત બની ગઇ છું કે મારો ચંપકભાઇ મને મારી નજરમાં દેવ જેવોજ દેખાય છે.

નવનીધ જેવી ચાલાક સ્ત્રી પોતાના ધણીનું અંદરનું રહસ્ય ખુલ્લું કદી પણ કરે નહિ. જે આંટી ઘુટી હતી તે તો નીકળી ગઇ હતી. ભલે યુક્તિ વાપરીને પોતેજ ઉકેલી હતી; પણ અહીં તેણીને પોતાની ચતુરાઇ બતાવવાની નહોતી. પતીનો દોષ ઢાંકવાનો હતો

' જો ઇંદુ ! એમણે તો તારી ઓરડીની ગોઠવણ જોઇ; પણ તેં એમની નજરને જુદીજ માની એ પોતેજ ન કહી ગયા !'

'ત્યારેજ મને વિશ્વાસ આવ્યો ના ? આવતા વેંત મને બેન કહીને બોલાવી બીજી પણ કેવી મજેની વાતો કરી ! એમના મનમાં મારે માટેની કાળજી પણ કેટલી ? ભલે તું ગમે તેમ ધારતી હો; પણ મને તો ચંપકભાઇ ઘણાજ નીખાલસ દીલના જણાયા.'

'ઘણુ.ય નીખાલસ દીલના છે; પણ એક આ બહાર ભટકવાનો રોગ મોટો છે. એમના અંતઃકરણનો રસપ્રવાહ બદલાય તો મારા મનને શાન્તી થાય'

'તારા જેવો વઇદ્ય મળ્યો છે તો એ રોગ પણ નીકળી જવાનો,'

'તારા મોઢામાં સાકર. જો કાલે બારસ છે હો ! તારે જમવાનું અહીં છે.'

'એ તો હવે ભાભી આગળ ઉપરજ રાખો.'

'નહીં. નહીં. ઘાટીને હું જરૂર મોકલીશ.'

'હવે હું જાઉં છું. કાલની વાત કાલે.'

ઇંદુ ઘર તરફ વલી અને નવનિધ પણ સાથેજ ઉતરી.

## પ્રકરણ ૩૫ મું

કનક અને કાન્તા તણું, રક્ષણ કરે ન યોગ્ય;
ભોગ્ય વસ્તુ પોતા તણી, થાય અન્યની ભોગ્ય.

બલુના મનમાં એમજ હતું કે પાનને ચુનો લગાડીએ એટલી વારમાં લેલાને તાબે કરી શકીશ ! પણ પરિણામ ધારવા કરતાં ઉલટુંજ આવ્યું. બલુએ લાગ જોઇને લેલાંને દુષિત કરવાનું છટકું તો માંડયું; પણ તે છટકામાંથી લેલાં કેવી રાતે સરકીન દિવાનખાનામાંથી ચાલીમાં આવીને ઉભી રહી ! આ દ્રષ્ય ખુદ બલુને પણ ચમત્કાર જેવુંજ લાગ્યું ! લેલાં લાવણ્યવતી તો હતીજ; પણ તેણી શરીરે ભરેલી નહોતી. તેણી પ્રથમથીજ નાજુક બાધાની, પાતળી છતાં સુંવાળી, નરમ સ્વભાવની અને થોડું જમનારી હતી. કોઇનું વાંકું વેણ અગર તો મેણું ટેણુ તેણી સહન કરી શકતી નહિ. સારા માઠાની તેણીના મન ઉપર તરતજ અસર થઇ જતી. તેણી શિયળની કિંમત જાણતી હોય કે ન જાણતી હોય તે વિષે નિર્ણય પુર્વક કહી શકાય નહિ; તો પણ અત્યાર લગી તેણીના ઉપર આવા પ્રસંગજ નહોતો આવ્યો. બલુની આ નાટકી કળા બલુનેજ ભારે થઇ પડી. તે ઝખવાણો તો તજ દહાડે પડી ગયો હતો. બલુને બીક લાગી કે જો લેલાં પોતાના પતિને આ બનેલા બનાવની હકિકત કહી દેશે તો પોતાનો ભારબોજ તેની આગળ ઘટશે અને કર્યું કારવ્યું અફળ જશે. તે શિવાય બલુના મનમાં એમ પણ આવ્યું કે સટાને નામે જે ખેલ ખેલાય છે તેમાં પણ ખલલ પહોંચશે. બલુનો વિચાર તો એવો હતો કે જેમ લહેરૂને ચકલો બનાવ્યો છે તેમ લેલાને ચકલી બનાવી દેવી ! પણ બલુનો આ પાછલો મનસુબો પાર પડયો નહિ. લેલાં જેવી એક નવલ સ્ત્રી બલુ જેવા પર પુરૂષની જોડે ચોપાટ ખેલવા બેસે અને બલુનું અટકચાળું સહી લ્યે તેથીજ બલુ આવું જોખમ ખેડવા તઇયાર થયો હતો. લેલાએ જો કે લહેરૂને આ વાત નહોતી કરી; પણ તેણી બલુથી દુરની દુર રહેતી. બલુએ પણ ડોળ કરવાનું તજી દીધું હતું. દોષવાનનું હઇયું કાચું હોય છે. બલુનું પણ અત્યારે આમજ બન્યું.

જેના મનમાં પાપ પુણ્યનો હિસાબ નહોતો. જે કેવળ ઘરની અંદર સ્વતંત્ર હતો. જેને યથેચ્છ રમત રમવામાં નહોતો પોતાની જનેતાનો

ભય કે નહોતો પોતાની ઈર્ષા ગનાનો. ઉલટી તેને આ બેની સહાનુભુતિ હતી. આમ છતાં પોતાના સપાટામાંથી લેલાં સરકી ગઇ તેને માટે બહુને નીચા જોણુ જેવું થઇ પડયુ. મૈનાએ પણ હાસ્ય વદને પોતાના પતિની હાંસી-મીઠી મશ્કરી કરી લીધી. આ હાંસી બહુને ગુસ્સો ચડે એવી નહોતી. ઉલટુ તેને ઉત્તેજન મળે તેવી હતી. લેલાંને મેળવી આપવાનું બીડું મૈનાએ ઝડપ્યું. મૈનાએ વચન માગ્યું કે હું જેમ કહું તેમ તમારે વર્તવું. બહુએ હા પાડી. મૈનાના કહેવાથી બહુ હમણાં ઘરમાં વધારે વખત રહેતોજ નહિ. બહુની આ પણ કોઇ પાડોશણની પાસે જઇને બેસતી. લહેરૂચંદને તો ખાંડી બજારનીજ લત લાગી હતી. ભવાનીની જોડે તે જમીને તરતજ બાહર ઉતરતો.

લહેરૂના ખીસ્સામાં હવે થોડુંજ નાણું રહ્યું હતું. જે લાવ્યો હતો તે લગભગ પરવારી બેઠો હતો. એમાંનો હવે જુજ ભાગજ તેની પાસે રહ્યો હતો. લેતી દેતી કરતાં કરતાં અને ઘડીકમાં લાભ અને ઘડીકમાં હાની જોતાં જોતાં લહેરૂ જે પોતાની જોડે રકમ લાવ્યો હતો તે ઉપર પાણી ફરી વળ્યું હતું. લહેરૂને એમ ન લાગ્યું કે જે રકમ રહેતે રહેતે ગઇ છે તે ધુર્તના હાથમાં ગઇ છે. એ તો એમજ સમજ્યો કે વેપારને અંગે નફો નુકશાન તો થાયજ પેલો શકરો દલાલ જે નફો દેખાડતો તે પણ મહોડેથી તથા કાગળ ઉપર! સોદો કરતો હતો કે નહોતો કરતો તે તેની મરજીનીજ વાત હતી. થોડો નફો દેખાડે અને વચ્ચે ગાળો પાડીને નુકસાન વધારે દેખાડે નફો આવે તે ભવાની અને શકરો પચાવી પાડે અને નુકસાન રોકડેથી લહેરૂ પાસેથી ભરી લ્યે! લહેરૂએ તો આ બેઉને પોતાના મહોટા શુભેચ્છકજ માન્યા હતા; પણ તેને ખબર નહોતી કે ખાંડનું કડું આપીને સોનાનું કડું લઇ લેનારી આ સોનેરી ટોળી છે! ભવાનીએ લહેરૂને સટો ખેલવાની પ્રથમથી કૃત્રિમ રીતની ના પાડી હતી અને એમ કહીને તેની ઇચ્છા સટા બજારમાં લહેરૂને ધકેલવાનીજ હતી જો આ પ્રવાહમાં લહેરૂ પડત નહિ તો તેને આ લોકો બીજે રસ્તે લઇ જાત; પણ જ્યાં પડેલોજ દાવ પાશેરો પડતો હોય ત્યાં બીજો દાવ ખેલવાની ઉપાધિ કોણ પોતાના માથા ઉપર વહોરે? લહેરૂના આ રસ્તે કટકે કટકે કરીને રૂપિયા ત્રણ હજારથી વધારે ખલાસ થયા. લેલાંને માટે જે કાંઇ ઝવેરાત ખરીદવાનુ હતું તે અધર લટકી રહ્યું! ભવાની અને શકરો જાણતા હતા કે હવે લહેરૂની પાસે જુજ રકમ રહી છે. શકરાએ આગાઉથીજ કહી દીધું હતું કે હવે તમારે નામે સોદો કરવામાં નહિ આવે. હમણાં થોડા દહાડા બજારનો વળ અવળો છે. લહેરૂએ આ વાત ખરી માની. બજારનો રસ લાગેલો એટલે લહેરૂ કલાક બે કલાક જતો ખરો; પણ શકરાની આફીસમાં કામકાજ વગર બેસતો. ચ્હા, ચેવડો તથા આઇસક્રીમની પ્લેટને વધાવી લેતો. હનીડયુની એકાદ ઠળી પણ ખાલી કરતો.

બહુ, ભવાની તથા શકરાએ આટલેથીજ હમણાં બીડું કરીને માની લીધું હતું. આમાંથી બહુને દશ આની, ભવાનીને ત્રણ આની તથા શકરાને ત્રણ આનીનો ભાગ મળ્યો હતો.

શકરાએ એક જોશીની જોડે પણ સંબંધ રાખ્યો હતો. આ જોશી મહારાજ અવાર નવાર ઓફીસમાં આવતા અને ગપાટા મારતા. તે વાચાળ હતા અને ભવિષ્ય જાણવાનો ભારે આડંબર રાખતા. લહેરૂ દેશમાંથી રકમ મંગાવવાની તઇયારી કરે તેને માટે આ જોશીરાજે શકરાના કહેવાથી તેને પાછો ઉશ્કેરવા માંડયો હતો. તે લહેરૂને એમ સમજાવવા લાગ્યા કે હમણાં ગ્રહ સારા નહોતા અને તમે સોદો કરવા માંડયો તેથી તમને નુકશાન થયું. હવે ગ્રહ સારા છે. જરૂર તમને અણધાર્યો ઘણો લાભ થશે.

ભવાનીએ તો લહેરૂને શકરાનેજ ભળાવ્યો હતો. તે પોતે ક્વચિતજ અહીં હાજરી આપતો અને પોતાનું હંમેશનું કામ કર્યે રાખતો. આજ લહેરૂ એકલો જ ફરવા નિકળ્યો હતો. રસ્તામાં તેને પેલા લાલચંદ (લોભીદાસ) શેઠ મળ્યા.

"કેમ લહેરૂચંદ! તમે હજી મુંબઇમાંજ છો? ભલા માણસ! આટલા દહાડામાં મને પાછા મળ્યાજ નહિ? તમે ક્યાં ઉતર્યા છો તેની પણ મને ખબર ન આપી? જો મને ઠેકાણાની ખબર હોત તો હું પોતે તમારી પાસે આવતઃ બોલો! હમણાં તમે શા કામમાં રોકાયા છે.?"

"આપ જાણો છો કે અમે બેય મુંબઈ જોવા આવ્યાં હતાં. આપને ઘેર ઉતર્યાં હતાં. વચ્ચે એક બીજા ઓળખાણવાળા મળી ગયા. તેને ઘેર અમે રહયાં છીએ. આખી મુંબઇ જોઇ. હાલ જરા આ પાસેના ખાંડી બજારમાં જાઉં છું!"

"શું ખાંડી બજારમાં? સટો કરો છો? ગુમાવ્યું કે કાંઇ કમાયા? આવો રસ્તો તમને કોણે બતાવ્યો? ચાલો, ચાલો. જરા ઘર આગળ"

આ ગૃહસ્થ ભલે લોભી હતા અને એ પણ એક રીતે કહીએ તો દરેકની જુદી જુદી ખાસિયતનુંજ પરિણામ કહેવાય; પરંતુ તે પીઢ અને સંસારના પુરેપુરા અનુભવી હતા. મુંબઈની અંદર કેવી ચાલબાજી ચાલે છે તે રહસ્ય તે બરાબર જાણતા હતા. તેના મનમાં એમજ વસ્યું કે જરૂર આ લહેરૂ કોઈ ઠગારાની જાળમાં ફસાયલો હવો જોઈએ. કાચી બુધ્ધિનો આ જુવાનીયો ક્યાંક બાપે મેળવેલી પુંજી ખોઈ બેસશે! એક એવી કહેવત છે કે જેનો વિચાર પઇસો બચાવવાનો હોય તેણે લોભીનું અનુકરણ કરવું! આ લાલચંદ શેઠ લહેરૂને પોતાને ઘેર તેડી ગયા. એમણે યુક્તિથી લહેરૂનું હૃદય પારખી લીધું. આડુંઅવળું પુછીને બધી વાત કહાડવી. લેણાં વહુને પણ ભાવ પુછયો.

શેઠના મનમાં એમજ થયું કે લેણાં જેવું રમકડું કોઈ રહયું નહિ હોય. કદાચ રહયું હેય તો એટલું સદભાગ્ય. ગમે તેમ કરીને પણ વાણીઆના દીકરાને જાળમાંથી છોડાવવાનો તેણે એજ વખતે નિશ્ચય કરી લીધો.

"ભાઈ લહેરૂચંદ! એવા સટા ફટામાં તમે પડયા એ ખોટું કર્યું છે હો! તમારી વાત ઉપરથી તો જણાય છે કે એ તમારા નવા ઓળખીતા છે. હું તો જુના જાણતો હતો. જેની જાત ભાત આપણે ન જાણીએ તેને ત્યાં ઉતરવું અને તે પણ પોતાની વહુની સાથે એ ઠીક કહેવાય કે? તમે પાછા અહીં આવો અને

બે દહાડા મારે ઘેર રહીને વતનમાં ચાલ્યા જાઓ. જો તમે મારૂં નહીં માનો તો જતે દહાડે પરિણામ ઘણું માઠું આવશે.

"હું શું બ્હાનું બતાવીને તમારે ઘેર આવું ? હા કદાચ મારે વતન ચાલ્યો જાઉં એ બને તેમ છે; પણ અહીં તો આરાથી ન અવાય. એ લોકોને ખોટું લાગે.

"તમારામાં આટલી પણ સમજણ છે એ જાણીને હું રાજી થાઉં છું: ભલે મારે ઘેર ન આવો; પણ આવતી કાલેજ પરબારા ચાલ્યા જાઓ."

"હું એમ અચાનક ચાલ્યો જાઉં તો એ લોકોને ખોટું ન લાગે ? મારી એમણે ઘણી સારી મહેમાનદારી કરી છે અમને બેયને આખી મુંબઇ લગભગ દેખાડી તનું મને એક દોઢીયું નથી ખર્ચવું પડયું. નાટક, સીનેમાની ટીકીટોનો પણ એક પઇસો પણ નહીં ઉઠેર લે જો ભાવે ભણી ગયો."

"એમ ! શું કહો છો ? દિલના મહેટા ખરા ! એ નહીં આપણી ન્યાતના નહીં સગાં, નહીં સ્નેહી. એ લોકો તમારે માટે આટ આટલું હદ બહારનું કરે એનું કાંઇક કારણ તો હોવુંજ જોઇએ. આ સટ્ટા બજારમાં તમે તમારી મેળે ગયા કે એ તેડી ગયા ?"

"જેને ઘેર હું ઉતર્યો છું એમનો એક નહાનો ભાઈ છે. એનું નામ છે ભવાની."

"તમને પહેલ વહેલા ગ્રાંટ રોડ ઉપર નટકમાં મળ્યો. તેજ કે નહીં ? એ વાત તો તમે મારી આગળ કરી !"

"હા; એજ. એમણે મને બેય માર્કેટો દેખાડી. અમે શ્રાફબજારમાં આવ્યા. મમ્મા દેવીનાં દર્શન કરી બહાર નિકળ્યા, દરવાજાની સામે મેં ગિરદી જોઇ. મેં પુછયું કે આ લોકો અહીં શા સારૂ ભેળા થયા છે ?"

"પછી ?"

"એ ભવાનીએ મને કહયું કે અહીં કાચી ખાંડીનો સટો ચાલે છે. એ માણસ મને અંદર તેડી ગયો. મને મારૂં નશીબ અજમાવવાનું મન થયું. એ તો મને ના પાડતો હતો; પણ મારૂ મન ન રહયું."

"પછી ?"

"પછી એણે ડીપોઝીટનું મને કહયું. એક દલાલનો ભેટો કરાવ્યો. હું ડીપોઝીટ આપ્યે ગયો અને એ દલાલ મારે નામે વેપાર કરતો ગયો."

"બધુંય સમજી ગયો. નફા ટોટાની બાદબાકીમાં પડી તમે આ પર બધી રકમ ગુમાવી એમ ને ?"

"એ તો વેપાર છે. વચમાં નફો પણ થતો હતો, પણ નફા કરતાં ખોટનું પાસું વધી ગયું એટલે લેણી રકમો ભરવી પડી."

"ઘણું ઠીક થયું. એટલેથીજ છુટકો. એટલો, તમારા બાપનો રળેલો પઇસો પાપનો હશે તે ગયો ! હવે હું એક બીજું પુછું છું. ગ્રાંટ રોડ ઉપર, તમારી વહુને પણ નાટક જોવા તેડી જતા હતા કે ?"

"હા, એ પણ ત્રણ ચાર વખત આવી હતી."

"રતના પણ ?"

"હા, ત્રણ વખત. રવિવારે તો એકજ વખત અમે નાટકમાં ગયાં હતાં."

"જે થયું તે ભલું થયું. તમારા બાપનું એટલું પુન્ય કે તમને હું મળી ગયો ! જુઓ ભાઇ ! તમારી વહુ એક રૂપકડું છે હો ! આવાં રૂપકડાંને અજાણ્યાં ઘરમાં રખાય કે ? અહી ક્યાં ગઇ ? સાંભળે છે કે ?"

"સાંભળું કેમ નહીં ? તમે તો મને નથી દેખાડયું નાટક કે નથી દેખાડયું ચેટક ! એક વખત કોટને નાકે સુકન્યા સાવિત્રીનો ખેલ દેખાડયો હતો. તેય કોઇ તમારા ઓળખીતાએ બે ટીકીટ મોકલી હતી ત્યારે !"

"એમ કાંઇ પઈસા હરામના છે કે આપણે નાટક ચેટક જોતાં ફરીએ ! એ તો આ લહેરૂભાઇ જેવાનું કામ ! આજકાલના જુવાનીયાને શરમ નથી આવતી કે પોતાની બઇરીને આમ વેશ્યાનો વેષ લેવડાવીને પોતાની જોડે ફેરવે ! અને વળી તેની સાથે બે બદામના સાવ અજાણ્યા અને છેલછબીલા પણ હોય ! શું જમાનો આવ્યો છે ! હાથે કરીને લોકો પોતાની બઇરીને ભડકાવી મેલે છે !"

લહેરૂ તો આ ધણી ધણીઆણીની વાત સાંભળીને ટાઢો શીતળજ થઇ ગયો ! તેના મનમાં ઉગી આવ્યું કે શેઠની આ વાત સાચી છે.

"જોયોને લહેરૂભાઇની વહુનો વેશ ! આખું અંગ દેખાય એવાં તો ઝીણાં કપડાં પહેર્યાં છે ! એનાં કાનનાં લોલક જોયાં ?" શેઠની વહુએ કહયુ.

"લોલક નહીં પણ એરીંગ ! તું એમ કહે છે કે આખું અંગ દેખાય એવાં ઝીણાં વસ્ત્રો પહેર્યાં છે એમજ કહની કે એ બાઈના આ વરજીએજ એ બાઇશ્રીને એવાં લુગડાં પહેરાવ્યાં છે. જુવાનિયાને આવું આવું ગમે પછી બઇરૂં તો એ પ્રમાણે વર્તેજ તો ! હદ છાંડી દયે તો એને પછી કોણ કહે ? લહેરૂભાઈ ! આ તમારી એકલાની વાત નથી હો ! હમણા એવો વાયરો ચાલ્યો છે ! પ્રભુ લાજ રાખશે તેમાં રહેશે."

લહેરૂની કર્ણેન્દ્રિય ઉઘડી ગઇ. તે વિચારમાં ઉંડો ઉતરી ગયો. લહેરૂ થોડો જ પોતાની બઇરીનો ભડવો હતો ? માત્ર ચાલતા જમાનામાં મોહમાં અંજાઈ રહયો હતો. દુનીયાદારીનું તને ભાન નહેતું. આ બેયની વાતે. ઉપરથી થોડું ઘણું આવ્યું.

"તમે તમારૂં સંભાળીને બેઠા છો અને ભલે તમને લોકો લોભી કહે; પણ ખરે વખતે તમે કોઈનું કામ પણ કરી આપો છો. આ લહેરૂભાઇને તમે જો છોડાવશો તોજ છુટશે. લહેરૂભાઇ તો નાણાંથી ઘસશે પણ પેલી ભલી ભોળી લીલાવતીનું કેમ ?"

"શું એનું નામ લીલાવતી છે ?"

"હા, લીલાવતી છે. એ મને કહેતી હતી કે મારૂં મુળ નામ લીલાવતી છે !"

"ત્યારે આવું મુસલમાની નામ કેણે પાડયું ? આપણામાં લેલી કે લેલાં નામ તો હોય નહીં !"

"પાડયું એના આ વરજીએ ! માફ કરજો હો લહેરૂભાઇ ! અમારા પેટમાં બળે છે તો આટલું કહેવાઇ જવાય છે !"

લહેરૂ તો શરમનો માર્યો નીચું જ જોઈ રહયો !

"લહેરૂભાઈ! જે બન્યું તે બન્યું. તમે ઉતર્યા છો ત્યાંનું ઠેકાણું મને લખાવી દીઓ હું એક બે દહાડમાં પકકુ બહાનું બતાવીને તમને તેડી જઈસ.

લહેરૂએ ઠેકાણું લખાવ્યું અને ત્યાંથી મુંગોજ ઉભો થયો. જ કહ્યું બોલ્યો કે સાળવ્યો. તેના મનમાં તો લીલાવતીની જ ચિંતા ઉભી થઈ. તેને હવે જ સમજ પડી કે મતલબ વગર એ લોકોએ અમારી આટલી હદ બહારની સેવા ઉઠાવી નહી જ હોય.

"કેમ રસ્તો જોયો છે કે?" શેઠની વહુએ પુછ્યું.

"હા, જોયો છે."

લહેરૂ રસ્તે પડયો.

"આપણા મોટાનો જન્મ દીવસ કયારે છે?" શેઠે શેઠાણીને પુછયું.

"તમને ખબર છે ને ફરી કાં પુછો? પરમ દહાડે જ!"

"અવસર ઠીક નજીક આવ્યો છે. એ બહાને એયને અહીં તેડી અવીશું. તું પણ સાથે આવજે. ત્યાંનો રાહઘાટ તો જોજે!"

"ભલે, અવીશું. આવા કામમાં બે પાંચનું ખર્ચ થાય તો તે ભોગવવું, ગમે તેમ તો તે વાણીઆનો દીકરો છે. આપણે એમનું ઘરબાર વગી જોયું છે. લીલા વહુને કશીય ગતાગમ નથી. સાંભળ્યું છે કે સારા ઘરની દીકરી છે અને સારા ઘરમાં આવી છે."

"એ પણ શું કરે! જયાં આવો ધણી મળે ત્યાં એનો શો વાંક? હમણાં હું એક પુસ્તક વાંચું છું. તેમાં સાફ લખ્યું છે કે કનક એટલે ધન અને કાન્તા એટલે સ્રીની જે રક્ષા કરે તે ખરો ગૃહસ્થ. હમણાંના કેટલાક જુવાનિયામાં શો માલ બળ્યો છે! નથી સંભાળી શકતા પઈસો કે નથી સંભાળી શકતા પોતાની બઈરીને! જે સીધી હોય છે તેને પણ વાંકી બનાવી છે!"

"ભોગ એના! આપણે બધાયની જંજાળ કયાં કરીએ?"

શેઠ બહાર જાય છે. શેઠાણી ઘર કામમાં ગુંથાય છે.

## પ્રકરણ ૩૬ મું.

નંદલાલ, લીલાં તણી, હતી બરાબર જોડ;
રખડેલો, રખડેલની, જરૂર ભુલાવે ખોડ!

નંદલાલે ઘરને દેવાતાં તાળાંની તથા ટ્રંકની એમ બે ચાવીઓ નવી તઈયાર કરાવીને પોતાના ખીસ્સામાં રાખી હતી. લીલાં હમણાં બીકની મારી પેલી રાંડને ત્યાં જતી નહીં. તેણીને ભઈયાનો પણ પુરેપુરો ભય હતો. નંદલાલ અસુર સવાર આવીને ખબર કહાડી જતો. હાલમાં બધું સહીસલામત સમજીને તે કંઈક બેફિકરો ફરતો હતો; તો પણ લીલાં જેવી ઉતરેલ રાંડનો તે ઈતબાર કરે એમ તો હતુંજ નહીં. કોઈવાર જાસુસની પેઠે છાનો છાનો આવતો અને છાનો છાનો જતો; પણ શું લીલાં જેવી વંઠેલી આવી રીતે થર પડે તેમ હતી? થોડા દહાડા

આમ ઠરી ઠામ રહેવા પછી તેણીએ રસ્તો બદલ્યો હતો. મુંબઈમાં કુટણખાનાંનો ક્યાં પાર છે ? કાળજ ફુરી ગયો છે. અનીતિને રસ્તે ચાલનારી કીલાં જેવી સેંકડો સ્ત્રીઓ હાલ ચૌટે અને ચકલે પોતાનો હવસ પુરો પાડવા અગર પેટને ખાતર ફરતીજ રહે છે. ખુણા ખચકામાં તો વળી જુદી !. કીલાંની એક બીજી ઓળખીતી કુટણી હતી. ગાળે ગાળે તેણી લાગ જોઈને ત્યાં જતી અને પોતાનું કાળું મહોડું કરી આવતી !

નંદલાલના મનમાં આ ભોપાળું ઉઘાડું પડયા પછી એટલું તો આવી ગયું હતું કે તેણીની પાસે ધારવા કરતાં વધારે રકમ હોવી જોઈએ. બીજું તે એમ પણ ધારવા લગ્યો કે આ તેનો ધંધો જુનોજ હોવો જોઈએ. પોતે કાંઈ કીલાંને પરણ્યો તો નહોતો. તે તેની રખાત હતી. પરણેલી હોય કે રખાત હોય પણ એક મર્દ તેણીનું અપચરિત્ર સહન કરી શકતો નથી. નંદલાલના સંબંધમાં પણ આવુંજ બન્યું.

આજ તે ઘર આગળ આવ્યો હતો. જમ્યો અને કીલાંની પાસે નિરાંતે બેઠો. હસીને તે બોલ્યો.

"જો સાંભળ. આવતી કાલે મારે કંઇક જરૂરના કામને માટે બહાર ગામ જવાનું છે. એકાદ અઠવાડિયું તો લાગશેજ લાગશે. ઘરની સુરત રાખજે. આજ કાલ વખત બહુ બારીક છે અને અહીં આગળ તો ઘણું કરીને બધાં હલકટજ રહે છે. નહીં ને કોઈ લોટોઝોટો વાળી જશે તો તેની જવાબદારી તારે શિર રહેશે. સમજી કે ?"

"હં, સમજી. હું તો ક્યાંય નથી જતી કે નથી આવતી. હું ભલી અને ઓરડી ભલી. આ તો શું કરૂં કે નળ રહ્યો ભોંય તળીએ એટલે ન છુટકે પાણી ભરવા જવું પડે. તેય પણ હુ તાળું મારીનેજ જાઉં છું. તમે પણ કાતરિયું એવું લીધું છે કે કોઈ આવીને મને મારી નાંખે તેય ખબર ન પડે. હમણાં તો તમે કોઈ કોઇ વખતજ આવો છો. આટલા દહાડા તો જેમ તેમ કરીને કહાડયા પણ આ આઠ દહાડા મારા શ્યે જશે તેનો વિચાર કર્યો ? આઠ દહાડામા ત્રણ ચાર વખત તો આવતા આ તો સળંગ આઠ દહાડા ! માડી ! તમારા વિના હું અહીં તો બી મરૂં છું ! દિવસે તો જાણે ઠીક. કોઇ બઇરૂં પણ તળેથી આવે; પણ રાત્રે તો મારો જીવ ફડકલાં મારે છે હવે !"

"મારતોજ હશે. આ બાજુએ ઘણા ખરાં હરામી હલાલીજ વસે છે. હું બધુંય જાણું છું; પણ શું કરીએ ? મુબઇનાં ભાડાંએ આપણા જવાં ગરીબોનો દમજ કહાડી નાખ્યો છે ! આટલાં કાતરિયાનું ભાડું પણ આઠ રૂપિયા ! હમણાં વળી નવું બીઝનેસ ખોલ્યું છે. જો નશીબ યારી આપશે તો સારા લત્તામાં કોઇ હવા ઉજાસવાળી જગ્યા રાખવાનો મારો વિચાર છે."

"એમ થય તો પછી મારે સોનાથી પીળું પણ શું ? હું તો તમારે આશરે પડી છું. આ કાતરિયામાં લાવીને નાંખી છે તો ત્યાં રહી છુ. જો સારી જગ્યામાં લઇ જશો તો ત્યાં રહીશ !"

"જોઉં છું હવે શું થય છે તે."

નંદલાલ ગયે અને પોતે આઠ દહાડા માટે છુટી થઈ એમ કીલાંએ માન્યું. નંદલાલ પરગામ જવાનોજ નહોતો એવું તો પોતાનો ભેદ પાર ઉતારવા માટે આ બહાનું જ ઉભું કર્યું હતું. કીલાંને નંદલાલે ખરેખર ઠગી હતી.

કીલાંએ બીજે દહાડેથી પેલાં બીજાં કુટણખાનાંમાં જવાનું શરૂ કર્યું. હવે તેણી નિર્ભય થઈને નિયમિત જતી. નંદલાલ સારી પેઠે સમજતો હતો કે જેને જે ટેવ પડી છે તે આમ ઢીલી દોરી મુકવાથી કદીં છોડે નહિં. તે ક્યાંક છુપો રહીને દેખરેખ રાખતો હતો. બે ત્રણ દહાડા તો તેણે એમજ જવા દીધાં આજ પણ તેણે કીલાંને સરકતી જોઈ! લાગ જોઈ તે ઘર આગળ આવ્યો. તાળું ખોલી ઘરમાં પેઠો અને ટ્રંક ઉઘાડી. અંદરથી દાગીનાની નહાની પેટી તથા રોકડની કોથળી કહાડી લીધી, ટ્રંક ઉઘાડી રાખી અને પછી, ત્રોડેલું તાળું નકુચામાં લટકતું મુકી ત્યાંથી એકદમ ચાલતો થયો! હવે નંદલાલને જાસુસીનું કામ કરવાની જરૂર જ ન હોતી. તે મહોડું શાનો દેખાડે? આ રસ્તે આવવાનું તેને બાકી રહેલા દિવસોમાં કારણ પણ શું? તે પેલા ભવાનીની ઓરડીમાં પેઠે. પોતે જે પેટીમાં પોતાનાં ફેન્સી કપડાં રાખતો હતો તેમાં આ અવેજને પધરાવ્યો અને પોતાને કામે વળગ્યો. ભવાનીની ઓરડી આગળ નિર્જનતા હતી. તે ચલી ખીચો ખીચ હતી એટલે ત્યાં ચોરીનો ભય જ નહોતો. વળી આ ભવાની જેવા ફુકકડભાઇની ઓરડી એટલે તેની સામે નજર પણ કોણ કરે? સર્વ કોઈના મનમાં એમ કે ઓરડીમાં કશો દમ જ નથી! આ બધું કામ નંદલાલે કલાક સવા કલાકમાં જ આટોપી લીધું!

નંદલાલ ગયા પછી લગભગ બે કલાકે કીલાં ઘર આગળ આવી. જેવી આવી તેવું જ તેણીએ તાળું ત્રુટેલું જોયું. હાંફળી હાફળી જ્યાં અંદર પેઠી ત્યાં ટ્રંક ઉઘાડી દીઠી! હાય હાય! શું કહેતા તા' એવુંજ થયું! મારૂં સર્વસ્વ ગયું! એકદમ છાતી કુટવા લાગી અને પછી માથે હાથ દઈને રોવા બેઠી. નીચે રહેનારાં માણસો ઉપર ચડી આવ્યા. મર્દ તો એકજ હતો; પણ બાયડીઓ બે ત્રણ હતી. સૌએ રડવાનું કારણ પુછ્યું. કીલાંએ ચોરીના ખબર આપ્યા. ઘડી બે ઘડી હો હો થઈ રહ્યો. સઉએ પોલીસને ખબર આપવાનું કહ્યું અને પછી વેરાઇ ગયા. કીલાં બે હોશ થઈને પડી. કીલાંએ કોઇથી સારૂં તો રાખ્યું જ નહોતું. પાણી ભરતી વખતે તેણી સર્વ કોઈની જોડે લઢતી. અહીં કીલાંનું કોણ હતું કે તેણીને આશ્વાસન આપે? કીલાં પોલીસને પણ શું કહે? આ દાગીનાની પેટીમાં પોતે ચોરેલો માલ પણ હતો.

## પ્રકરણ ૩૭ મું

જસુ મનમાં બેઠો હતો, પરિચિતનો વિશ્વાસ;
તરતજ તેણી ગઇ હતી, માંણુ વર્ધિની પાસ.

જસુના મનમાં માંણુ વર્ધિ ભરાઈ રહ્યો હતો, તેણીને કે હવાય; અને

ત્યાંથી પાછી વળી હતી; તો પણ માંજુ વઈદનું મ્હોડું જોવા લલચાતી હતી. આજ પણ તેણી પેટમાં દુખવાનું બહાનું કહાડીને ગઈ હતી. આ વખતે નવનિધ મેડી ઉપર હતી. નવનિધને ખબર નહોતી કે જસુ ઘરમાંથી નીકળી ગઈ છે. નવનિધ નીચે ઉતરી તેણીએ જસુને ઘરમાં જોઈ નહીં હીરા શેઠાણી એકલાંજ હતાં.

'બાઇજી ! મ સીજી કયાં ગયાં ?'

'પેલા વઇદને ત્યાં કાંઇક ઓસડ લેવા ગઈ છે.'

'સાસુજી ! તમે બહુ ભોળાં છો. માફ કરજો; પણ તમને હજુ કેટલીક વાતની તો ખબરજ નથી. તમેજ કહેતાં હતાં કે વહુ ! જસુ ભલે તારી માસીજી થાય અને ભલે સાસુને ઠેકાણે તું તેને માન; પણ લીલો સાઠો છે હો ! તુ. એની સરત રાખજે. આ બધું તમેજ મને કહેલું અ.જકાલ સુબઇની શી સ્થિતિ છે તે તમે જાણો છો ? હું કોઈ વાર કમળા કાકીને ત્યાં જાઉં છું ત્યારે છાપું વાંચું છું. એમાં ઘણાય અનવખા બનાવો બન્યાના દાખલા આવે છે. માસીજી છે દેખાવડાં, રસ્તામાંથી કોઇ લુચ્ચા લફંગા ઉપાડી જશે તો ખોટું આપણું દેખાશે!'

'વહુ ! આ તારી વાત તો સૌ વ સાચી છે હો ! જસુને જોઇને કાણુ જાણે મને પણ શું નું શું થઈ જાય છે ! હમણાં તો તેમા ઓળખાય નહિં એવી થઈ ગઇ છે. એના કરમમાં આવો બાળ રંડપો કયાંથી આવ્યો ! કાયા તો જરાય કરમાણી નથી. ઉલટી ફુલવા માંડી છે. મને એની દયા આવે છે મને પુછયું કે ઓસડ લેવા જાઉં ! મેં હા કહી એટલે ગઈ. હવે જયારે મારી પાસે આ પ્રમાણે જવાની રજા માગશે ત્યારે હું તારૂં નામ લઇશ. ઘણુંય મેં ઘાટીને મોકલવાનું કહયું હતું; પણ એ માની નહિં પોતેજ ગઇ.'

'સાસુજી ! હુ એક બીજી વાત કહું ? માસીજી જેવું જુવાન બઇરૂં આમ વઇદને ઘેર એકલું જાય એ પણ સારૂં નહિ !'

'હું યે સમજું છું કે સારૂં નહિં ! હવે તો મેં તનેજ કહી દીધું છે કે તારે જ એની દેખરેખ રાખવી. તું કહીશ એમ એ કરશે. વચમાં હું નહીં !'

'તમેંય પકકાં છે: બાઇજી ! એમ તો કરશોજ ના. તમે ના હા કરો તે ઠીક ગણાય. હું ઠરી વહુવારૂ. હું માસીજીને ના પાડું તો એક તો જાણે મહોટે શાંની મર્યાદા ઓળગી કહેવાય અને બીજી રીતે હું તેની નજરમાં અળખામણી થઇ પડું ! કેમ ખરૂં કે નહીં ?'

'બાઇ ! અમે તો હવે ખાઇ પીને ઉઠયાં. ઘર તારૂં ને બાર તારૂં. ચાલ્યાં જઇશું તો પછી શું કરશે ? આ તો પીયર સાસરામાં કોઈ નથી એ લે વળી આહિ રહી છે. જે આશરે પડયું તેને સંભાળવનું તો ખરૂંજ તો ! પામતાં પહોંચતાં છીએ તો આવી છે !'

'ભલે આવ્યાં. બિચારાં બહુ ભલાં છે રાંક સ્વભાવનાં છે. મને તો ઉલટો એનો ટેકો છે. હજી એને કેટલીક ગતાગમ નથી. માસીજીને ઠેકાણે જો કેઈ

બીજું હોય તો આમ એકલું જાય નહીં મને તો એ એકલાં જાય છે અને જોડે કોઇને નથી લઇ જતાં તેથી પેટમાં ફાળ પડે છે !'

'પડેજ તો ! લાજને માર છે વહુ !'

'એ તો છેજ તા !'

'હજુ સાસુ વહુની વચ્ચે આવી વાટાઘાટ ચાલતી હતી ત્યાં તો જંમુ પણ આવી પહોંચી.

'લે આ જમુ આવી. તારે જે કહેવું હોય તે કહે.'

'મારે શું કહેવાનું હોય ! માસીજી ક્યાં નથી સમજતાં !'

'જમુ ! સમજી કે ? હવે આગળ જેવી મુંબઇ રહી નથી. વાડ વાડનાં અને ઘાઠ ઘાડનાં ભરાયાં છે ! આમ તું એકલી જાય ને કોઇ હરામખોર ગલી કુચીમાં મળ્યો તા તારા શા હાલ !

'સમજ્યાં કે માસીજી ! વખત બહુ બારીક આવ્યો છે. આપણો પુરૂષ વર્ગ નબળો છે. જયારે એમાંના પણ ધોળે દહાડે લુંટાઇ જાય છે ત્યારે તમારાં જેવું એકલ ડોકલ બઇરૂં ભોગ જોગે કોઈ લબાડના હાથમાં સપડાયું તો પછી શું કરે ? મારો વિચાર તો એવો છે કે એકલા જવુંજ નહી. સાથે ઘાટી કે ભઇયાને લઇ જવો.'

'તુંયે ઠીક છો વહુ ! હવે તો કયાંક કયાંક ભઇયા અને ઘાટીમાંથી પણ રામ જાય છે ! ઓળખીતો જેવી રીતે કડોડે ચડાવી દયે એવી રીતે તો અજાણ્યો માણસ પણ ન ચડાવે લે ! હા હજી બે ચાર જણીઓ સાથે મળીને જાય એનો મારગ નોખો છે. આ આપણે ઘેર ઓલી કંકુ આવે છે એ પાંચને પુરી પડે એવી છે હો !

'ભલે સાસુજી તમે એમ કહો; પણ બે પાંચ મવાલી ગુંડાઓની આગળ અબળાઓનું શું ગજું ?'

'નહીજ તો વળી. તારા સસરાજી મને બહુ વાર કહે છે કે જે બીક છે તે જર અને જોરૂની છે. કજીએ કંકાસ પણ એનોજ છે. મેં એનો અરથ પુછયો તો એમણે મને કહ્યું કે જર એટલે નાણું અને જોરૂ એટલે બાઇડી.'

'ખરી વાત છે મારા સસરાજીની. આપણે આપણું સંભાળીને રહીએ તો કોણ આપણી સામે આંગળી પણ ચિંધી શકે ?"

'આ તારા વરને પાછલા દાદરની પાછી તેજ કુંચી અપાવી. કોણ જાણે કયારે આવે છે અને કયારે જાય છે ! એ મોડા આવે છે ત્યારે મારો જીવ તો પડીકે બંધાય છે લે ! મોટાં જોટાંને શું કહેવાય ? મોઢે ચડાવેલો એટલે પરાણે છાતીમાં મુઠી મારીને બેસી રહેવું પડે છે.'

જમુ ઉભી ઉભી સાંભળી રહી. નવનીધ પણ ચંપકની વાત ગળી ગઈ. જમુની આંખોમાં જળ ભરાઈ આવ્યાં હતાં. હીરાં શેઠાણી જોઇ રહયાં.

'માસીજી ! આમાં ખોટું લગાડવાનું નથી હો ! સાસુજી જે કહે છે તે

ધ્યાનમાં રાખવાનું છે મારે અને તમારે. આમ ગળગળાં શા માટે થાઓ છો? ફડીકાં લાવ્યાં ને ?'

'વઇદજ ક્યાં હતો કે લાવું! ઠાલી ગઇ અને ભુલી આવી.'

'થયું હવે. વઇદયનાં તે વળી ઠેકાણાં હોય! દવાખાનું તો ઉઘાડું હતું ના?'

'નારે ના! બંધ હતું. પોતે એકલાજ છે. હાથ નીચે કોઈ માણસજ નથી રાખ્યું."

'હોય. કોઈ વઇદ એવા પણ હોય. મને તો લાગે છે કે એને કોઈનો વિશ્વાસ નહિં હોય. પ્રમાણીક કોક અને અધરથી ઉડાવી જનારાં ઘણાં. હું તમને એક બીજી વાત કરૂં? તમે એકજ વખત જમતાં જાઓ અને તેથ સારૂં ભોજન. તમારા પેટનો દુખાવો રહેશેજ નહીં. અને વઇદને ઘેર પણ જવું નહીં પડે. શરીર પણ ઘાટમાં આવશે. અને તમે હળવાં ફુલ જેવાં તથા ફુર્તીવાળાં થઇ જશો.'

'હા, હા જસુ! એમજ કર. નવનિધ વહુ ઠીક કહે છે. આપણા ઘરમાં એની નજર પહોંચે છે એવી કોઇની નથી પહોંચતી.'

'બાઇજી! એવું તો કાંઇજ નથી. તમારાથી હું ક્યાંની ડાહી! એમ તો માસીજીને માટે મેં ભાગવતનું પુસ્તક મંગાવ્યું છે. માસીજી ઘડી બે ઘડી નીરાંતે બેસીને એનું રટણ કરે તો આખું જીવનજ બદલાઇ જાય! ગુજરાતીમાં કેવુ મજેનું ભાષાન્તર કર્યું છે! મન પરોવીને વાંચશે તો રસની રેલીઓ ઉભરાઈ જશે અને પછી બીજી સંસારની નકામી કુથલી પણ નહિં ગમે.'

'વહુ! આ તેં ઠીક કહયું. જસુ મારી આગળ બેસીને વાંચે તો કેવું સારૂં! હું પણ સાંભળું! મારા જીવનું પણ કલ્યાણ થાય!'

'એ તો વળી દુધમાં સાકર! માસીજીને અને તમને એ એટલું તો મીઠાશ વાળું લાગશે કે કાંઇ કહેવાની વાત નહીં, બાઇજી! મે મારા પીયરમાં બે વખત વાંચ્યું છે. એથી આપણું મન પવીત્ર થાય છે અને અંતરના અનેક પ્રકારના સંતાપો મટી જાય છે. તમારૂં પણ હવે ઉતરતું પાણી કહેવાય મેં તો એમ સાંભળ્યું છે કે જેના ઘરમાં ભાગવત વંચાતું હોય તેના ઘરમાં જે સંકટ આવ વાનું હોય તે પણ અટકી જાય છે."

'જસુ! સાંભળ્યું કે? ત્રણથી ચાર સુધી તારે મારી પાસે બેસીને આવતી કાલથીજ વાંચવાનું છે હો!"

"ભલે હું વાંચીશ; પણ મને નવનિધ વહુની પેઠે સમજાવતાં નહીં આવડે. હું કાંઇ વહુ જેટલું ભણી છું?"

"એમ તો કોઈવાર હું પણ બેસવાની! હવે હવે છે કાંઈ?"

"વાહરે વહુ! મારી જસુને એટલી મેલાપ જો તું આપે તો પછી રંગજ રહે ના! ચાલો! આજ આ પણ ઠીક થયું. નવનિધ તો નવનિધજ છે! નવનિધ ને અસ્ટમા સીધ! ભલે મારો ચંપક બોલીઓ ઢોલીઓ રહયો પણ મારી વહુ તો ઘરનું જાણે અજવાળું!"

"બાઈજી ! એવું મારામાં તે શું છે કે તમે મારાં આટલાં બધાં વખાણ કરો છો ?"

"અમે તો વખાણ કરીએ અને વખોડીએ પણ ખરાં. જેવું દેખીએ એવું કહીએ. સારૂં દેખીએ તો સારૂં કહીએ અને ખોટું દેખીએ તો ખોટું કહીએ. આ ભાગવતનું તેં ઠીક બતાવ્યું. એમાં કાયાનું કલ્યાણ છે."

"બાઈજી ! મારા સસરાજી આવે છે. કોઇ માણસને સાથે લઈને."

"કયાં ગઈ ? તું કયારની કહયા કરતી હતી કે એક વધારાનું માણસ રાખો તો ઠીક. મને પણ એ વાત રૂચી હતી. ખોળતો હતો પણ જોઇએ તેવો મળતો નહોતો. આજ આપણો સેવકલાલ આને લઇ આવ્યો અને મેં રાખી લીધો. બજારૂ બધો કારભાર તારે આનેજ હવે સોંપવાનો. કાચો હિસાબ એ રાખશે અને પછી પેઢીમાં નોંધાવશે. સમજી કે ?"

"હા સમજી. તમે મારૂં કહેવું ધ્યાનમાં રાખ્યું ખરૂં."

"ધ્યાનમાં ન રાખીએ તો ઘર કેમ ચાલે ? છે નવોસવો; પણ છોકરો બહુ સારો છે. વળી વાણીઆનો દીકરો છે. એનું જમવાનું ઘર આગળ છે હો ! અહીં જમશે અને પેઢીની આગલી ચાલીમાં સુઇ રહેશે."

"એનું નામ શું છે ?"

"માજી ! મારૂં નામ તો કુલચંદ છે પણ હુલામણું નામ ટપુ છે !"

"શું ટપ્પુ ? બે અક્ષરનું નામ. ટુંકું અને ટચ !"

"તું ભલે ટપ્પુ કહેજે; પણ ઘરમાં વહુએ કે બીજા કોઈએ પણ ટપ્પુભાઈ કહીનેજ એને બોલાવવો. આપણા માણસનું માન આપણે વધારીએ તો વધે અને ઘટાડીએ તો ઘટે. આજ તમે તેને ટપુ કહો અને કાલ ટપુડો કે ટપુડીઓ કહો એ ઠીક ન કહેવાય."

"આ તમારી વાત સાવ સાચી છે. હું પોતેજ ટપ્પુભાઇ કહીશ; પછી એનું નામ બગાડનાર છે કોણ ?"

"માજી ! હું તો તમારો બાળક કહેવાઉં. તમે મારાં માવતર છો. ટપ્પુ કહો કે ટપ્પુભાઈ કહો એ મારે મન તો સરખું છે."

"જો ભાઈ ! સેવકલાલના કહેવાથી તને રાખ્યો છે. એને તું જશ અપાવજે. બધારાંઓનું કામ છે માટે ખબરદારી રાખજે. જે નમ્યો એ સૌને ગમ્યો."

"શેઠ ! એમાં મને કહેવું નહીં પડે."

"તો બસ. હવે હું જાઉં છું હો ! અહીંથી પરવારીને તારે પેઢીપાંજ બેસવાનું છે."

"ભલે બહુ સારૂં."

બાગુભાઈ ટપ્પુને મુકીને ગયા.

"હયો માસીજી ! કેવું ફાવતું થયું ? હવે તમારે બઈને ઘેરજ જવું નહીં પડે."

"એમાં એકલી જસુને શું ? એક માણસની તાણ પડતી હતી તે હવે મટી

આ છોકરો તો આપણો હાથ વાટકો થઈ પડશે. જા. ભાઈ! હમણાં પેઢીમાં બેસ. દહાડામાં બે ત્રણ વખત આવીને મને પુછતો રહેજે. સવારે તો શાકપાન લાવવાનું હોયજ. સાત અને આઠની વચ્ચે તારે આવવાનું સમજ્યો કે?"

"હા માજી. જાઉં ત્યારે?"

"હા જા."

"કેમ વહુ! ઠીક ના?"

"હાજ તો! કામ વગર વળી અહીં બેસાડવાનું ફોકટનું. પેઢીમાં હોય તો પેઢીનું તો કામ કરે! ચાલો માસીજી! રસોઈનો વખત થઈ ગયો. ટપુભાઈને માટે પણ નિપજાવવું પડશે."

## પ્રકરણ ૩૮ મું.

કનક અને કાન્તા કદી, રેઢાં નવ મેલાય;
અગાઉથી સમજ્યો હતો, એવું વિઠલરાય.

ઇન્દુનો વર વિઠલરાય જો કે ગ્રેજ્યુએટ હતો; તો પણ કનક અને કાન્તાને રેઢાં મુકવાં એ સારૂં કહેવાય નહીં એવી તેની માન્યતા હતી. ઈન્દુ આ વાત પ્રથમથીજ જાણતી હતી. તેણી આ કારણથી કોઈને ઉંબરે ભાગ્યેજ બેસવા જતી. શેઠના ઘરની જોડે જે નવો સંબંધ બંધાયો હતો તે હકિકત પણ ઈન્દુએ વિઠલરાયથી ગુપ્ત નહોતી રાખી. અથેતિ કહી હતી. વિઠલરાય એ ઉપરથી એટલુંજ સમજ્યો હતો કે શેઠાણીને દીકરી નથી તેથી એમણે આને દીકરી જેવી માની લીધી! શ્રીમંતોના અનેક મનોરથમાંનો તેણે આ પણ એક મનોરથજ માન્યો અને તેથી તેણે તે વાતને વધારે વજનવાળી ગણી નહીં. ઈન્દુએ પણ ભગુભાઈને ઘેર હમણાંજ અઠવાડિયામાં એક બે વખત જવા માંડયું હતુ. વિઠલરાયને તેનો હવે કશો વાંધો હતોજ નહીં.

આજ રવિવાર હોવાથી વિઠલરાય ઘરમાંજ હતો. ઈન્દુ પણ ઘરકામથી પરવારીને પોતાના પતિ આગળ આવીને બેઠી.

"કેમ પરવાર્યાં?" વિઠલરાયે હસીને ઇન્દુને પુછયું.

"હા, ઘરકામ પુરૂં થયું." ઈન્દુએ પણ હસીનેજ જવાબ આપ્યો.

"ત્યારે બીજું શું રહયું? રસોઇ સિવાયનું બીજું બહારનું કામ હમણાં સુધી તને કરવાનુંજ કયાં હતું? ગનું હતો તો ઘુટુ કામ કરતો હતો. તે દેશમાં ગયો. બે રૂપિયે ખોટો નહોતો. એવો કોઇ વિશ્વાસુ મળશે તો આપણે રાખીશું હો! તું પણ તજવીજમાં રહેજે."

"હું તો ધારૂં માંડીજ વાળો ના! કામ કેટલું ને વાત કેટલી?"

"એમ તો ના બને. રાખવો તો પડશેજ. પાણી ભરવાનું, વાસણ માંજવાનું અને કપડાં ધોવાનું તારાંથી નહીં બને. હું ત્રણ દહાડા થયાં જોયા કરૂં છું. તું થાકી જાય છે એમ પણ જાણું છું. નળે ઉપર જઇને પાણી ભરવાની તથા કપડાં ધોવાની પારાવાર અટપટ છે. ઉલટો બાઈરાં બાઈરાંની વચ્ચે કજીયા થાય છે. આ

દેશની અંદર ખુદ મરદો ડીસીપ્લીન જાળવી શકતા નથી તો બઈરાંઓ તો શી રીતે જાળવી શકે? ગઈ કાલેજ કેટલાંક બઈરાંઓની વચ્ચે મેં આવું દૃશ્ય જોયું હતું. નજીવી વાતમાં કારણ વગર કોઈની જોડે કલેશ થાય એ મને બીલકુલ પસંદ નથી. એ તો એમ છે કે જેનું જે કામ. મુંબઈની અંદર આવું કામ સીધી લોકોથીજ થાય. તમારા જેવાં બઈરાંઓથી તો નજ થાય."

"એમ કેમ? ધનવાનોની વાત તો છોડી દયો; આપણા જેવાંની કરો. કેટલેક ઠેકાણે છુટો ઘાટી હોય છે અને ક્યાંક નથી પણ હોતો. ગરીબને તો વળી નજ પાલવે!"

"જે દુઃખ છે તે સામાન્ય સ્થિતિવાળાનેજ છે. આવા લોકોને મોટેરાંનું અનુકરણ ભારે પડે અને જો તેઓ મધ્યમ પ્રકારે ન વર્તે તો મુંબઈનાં હવા પાણીને લીધે અથવા તો જે સમુદાયમાં પોતે રહેતાં હોય તેની રહેણી કરણીનું રીતસર પાલન નહીં કરવાથી વળી બીજાં કેટલાંક નુકશાનો પણ થાય છે."

ખરેખર એમજ છે. હું તમારા કહેવાનો હેતુ પુરેપુરો સમજી ગઇ. ગ્રામ્ય જીવનની વાતજ જુદી છે. આ શહેર તો રોગનુંજ ઘર છે. આ તો શું કરીએ કે નિર્વાહને માટે આવ્યા વગર છુટકો નહીં. દેશનાં લોકો એમજ વાતો કર્યા કરે છે કે મુંબઇમાં બઈરાંઓને કંઇ કામજ નથી. એ તપેલીઓ ચુલેથી ઉતારી કે પત્યું! ઉપલક નજરે તેમનું આ કહેવું સાચું જણાય છે; પણ મારા અનુભવ પ્રમાણે તે મને સાચું નથી લાગતું. ઘરનું બધુંય કામ કરવા બેસીએ તો કાં તો મારા જેવી મરવા પડે અગર તેમ ન થાય તો જે સમુદાયમાં આપણે રહેવાનું છે તે સમુદાયમાં નિંદાઇએ. દેશમા છેક આવું નથી."

"દેશની અંદર અનેક પ્રકારે બઇરાંઓને કસરતનો લાભ મળે છે. અહીંનું વાતાવરણ વિચિત્ર છે ગ્રામ્ય જીવન અને શહેરી જીંદગીમાં ઘણો ફરક રહ્યો છે. શહેરમાં ઘણે દરવાજે સાંકડ ભોગવવી પડે છે જાણે કે એક જાતનું કેદખાનું. દેશની અંદર તો આપણે શહેરમાં રહેતાં હોઈએ કે ગામડામાં રહેતાં હોઈએ; પણ આવી સાંકડ નહીં. ઘર આગળ ડેલી બંધ આંગણું પણ હોય. કોઇ પણ સગાં સ્નેહીને ત્યાં જવું હોય તો સહેલાઈથી જઇ શકાય. હવા ઉજાસને લીધે આપણું મન તાજું રહે અને શરીરમાં પણ તેથી સ્ફુર્તિ આવે. દુભાગ્યે દેશમાં હવે આગળ જેવો દુઝાણાંના યોગ નથી રહ્યો. દુઝાળાં ઢોરનો નાશજ થતો રહ્યો છે. પુર્વે ઘર આગળનું વલોણું બઇરાંઓનાં શરીરને કસવાનું મુખ્ય સાધન હતું. દિન ઉગતે દુધ, દહીં, માખણ, ઘી અને છેવટ છાશની પણ એથીજ પ્રાપ્તિ થતી. અત્યારની સ્થિતિ કેવળ ઉલટીજ છે. અહીં તો દળણું દળવાનું કે ખાંડવા ડોંચવાનું પણ કામ રહયું નથી."

"શું અહીંજ? મને પુછો તો દેશમાં પણ હવે ચક્કીઓ દાખલ થઈ ગઈ છે અને હવે સામટું અનાજ જ ઘરમાં કોણ રાખે છે? ગરીબનું તો જાણે સમજ્યાં; પણ સાધારણ સ્થિતિવાળા બે પાંચ પાલી મંગાવે અને ખાય! મેં તો દેશમાં પણ ઘણે ઠેકાણે આવુંજ જોયું છે."

"ખરેખર કાળનીજ બલિહારી છે ! કોઇ કોઇ આગલા વખતને સંભાળે છે અને કોઇ ચાલતા વખતની પ્રશંસા કરે છે. મને તો લાગે છે કે પુર્વનો સમય સારો હતો. આપણા જીવને શાન્તિ રહેતી. હવેનું જીવન અશાન્ત થઇ ગયું છે. શ્રમજીવી લોકોને પેટ ભરવું ભારે થઇ પડયું છે તો પછી આળસુ અને પરોપજીવીની તો વાતજ શી કરવી ? તારી પોતાની આગલી સ્થિતિ શી હતી ? અને હમણાં પણ શી છે ? જીવનકલહ તો એનો એજ છે. માંડ માંડ ભણ્યો અને આખર નિર્વાહને માટે આવવું પડયું મુંબઈમાં. બાપદાદાનું ઘર હતુ તે પણ છોડવું પડયું. માજીએ મને પેટે પાટા બાંધીને આટલું ભણાવ્યો. તારે ને મારે ખરી સેવા હવે એમનીજ કરવાની રહી છે. તારો બાપ કેળવાયલો એટલે તને મને કેળવાયેલો સમજીને આપી. આ પ્રતાપ પણ હું માજીના આશીર્વાદનોજ માનું છું. પિતાજી તો મને નહાનો મુકીને મરણ પામ્યા. એમની સેવાનો મને લાભ ન મળ્યો એટલો વળી અસંતોષ મનમાં રહી ગયો. એ પણ એક ભાવીજ."

"ખરેખર હું મને પોતાને ઘણી ભાગ્યશાળી સમજુ છું કે આવા ઉત્તમ વિચારવાળા તમે મને પતિ મળ્યા. આજકાલના અંગ્રેજી ભણનારા તો માબાપને ઉલટા ઉવેખે છે."

એકલા ઉવેખવાની વાત શું કરે છે ? મહોડુંજ ગમતું નથી એમજ કહેની !"

"અરેરે ! કેવો કઠણ કાળ આવ્યો છે ! જે માબાપે અસહ્ય કષ્ટો વેઠીને જેમે ઉછેરીને મહોટાં કર્યાં તેજ તેની સામે થાય એ પણ કેટલું અજુકતું !"

"કેવળ ભણેલામાંજ નહીં પણ હવે તો ન્યુનાધિક અંશમાં દરેક ઠેકાણે આવું ને આવુંજ જોવામાં આવે છે. કોઇ ભાગ્યશાળીને ત્યાં સીધે સીધું ચાલતું હશે. અત્યારે જુની અને નવી સંસ્કૃતિ વચ્ચે ઘણો ફરક પડી ગયો છે. આમ થવાનું મુળ કારણ આ દેશની પ્રજાને આપવામાં આવતી કેળવણીમાં રહયું છે અને જે લોકો કેળવણીથી વંચીત છે તે લોકો વળી બીજેજ રસ્તે વળે છે. આ લોકો સમજ્યા વગર ગમે તેનું અને ગમે તેવું અન્યનું આંધળું અનુકરણ કરે છે ! આ ચેપ માત્ર મરદોમાંજ નહીં પણ બઈરાંઓમાં પણ દાખલ થયો છે. આ દેશની પ્રજા પ્રથમ ધર્મનાં બંધનમાં રહીને ચાલતી હતી. હજુ પણ તેનો કેટલોક અંશ જ્યાંસુધી આપણામાં રહેશે ત્યાંસુધીજ આપણે થોડાંઘણાં પણ સુરક્ષિત રહીશું. આપણામાં વિજાતીય રહેણી કરણીનું કેટલુંક મિશ્રણ થતું રહયું છે. આ મિશ્રણને લીધે આપણી અધોગતિ થવા માંડી છે. આ અધોગતિ કાયદાથી અટકતી નથી. કાયદો તો માત્ર અપરાધીને શિક્ષા કરી શકે. ધર્મ તો અપરાધનેજ અટકાવે. કાયદા કરતાં ધર્મનો દરજ્જો આ રીતે ચડે છે. આપણુ અસ્તિત્વ ધર્મનું પાળન કરવાથીજ ટકી શકે."

"તે કેવી રીતે ?"

"આ તેં મને ઠીક પુછયું જો. સાંભળ. રાજાને પ્રજા પ્રત્યેનો ધર્મ અને પ્રજાને રાજા પ્રત્યેનો ધર્મ, માબાપનો પોતાનાં સન્તાનો પ્રત્યેનો ધર્મ અને સન્તાનોનો

માબાપ પ્રત્યેનો ધર્મ, પતિનો પત્ની પ્રત્યેનો ધર્મ અને પત્નીનો પતિ પ્રત્યેનો ધર્મ શેઠનો ચાકર પ્રત્યેનો ધર્મ અને ચાકરનો શેઠ પ્રત્યેનો ધર્મ. ગુરૂનો શિષ્ય પ્રત્યેને ધર્મ અને શિષ્યનો ગુરૂ પ્રત્યેનો ધર્મ. આ પ્રમાણે પાડોશી પાડોશી વચ્ચેનો સ્નેહી સ્નેહી વચ્ચેનો અને સંબંધી સંબંધી વચ્ચેનો ધર્મ પણ હોય છે. આવ જુદી જુદી જાતની ધર્મની અનેક પ્રણાલી છે. આ પ્રણાલી તરૂટીઓ. એટલું સંકટ હમણાં આટલાં બધાં જે સંકટો વધ્યાં તેનું કારણ આવી તરૂટીઓજ છે. આ તરૂટીઓમાં જેમ જેમ વધારો થતો હશે તેમ તેમ આપણાં સંકટો હજુ પણ વધવાનાં."

"આ તો તમે વ્યવહારના ધર્મોની યાદી આપી; પણ ઇશ્વર પ્રત્યેના આપણા ધર્મોનું શું ?"

"શાબાશ ! આ પ્રશ્ન બહુ અગત્યનો હતો. જે મહત્વની વસ્તુ મારી સ્મૃતિ માંથી સરી ગઈ હતી તેને તેં સજીવન કરી. જો એક પ્રભુનેજ પોતાનો સદાનો સાક્ષી માનીને વર્તે તો પછી જોઇએ પણ શું ? પણ શોચ આટલોજ છે કે માયિક મોહને લીધે એવું બનતુંજ નથી. સર્વ ધર્મની વ્યાખ્યાનો સમાવેશ ઈશ્વરી ધર્મ માંજ થઇ જાય છે. જો આખું જગત આ ઈશ્વરી ધર્મને અનુસરીને ચાલે તો સારા માઠા કર્મની થીઅરીનો નાશ થાય અને જે વિવિધતા રહી છે તે રહે નહીં. જે મેં વ્યવહારના ધર્મો વર્ણવ્યા તેમાં વિવિધતા ભલે હોય, પણ વિરોધતા ન જોઈએ. આ બધો કેલાહલ વિરોધતાનો છે, વિવિધતાના નથી."

'આ તો તમે મને ઊંડાણમાં લઈ ગયા. એમાં હું ન સમજી'

'હા, એમ છે ખરૂં જાણવું હોય તો જાણી લે ! હું તને તારો પોતાનોજ દાખલો આપું તું સ્ત્રી છે અને હું પુરૂષ છું. આપણું આ રીતે સામ્ય એટલે સરખાપણું નથી. આમ છતાં ધર્મને વચ્ચે લાવીને આપણે એક થયાં છીએ. સ્ત્રી પુરૂષ તરીકે તો વિવિધતા રહી છે; પણ જયાં સુધી આપણામાં વિરોધતા નથી ત્યાં સુધીજ આપણે પતિ પત્નીના રૂપમાં એકત્ર રહીએ છીએ. વરવા પરણવાની પ્રણાલી અને તેને અંગે વળગેલી ધાર્મિક ક્રિયાને લીધેજ આમ બને છે. જેટલી આ સંબંધમાં ધર્મની શિથિલતા તેટલીજ વિરોધતા. આ વિરોધતા પરસ્પરની નિર્બળતાને લીધે અથવા બેમાંથી એકની સહનશીલતાને લીધે જો કે ક્યાંક ચાલ્યા કરે છે; પરન્તું આવી સ્થિતિ શાંતિ આપનારી તો નથીજ રહેતી. સુધરેલા દેશમાં કાયદો હાથમાં લઇને લોકો આવો વિરોધ કદાચ ભલે નીવારે, પણ તેનો તેવો ભોગવટો કાયમનો રહેતોજ નથી. ખરેખરૂં ધર્મનું મહત્વ અહીંજ દેખાઇ આવે છે. ટુંકામાં એટલુંજ સમજી લે કે વિવિધતા વગર જગત વસ્યું નથી અને વસવાનું પણ નથી.'

'એમજ કહોની કે સર્વ કોઈ પોત પોતાનો ધર્મ આચરીને વર્તે તો વિરોધતાનું કારણુજ રહે નહીં; પણ મને કહેશો કે જયારે મનુષ્ય માત્રનો ધર્મ એક જ છે તો પછી લોકો આમ જુદી જુદી રીતે કેમ ચાલે છે ?'

'બુદ્ધિ કર્મને અનુસરીનેજ ચાલે. જેવું જેનું કર્મ તેવી તેની બુધ્ધિ. દરેકનું કર્મ કાંઇ એક સરખું નથી હોતું. કોઇનું સારૂં તો કોઇનું મંદું. સત્કર્મ કરવા વાળાં થોડાં, બહુ થોડાંજ મળી આવશે અને અસત્કર્મનાં કરનારાં અસંખ્ય. જેમકે મારો તારા પ્રત્યેનો ધર્મ તારૂં રક્ષણ અને પોષણ કરવનો છે અને તે ઉપરાંત તને સન્માર્ગે વ.ળવાનો છે. તારો મારા પ્રત્યેનો ધર્મ તો તું જાણે છે!'

'શું મારાથી તમને પુરેપુરો સંતોષ છે? મારે માટે તમ.રો આવોજ ઉંચો મત હોય તો એટલી હું ભાગ્યશાળી.'

'આ પ્રમાણે આપણે બેઉ સમજતાં રહીએ તો એનું ન.મજ વિરોધ વગરની વિવિધતા. જયાં એક એકનો મત એક એકથી ઉલટો હોય છે ત્યાં વિરે.ધ એની મેળેજ આવીને ઉભો રહે છે. કોઇ કેઈ ઠેકાણે પતી પત્ની ને વચ્ચે અપ્રત્યક્ષ વીરોધ હોય છે. કયક કયાંક ધારમીક માન્યત.ને આધારે પણ આવું બને છે. જો કે આપણે ઉચ્ચ કક્ષામાં પુર્વના કોઇ પુણ્યને યેગે મુકાયલા છીએ; તો પણ કેટલીક પ્રણ.લીને અંગે આપણામાં સામાન્ય મતભેદ હોય છે. તેં ઘણું વાંચ્યું છે અને તેનું મનન પણ કર્યું છે એમાંનું કેટલુંક તું ખુશ્બીપુર્વક પ.ળતી હશે. અને કેટલુંક અનીચ્છ.યે કેવળ મને અનુસરવા પુરતું પાળતી હશે!'

'એ તમે કેમ જાણ્યુ?'

'સહવાસ અને અવલેકનથી. તું અન્ય સ્ત્રીઓનું અનુકરણ કરવા પ્રેરાય છે; પણ તું મને સમજી શકી છે એટલે તેમ કરવાનું માંડી વાળે છે. સ્વતંત્રતા સર્વ કોઇને ગમે છે; પણ તેનું સ્વરૂપ અને પરીણામ કોઇકજ જોઇ શકે છે. મારા વીચાર પ્રમાણે પુરૂષોને પણ અમુક મર્યાદામાં રહેવું પડે છે. જે વર્ગને સ્ત્રીવર્ગ સ્વતંત્ર માને છે. તે વર્ગ પણ હું મારા પોતાના અનુભવને અવલંબીને કહીશ કે સ્વતંત્ર નથી. ધર્મની વાત છોડી દયો; તો પણ લોકલજ્જાનાં બંધનમાં તેને પણ બંધાવું પડે છે. જે મર્દો આ સીમનું ઉલ્લંઘન કરે છે તે કેવળ પોતાનુજ નહીં; પરંતુ પોતાનાં કુંટુમ્બનું પણ અહીતજ કરે છે. આ ચાલતા કાળમાં આવા પુરૂષોની સંખ્યા હદબહારની છે. જયારે પુરૂષો સ્વતંત્રતા ભેગવવા જતાં સ્વચ્છંદી બની જાય છે ત્યારે સ્ત્રીઓને માટે તો શુંજ પુછવું? વેળા કવેળાએ જયાં ને ત્યાં અને તેય પણ જેની તેની સાથે સ્ત્રીઓ ભટકતી રહે એ શું સારૂં છે? કનક અને કાન્તા આકર્ષક છે તેને રેઢાં મેલવાંજ નહીં! હું એમ નથી કહેતો કે એ વર્ગને ઘરમાં ગોંધી રાખવો. જયાં યેગ્ય લાગે ત્યાં ભલે જાય; તો પણ એમાંય બહું સાવચેત રહેવાનું છે. આપણે શાહુકાર જોઇનેજ નાણું ધીરીએ છીએ; પણ ચોરને નથી ધીરતા. સ્ત્રીને માટે પણ આમજ સમજવું. જેને આપણે શાહુકાર માનીને નાણું ધીર્યું હોય તે પણ દાનત બગાડે છે તો પછી રૂપાળી અને યુવાન સ્ત્રીને ફસાવનારા શાહુકારો ન મળે? નાણું કોઇ ચોરી જાય, લુંટી જાય કે ડાંઠાઇ કરીને ન આપે તે હજુ પાલવે; પણ પોતાની વહુ દીકરીનું હરણ થઈ જાય અગર શિયળ ભંગ થાય એ કેમ

પાંહવે ! આ કારણથીજ આપણા ઋષિમુનિયોએ સ્ત્રી જાતિને સ્વતંત્રતા અ.પ.વાની મના કરી છે. જે સ્ત્રીએ પોતાની કુળમર્યાદામાં રહેવું હોય, પોતાની સ્વાભાવિક લજ્જાનું રક્ષણ કરવું હોય તથા પોતાનું શિયળ બરાબર સાચવવું હોય તેણીએ કદી પણ અપરિચિત, નિર્મળ, લાલચુ, નિર્લજ્જ તથા પાખંડીના પડછાયામાં આવવુંજ નહીં."

"આ તો તમે સાવ સાચુંજ કહયું છે. ખરેખર હું કૃતાર્થ થઇ. કોઇ દહાડો નહીં ને આજજ તમારા મુખનું આટલું સાંભળ્યું એ લાભ મારે માટે જેવો તેવો નથી. જ્યારે જ્યારે તમને અવકાશ મળે ત્યારે ત્યારે તમે મને આવું ને આવું કહયાજ કરજો. હું ભલે વાંચું છું. એમાંનું કેટલુંક સમજું પણ છું; પણ તમારા જેટલું ઉંડું નથી સમજી શકતી. તમે બી. એ. સુધી પહોંચેલા છો અને તે છતાં તમારામાં સુધારાનો જરા જેટલો વા નથી!"

"કેમ હોય ? હાલ જેવો સુધારાનો અર્થ કરવામાં આવે છે તેવો સુધારાનો અર્થજ નથી. ખરી સુધારણા તો આપણી પ્રાચીન પરિપાટીમાં હતી. આ રહસ્ય હું તને જ્યારે મને વખત મળશે ત્યારે સમજાવીશ. હાલ તો જાઉં છું."

"ભલે જાઓ. મારે પણ નવનિધ ભાભીની જોડે કમળા કાકીને ઘેર જવાનું છે. આજ પેલી ગૌરી આવવાની છે. કમળા કાકી હજી તટસ્થ છે; પણ પેલી ગૌરી સુધારાની સાથી પણ છે. તે એક નહીં ને બે ડગલાં આગળ વધી છે."

"હજુ તને તે વિષેનું સમજાવવાનું ઘણું બાકી છે. તું મારૂં કહેવાનું સમજી શકે છે અને પ્રશ્ન પણ ઠીક પુછે છે. આથી મને સંતોષ થયો છે. કહેનાર મળે પણ સમજનાર ન મળે તો પછી પછી પરિશ્રમ મિથ્યાજ સમજવો."

"એમ તો ખરૂંજ તો!"

વિઠલરાય તથા ઇન્દુ સંકેત પ્રમાણે નિકળી જાય છે.

## પ્રકરણ ૩૯ મું.

પગ કંડો જામી ગયો, શેઠ તણું ઘર ઠીક;
કંકુ હૃદયમાં ના રહી, હવે કોઇની બીક.

ભગુભાઇ શેઠના ઘરમાં પેલી કુટિલ કંકુનો પગ કંડો હળવે હળવે હવે ઠીક ઠીક જામી ગયો હતો. હીરા શેઠાણી તો ભોળાં હતાં. જમુને તો પોતાની જુવાનીના તોર વગરની બીજી કશીય ગતાગમ હતી નહિં. તેણી તો કંકુને પોતાની ખરેખર શ્રેય જાણનારીજ સમજતી હતી. ફક્ત નવનિધને માટે એટલું આશ્ચર્યજનક હતું. કે તેણી પણ કંકુને નિખાલસ દીલની તથા ભલી બાઇ તરીકે માનવા લાગી હતી. પાડોશમાં પણ કંકુની સારી છાપ હતી. તેણીને અહિં સૌ કોઇ ચુસ્ત વઇષ્ણવડીના રૂપમાં ઓળખતાં. તેણીના ધણીને પણ એવાજ આચાર વિચારવાળો માનવામાં આવતો હતો. આ જોડલાંએ પોતાની જાત છુપાવી હતી. ધણી તથા ધણીઆણીએ પોતે કંઠીબંધાં મરજાદી વાણીઆ છે, એવી પુછનારને પોતાની ઓળખાણ આપી હતી. કોઇએ આ વાતમાં કદીય

સંશય આણ્યો નહોતો. સાંભળનારાઓએ એમ જ ધાર્યું કે એવી પણ કોઈ ન્યાત હશે !

આ લોકનું જુદુ જુદુ ધર્મ પાળવાનો દેખાવ કરી જાણતું. ખુદ કંકુ બે ત્રણ વખત ન્હાતી અને બે ત્રણ વખત દર્શન કરવાં જતી. કંકુનો ધણી લવજી પણ સવારમાં નહી ધોઇને કપાળમાં લાંબું ટીલું તાણી ઠાકુરજીની સેવા કરતો અને પછી જ પોતાને કામે જતો. લવજી શું કામ કરે છે તે વીષે પુછવાની કોઈને દરકાર હતી નહિં, કંકુએ ફક્ત મોઘમમાં પોતાના ધણીના કામકાજની વાત કરી હતી; પણ જમુને તેની થોડી જ પરવા હતી ! એ તો પોતાની જ પંચા-યતમાં પડી હતી.

કંકુ વઈષ્ણવ ધર્મનાં કેટલાંક કીર્તન પણ ગાઈ જાણતી. તેણીનો કંઠ સારો હતો જમુ પોતે દયારામભાઇની થોડી ગરબીઓ જ્યારે એકલી પડી હોય અને કોઇ ન હોય ત્યારે ઘરમાં બેઠી બેઠી પોતાના ચિંતાતુર મનને રીઝવવા ગાતી. નવનિધ કોઇ વાર આવી ગરબીઓ આઘી પાછી ઉભી રહીને સંભાળી લેતી; પરન્તું તેણીએ તે વાતનો કોઈ દહાડો જમુની રૂબરૂમાં ઈસારો કર્યો નહોતો. કંકુએ પોતાનો પગદંડો પુરે પુરો જમાવ્યા પછી જ હીરા શેઠાણી પાસે કોઇ વાર આવાં કીર્તનો ગાવાની શરૂવાત કરી હતી. બઈરાંઓને આવાં કીર્તનો પ્રતિ સ્વાભાવિક પ્રેમ હોય છે. હીરા શેઠાણીને "માતા જશોદા ઝુલાવે પુત્ર પારણે" આ ગરબો બહુજ ગમી ગયો હતો. હીરા શેઠાણીએ જમુને કહેલું કે કંકુની આગળ બેસીને તું આવું અવું શીખતી જજે. જમુને તો આટલુંજ જોઇતું હતું. નવનિધને પણ આવી થોડીક ગરબી મ્હોડે કરવાની મરજી થઈ આવી હતી. તેણી પણ કોઇ કોઈ ગરબી કાગળમાં ઉતારી લેતી અને મેડીમાં જઇને ગોખતી. જમુએ "મ્હોલે પધારો મહારાજ માણીગર મ્હોલે પધારો" એ પદ હમણાં બરાબર મ્હોડે કર્યું હતું.

કંકુ, જમુ તથા નવનિધને પોતાની જોડે દર્શન કરવા માટે તેડી જવાનો લાગ જોઈને આગ્રહ કરતી. કોઈવર આ આગ્રહમાં ફાવતી પણ ખરી. એક બે વખત તો આ બેઉને તેણી તેડી પણ ગઈ હતી જમુને એકલી પણ તેણી લઈ જતી અને તેમાં કોઇ વાધો લેતું નહિં. જ્યારે પોતાની જોડે જમુ એકલી હોય ત્યારે તેણીને, જો પેલો લંપટ લીલું શેઠ મળી આવે તો તેણી જમુ ન જાણે એવી રીતે તેને ઇસારો કરીને બતાવતી અને એ બહાને પછી લીલું શેઠને ઘેર એકલી જઈ આલાં બાલાં દઈને તેની પાસેથી અમુક રકમ પડાવતી. એક વાર એવો બનાવ બન્યો કે જમુ જ્યારે પોતાની જોડે હતી ત્યારે લીલું શેઠ તેણીને રસ્તામાં સામો મળ્યો. કંકુએ ઈસારો કર્યો અને તે જમુના ધ્યાનમાં કંઈક અંશે આવી ગયો. જમુએ પુંછ્યું.

"એ કોણ હતું કંકુ ? એ મારી સામે કેમ જોઈ રહયો ? અને તેં મારા તરફ આંખનો અણુસારો કરીને એને શું કહ્યું "

"અરે કંઈ નહીં રે કંઈ નહીં ! એવો વહેમ તે શું આણતા હશો ! એ તો હું એની માનું પેટ ચોળવા કોઇ કોઇવાર જાઉં છું. હમણાં નથી ગઈ. એણે મને કહ્યું કે આવી શકશો ? મેં કહ્યું કે આ સાથે છે એટલે કેમ આવું ! સમજ્યાં બા ?"

"હું ! એમ કે ? હવે સમજી. કંકુ ! તારોય પગ ઘણે ઠેકાણે છે હો ! આ પણ કોક શેઠીઓ લાગે છે."

"તમારાં બનેવી કરતાં પણ મ્હોટા છે. તમે એના ઘરનો ઠાઠ જોયો હોય તો છક થઇ જાઓ ! એવી એવી તો મને ઘણાયની ઓળખાણ છે. જોયોને ! કેવો વાંકડો ટેર છે ! પઈસો તો જાણે એને હાથના મેલ ! તમારી મરજી હશે તો હું તમને એને ઘેર તેડી જઇશ હો ! હજી દર્શનને વાર છે. રસ્તામાં વાત થાય નહીં. ચાલો આપણે એ અંદરના ભાગમાંજ બેસીએ.

બેય હવેલીના ચોકમાં બેઠાં. જસુએ પાછો સવાલ કર્યો.

"મારાથી એમ અજાણ્યા ઘરમાં કેમ અવાય ? આ તો તારો કોણ જાણે કેમ વિશ્વાસ આવ્યો કે એ લોકો તારી જોડ મને મોકલે છે ! નહિતર નવનિધ વહુ તો વાનો પણ વિશ્વાસ કરે તેમ નથી. હજી મારાં મ્હોટાં બ્હેન હો, હુંકારો ભણી જાય !"

"તમારે હું સાથે છું એટલે કોઇ જાતની ચિંતા ન કરીજ નહીં. તમારી નવનિધ વહુને પણ મારો વિશ્વાસ કેવો આવ્યો છે. તે તમે જુઓ છો ને !"

"કંકુ ! હું તને શી વાત કહું ? એક બે વખત વઇદને ત્યાં ગઇ તેમાં પણ મને વહુએ ઠપકો આપ્યો અને અપાવ્યો."

"એમ કરવામાં વહુ ખોટી નથી. એ તમને એકલાં જવા દયે પણ કેમ ? નહીંને કોઇ તમને રસ્તામાંથી ઉપડી જાય તો પછી તમે શું કરો ? અને કોને કહેવા જાઓ ? લાજનો ખપ તો સૌને હોય બા ! હા, હજી તમે તમારી મરજીથી કોઈને ત્યાં જાઓ આવો તેનું કોઇ પુછે નહીં"

"મારી મરજીથી કોઇને ત્યાં જાઉં આવું એટલે ?"

"શું બા ! મારા કહેવાનો અર્થ તમે સમજ્યાં નહીં ? એ તો પૃથવી ચોકખી છે તે આપણને સૌને હાલવા દયે છે ! તમે સંસારનો લ્હાવો તો લીધો નથી. એ તો મન છે, બગડે પણ ખરૂં.

જસુ કંકુના મ્હોડાનું આ વાકય સાંભળીને વિચારમાં પડી ગઇ. તેણી મનો ગત કહેવા લાગી કે શું કંકુ મારા મનને પારખી ગઈ હશે !

"એ તો મન છે. બગડે પણ ખરૂં. વાહરે કંકુ ! એ તેં મને શું કહ્યું ? શું મારૂં મન તું જાણી ગઈ છે ?"

"કેમ ન જાણીએ ? તમે મારી ઓરડીએ આવો, હું પણ તમારે ત્યાં આવું; સ્વભાવ ન જાણીએ ? એમ તો મેં તમને કેટલુંયે કહ્યું છે. આ બધું શું તમે ભુલી ગયાં ? અમે તો આંખમાંથી પણ વર્તી કાઢીએ ! સમજ્યાં બા !"

જસુ આટલું સાંભળ્યા પછી કંકુની આગળ એકદમ નરમ પડી ગઈ. જાણે કેમ તેણીની ઓશિયાળી થઇ રહી હોય એવું કંકુને પણ જણાઈ આવ્યું. થોડી વાર બેઉ મુંગાંજ બેસી રહયાં. હજી તો આ પ્રમાણે એક બીજાંની સામે જોઇને આ બે બેઠાં છે ત્યાં તો પેલો લંપટ લીલું શેઠ પણ આવી પહોંચ્યો. તે પણ જસુની સામે નજર નાંખતો એક ઓટલાના દુરના પગથિયાં ઉપર બેઠો.

વ્યભિચારીની આંખ કાંઈ છુપી રહેતી નથી. એને ખબર નહીં કે કંકુએ વાત ઉડાવી દીધી છે. એ તો નિર્ભય થઇને ઉંચું નીચું જોતો થકો જસુની સામે તાંકતોજ રહયો. એક બે વાર તો કોઇને ખબર પડે નહીં એમ આખને અણસારે જાણે કેમ જસુને પોતાની પાસે બોલાવતો હોય એવો ચાળો પણ તેણે કર્યો. કંકુ આડવાયું કરીને આ બધું દ્રષ્ય જોતી હતી; પણ તેણી પોતાનું મ્હોડું ફેરવીનેજ બેઠી હતી !

દર્શન ખુલવાનો હલો પડવાને હજુ ઘણો વખત હતો. ભાવીકો ગણ્યાં ગાંઠયાંજ આવ્યા હતાં. ધીમે ધીમે ભરતી થવા લાગી હતી. લીલુંશેઠ પણ ત્યાંથી આ દ્રષ્ય જોઇને એકદમ ખસી ગયો. કંકુ પણ જસુને સાથે લઇ બીજે ઠેકાણે જઇને બેઠી અને પ્રસ્તાવિક વાતો કરવા લાગી. જસુ જો કે કંકુની વાતોસાંભળતી હોય એવો હા હુંકારો ભણતી હતી; પણ તેણીનું ચિત્ત જુદીજ ભાંજગડમાંપડી ગયું હતું ! થોડી વારે દર્શન ખુલ્યાં. સરવે કોઇ ઠાકુરજીની ઝાંખી કરવા ધસ્યાં. લીલું શેઠ પણ જાણે કેમ મ્હોટો ભાવીક હોય તેમ દોડયો ! તેણે જસુની લગોલગ આવવાનો પ્રયત્ન તો કર્યો પણ તેમ કરવામાં તે ફાવી શકે એવી ત્યાં અનુકુળતા નહોતી. ડેરો આવ્યો અને સર્વ કોઈ વીખરાયાંજ. કંકુ અને જસુ પણ ત્યાંથી નીકળી ગયાં. લીલું શેઠ એટલામાંજ ફેરા મારતો રહયો !

## પ્રકરણ ૪૦ મું.

લ્હેરૂ, લીલાં બેઉ જણ, લાલચંદને ઘેર;
આવીને સુખમાં રહયાં, પડયો ભાવમાં ફેર.

લાલચંદ શેઠને હવે આપણે લોભીચંદને નામે તો નહીંજ સંબોધીએ. લહેરૂ અને લીલાંને માટે શેઠ ખરેખર દુલ્લા દિલનાજ બની ગયા ! નિયત કરેલું નિમિત્ત દેખાડીને આ જોડલાંને શેઠ તથા શેઠાણી પોતાને ત્યાં આઠ દહાડા થવાં લાગ્યાં હતાં. શેઠ મુંબઇનાં વાતાવરણથી અજાણ તો નહોતા; તો પણ વિશેષ જાણવાની તેની ઇચ્છા હતી. આ કારણથીજ એમણે આ યુગલને પોતાને ઘેર આગ્રહપુર્વક રાખ્યું હતું. શેઠની સુચનાથી શેઠાણીએ લીલાંને પોતાની કરી મેલી હતી. ભલી અને ભોળી લીલાંએ શેઠાણી આગળ બલુનાં ઘરમાં જે બનાવો બન્યા તેની બધી વિગત કહી સંભળાવી. શેઠાણીએ એ વાતો શેઠને પણ કહી. લીલાં પાથરેલી જાળમાંથી છટકી ગઇ એ રહસ્ય શેઠના માનવામાં ન આવ્યું. એમના મનમાં એમજ થયું કે લીલાવતીએ જરૂર આટલું છુપું રાખ્યું હશે ? ગમે તેમ હોય તો પણ આ લોકોને આપણે વધારે અનર્થમાં પડતાં બચાવી લીધાં છે એમ ધારી શેઠે સંતોષ માન્યો.

આજ શેઠાણી લેહાંને સાથે લઇને કોઈ ઓળખીતાંને ત્યાં ગયાં હતાં. ઘરમાં શેઠ અને લહેરૂ બેજ હતા.

"કેમ લહેરૂચંદ ! અહીં ગમે છે ના ? કોઈ રીતે મુંઝાતા તો નથી ના ! હા, એટલું ખરૂં કે ઘરની અંદર જરા સાંકડ છે; તો પણ મુંબઇનાં પ્રમાણમાં હવા, ઉજાસ ઠીક છે. તમારા જેવાં બે જણાનો સમાસ પણ થઈ શકે."

"શેઠ ! આજથી મેં તમને મારા મુરબ્બી માન્યા છે. હવેજ મને ખબર પડે છે કે મહોટેરાં વગરનું ઘર એ ઘરજ નથી ! આવ્યો હતો જુદી ગણત્રીએ અને થઇ પડી જુદી ગણત્રી ! મને શી ખબર પડે કે મુંબઈમાં આવી ધાપમારૂ ટોળીઓ વસતી હશે ! સાંભળેલું ખરૂં કે મુંબઇ અલબેલી નગરી છે ! એમાં સારૂંય છે અને માઠુંય છે. ઘણોય તમારે ત્યાં ઉતર્યો હતો. પાંચ દહાડા રહીને ચાલ્યો ગયો હોત તો આટલી નુકસાનીમાં ઉતરવું ન પડત."

"એમ કેમ કહો છો ? હજુ તો તમે બીજી હુંડી લખીને રૂપિયા મંગાવવાના હતા તેનું કેમ ? હું જો તમને મળ્યો ન હોત અને તમારો ભેટો થયો નહોત તો તમે કઈ ઘરેડમાં ઉતરી પડત તેની તમને કંઇ ખબર પડે છે કે ? કોઇ વાર એવાં ટોળામાં રહેવાથી ઘરબોળ સાટું થઈ જાય છે ! સમજ્યા કે ?"

"હા, એમ પણ થાય ! વખત ન લાગે !"

"મારો કહેવાનો પુરેપુરો ભાવાર્થ હજુ તમે સમજ્યા નથી. એકલા પઇસાથીજ છુટકો ન થાત. જતે દહાડે આ તમારૂં રમકડું પણ એનુંજ થઇ જાત ! અને કદાચ ન થાત તો તે પરાણે પોતાનું કરી લેત ! આનું નામ તે ઘરબોળ સાટું ! આટલામાં સમજી જાઓ !"

લહેરૂ, શેઠના મહોડાનું આ છેલ્લું વાક્ય સાંભળી વિચારમાં પડી ગયો ! તેનો પોતાની પત્નીમાં જે વિશ્વાસ હતો તે પણ ડગમગવા લાગ્યો. તેના મનમાં સંદેહ ઉપજ્યો કે રખેને લેલાં બગડી હોય ! તે ભાઇ સાહેબે એટલો સુવિચારો મેળવ્યો કે એમ કદાચ બન્યું હોય તો તેમાં વાંક આપણો છે.

"તમે કહેતા હશો તે સમજીનેજ કહેતા હશો. આ થોડા દહાડાના પ્રસંગથી મને એટલી તો તમારી ખાત્રી થાય છે કે તમે મુંબઇના જાણકાર છો; પણ શું એટલે સુધી વાત વધી જાત ?"

"જે ઘરની અંદરનાં બધાં માણસો કાળાં પીળાંમાં ભાગ લેતાં હોય તે તે ઘરમાં કોણ બચી શકે ? કોઈ કોઈને અટકાવનારૂં તો રહ્યું નહીં ! તમેજ કહોની કે તમે પોતે બચ્યા ? પઇસો ખોઈને આવ્યા ! જે ખરીદવાનું હતું તે ન ખરીદાયું અને વચમાં બીજા લુંટી ગયા ! જ્યારે તમે તમારૂં ન બાચવી શક્યા તો પછી ખાલી ભોળી લીલાં કેવી રીતે સંભાળી શકે ? ખરો ડર તો જર અને જોરૂનોજ છે ના ? હું એમ નથી કહેતો કે તમારી વહુ બગડી હોય; પણ એટલું તો ખરૂં કે તમારી ગેરહાજરીમાં તેણીની પેલા બધુએ છેડ તો કરીજ હશે ! આમાંથી તેણી કદાચ છટકી ગઈ હોય તો તમારે તેમાં પ્રભુનોજ પાડ માનવાનો છે. 'કાજળની કોટડીમાં એક રેખ લાગેજ લાગે' એ કહેવતની કડી તમે સાંભળી છે કે નથી સાંભળી ?"

સાંભળી તો નથી; પણ વાત સાચી છે. ”

“ બસ, આટલામાંજ તમે રંગ જી ટયો. સો વાતની એક વાત. હુલ્લાસની ટેરમાં પે.સ.એ તો આપણું કપડાં ઉપર ગોદરાની રજ ઉડીને ચોંટેજ ચોંટે અને અત્તરીઆની દુકાનમાં લઇને બેસે એ તો સુગંધ આવ્યાજ કરે.”

“ હા, એ તો દેખીતુંજ છે. ”

“ આથી તમારે એન સમજવાનું નથી હો લહેરૂચંદ ! કે તમારી વહુ બગડી છે ! હું તો તમને ફક્ત સંસારનો ખ્યાલ આપું છું. તમે છાપાં તો વાંચતા હશો તેમાં કેવા કેવા બનાવો બનવાની વાતો આવે છે ! તમે કોઇ દહાડો તમારી વહુને પુછ્યું છે કે પાછળથી શો ખેલ ખેલાય છે ! એ તો બાંધી મુઠી લાખની ! સમજ્યા કે ?”

જેમ તેલમાં માખી બુડે તેમ લહેરૂ ડુબવા લાગ્યો. શેઠે તેની આ સ્થિતિ જોઇ. શેઠ જેમ નાંખી જાણતા હતા તેમ વાળી પણ જાણતા હતા. તેનો વિચાર લહેરૂનું હઇયું ઉઘાડવાનો હતો. પતિ પત્નીની વચ્ચે છેટું પડાવવાનો નહોતો. કેવળ બરાબર જમાવવાનો હતો.

“ જો ભાઇ લહેરૂચંદ તમેય વાણીઆ વેપારીના દીકરા છો. વધારે ઉંડાણમાં જઇ અફસોસ કરવાનું કંઇ કારણ નથી. તમે તો પઇસો ખોયો. તેમ હાર્યા છો; પણ તમારી ઘર વાળી ભલે નબળી સબળી છે તો પણ જીતી છે. એ મૃગલી વાઘના હાથમાંથી છટકી ગઇ છે. વાઘે તો તડપ મારી પણ મૃગલીને પગનું જોર હતું એટલે બચી ગઇ. ”

લહેરૂ અત્યાર લગી નીચું જોઇને સાંભળી રહયો હતો. તેણે ઉંચું જોયું.

“ શું કહો છો કુરબખા ! શું એવો બનાવ બની ગયો હતો ? ”

“ જો લહેરૂ ! બઇરાંને મોટે તાળું છે. આ તો ઠીક થયું કે પાપીના પંજા માંથી તારી વહુ છટકી ગઇ; પણ કદાચ તેના પંજામાં સપડાઇ ગઇ હોત તો તમારી આગળ વાત ન કરત. એ જાતિજ એવી છે કે તેને આવી વાત કરવામા પણ શરમ ઉપજે. એટલુંજ નહિ પણ ધણીના પ્રીત ખોઇ દેવી પડે એવી તેને બીક રહે છે. સ્ત્રી જાતિની કિંમત તેના રૂપ રંગમાં નહીં પણ શિયળમાં છે. શિયળ જ તેના સાચો રૂપઇયો છે. એક વાર શિયળ ગયું તે ખોટા રૂપયામાંજ ખપ છે. ”

“ આ તો તમે મને નવું કહયું. ત્યારે તો એમજ કહોની કે મારી વહુએ મારાથી છુપું રાખ્યું. ભલા, હું તમને પુછું કે જ્યારે મને તેણીએ વાત ન કરી ત્યારે તમને કેમ કહી ? ”

“ મને એ શું વાત કરવાની હતી ? એમ તો લાજવાળી છે. મારી જોડે એ બોલે છે કે વાત કરે ? આટલો ખેલ પણ તમેજ બગાડયો. નહિંતર એવા આછાં ઓઢણું ઓઢે પણ ખરી કે ? તમને એવું ગમે એટલે પછી એ બિચારી શું કરે ? જો લહેરૂચંદ ! એ તો તમારી રાકીએ હુંશાવી કુશાવીતે આટલો સાર કહાડી લીધો. જો ભાઇ ! તારી બઇરી બગડી નથી હો ! પણ દેશાતારે તેણીની

દેશની અધોગતિનું બી રોપ્યું. પડેલી રાજા જયચંદ્રની પોતાની પુત્રી સંયોગીતાને પૃથુરાજની જોડે નહિં પરણાવવાની ભુલ થઈ અને પૃથુરાજાની શહાબુદ્દીનને વારંવાર છોડી મુકવાની બીજી ભુલ થઈ. પૃથુરાજ ધર્માભિમાની હતો અને તેથી તેમણે આવી ઉદારતા દેખાડી; પણ તેનું પરિણામ ઉલટું આવ્યું. શત્રુ શત્રુ વચ્ચેના સંગ્રામમાં સમય, સંયોગ તથા નીતિની નજરે જોવું જોઈએ. પૃથુરાજે આ ભેદ પ્રતિ દ્રષ્ટિજ ન કરી. લોકો આ બનાવને ભાવી સમજ્યા પણ ભુલ ન સમજ્યા. ભલે ન સમજ્યા; પરન્તુ મને તો આ પરંપરાથી ચાલતો આવેલો કલેશજ દોષપાત્ર જણાય છે. આ કલેશને લીધે ગર્વાંકુરો ખડાં થયાં અને તેમાંથી કુસંપ જાગ્યો. જ્યાં એક બીજાને માટે એક બીજાનો સદ્ભાવ ન રહે ત્યાં ત્રીજાનું તો પછી ચડી વાગેજ તો! સહાનુભુતિ વગર આ પ્રમાણે પ્રજા નિર્બળ થઇ અને તેનો લાભ દેશની ઉપલી સરહદની જંતુની પ્રજાએ લીધો."

"આ તો તમે ઇતિહાસની વાત કરો છો. હું પોતે ભણી ગઇ છું."

"ભલે ભણી ગઇ હો; પરંતુ એમાંથી કેટલીક સાર લેવાનો છે. જ્યારે એક પછી એક આ લોકોનાં ટોળાં આ દેશમાં આવવા લાગ્યાં ત્યારે તે વખતે અહીની પ્રજા પાસેથી જે હાથમાં આવ્યું તે લઇને પાછાં પોતાને દેશ ગયાં; પરન્તુ પાછળથી જે આવ્યાં તે દેશના ધણી થઇને બેઠાં. આ લોકો ધર્માંધ હતાં, વઇમી હતાં અને વિલાસી હતાં. કનક અને કાન્તા પ્રતિ તેની વિષમ દ્રષ્ટિ હતી અને આ બે પ્રિય વસ્તુઓ તેઓ સત્તા અને સામર્થ્યને જોરે પોતાની કરી લેતાં હતા."

"તમે તો એમ કહી ગયા કે આ લોકો ધર્માંધ હતાં. શું જે ધર્માંધ એટલે ધર્મમાં શ્રધ્ધા રાખનાર હોય તે આવાં અયોગ્ય કાર્યો કરે કે? આપણા ધર્મમાં તો પારકું ધન કે પારકી વહુ દીકરી તરફ હરામની નજરે જોવામાં પણ પાપ છે! જે સ્ત્રીઓ દેવદર્શનને માટે દોડ દોડી કરી મુકે છે તેને તમે બહુવાર ધર્માંધ કહો છો. આપણાં માજી પણ ધર્માંધ જ છે! ધર્માંધનો અર્થ હું બરાબર નથી સમજી શકી તે મને સમજાવે."

"જો સમજ, ધર્માંધ એટલે ધર્મને નામે પોતાનો સ્વાર્થ સાધનારા. ધર્માંધ એટલે સારાસારનો વિચાર કર્યા વગર વર્તનારા. ધર્માંધ એટલે મુળ તજીને ડાળે પાંદડે કે ઝાડે આંધળે વળગનારાં. વધારે વિસ્તારથી સમજવું હોય તો હજુ પણ સાંભળ. જેને જેની મર્યાદામાં રહેવાનું હોય તે તેનું ઉલ્લંઘન કરે તે આંધળો કહેવાય. જેમકે પંચેન્દ્રિયના વિષયો. જો આ વિષયો મર્યાદામાં રહીને ભોગવાય તો તેને માટે કોઈ ચર્ચા કે ટીકા કરતું નથી; પણ જો તેની હદ છાંડવામાં આવે તો સમાજની વ્યવસ્થા તુટી જાય. જે કામની હદ છોડીને વર્તે તે કામાંધ કહેવાય, જે ક્રોધની હદ છોડીને વર્તે તે ક્રોધાંધ કહેવાય, જે મોહની હદ છોડીને વર્તે તે મોહાંધ કહેવાય, જે મદની હદ છોડીને વર્તે તે મદાંધ કહેવાય અને આમજ જે ધર્મની મર્યાદાનું ઉલ્લંઘન કરે તે ધર્માંધ કહેવાય. મને શું મારો ધર્મ વહાલો નથી? છતાં હું ધર્માંધ નથી. મારા લાગમાં શું મોહ નથી? આમ છતાં હું મોહાંધ ન કહેવાઉં. મારો જે વિરોધી હોય તે પ્રતિ

મને ક્રોધ તો આવે; પણ આ ક્રોધમાં હું આંધળો ન બનું એટલું મારે માટે ઈષ્ટ કહેવાય. રાવણ મદાંધ હતો, પણ રામને તો પોતાનું સ્વમાન સાચવવાનું હતું. વળી રાવણ રામનો અપરાધી હતો. રાવણનો રામે અપરાધ નહોતો કર્યો. સામર્થ્ય વગર તો યુદ્ધ થઇ શકતુંજ નથી. જેમ રાવણ સમર્થ હતો તેમ રામ પણ સમર્થ હતા. આમ છતાં રાવણને આપણે કામાંધ, મોહાંધ તથા મદાંધનું નામ આપીએ છીએ પણ રામને એવાં વિશેષણો નથી આપતાં. ઉલટા ઈશ્વર તરીકે પુજીએ છીએ.

"ત્યારે તો એમજ કહોની કે આપણા દેશ પ્રતિ આકર્ષાઈને સરહદ તરફનાં જે યવનોનાં ટોળાં ચડી આવ્યાં તે કામાંધ, ક્રોધાંધ, મદાંધ, મોહાંધ તથા તે સાથે ધર્માંધ પણ હતા."

"શાબાશ! મારા કહેવાનો ભાવાર્થ હવે તું બરાબર સમજી. શું કોઈને ધર્મ એમ કહે છે કે તમે તમારા સ્વાર્થ સારૂ અન્યને ભય, અને ત્રાસ આપો! શું ધર્મ એમ કહે છે કે પારકી રૂપવતી તથા યુવાન વહુ દીકરીને તમારી ભાર્યા બનાવો! શું ધર્મ એમ કહે છે કે પારકું ધન એ તમારૂં છે! શું ધર્મ એમ કહે છે કે તમારાથી જીવાય એટલું જીવો અને અન્યના પ્રાણનું હરણ કરો! આને હું ધર્મ કહેતો જ નથી. આ તો દેખીતો અધર્મજ છે! રામભક્ત તુલસીદાસજી કહી ગયા છે.

સત્ય વચન અરૂ દીનતા, પર સ્ત્રી માત સમાન;
ઇતનેમેં હરિ ના મિલે (તો) તુલસીદાસ જમાન.

"ધર્મની પ્રણાલી તો આવી હોવી જોઈએ."

"જ્યારે તમે કહો છો કે ધર્મની પ્રણાલી તો આવી છે ત્યારે જે લોકો આ પ્રણાલીથી વિરૂદ્ધ વર્ત્યા તેનો જય કેમ થયો? એ લોકોએ આપણા દેશ ઉપર રાજ્ય કેમ ચલાવ્યું?"

"આપણામાં જે ફાટફુટ હતી તેનુંજ એ ફળ હતું. હજુ પણ એ કડવું ફળ આપણે ભોગવીએ છીએ. તું જ કહેતી કે આપણી પરાધીનતા મટી છે? કુસંપ, ઈર્ષ્યા ભેદ બુદ્ધિનું ફળ આવુંજ હોય. અત્યારે આપણે દરેક રીતે નબળા પડ્યા છીએ. શરીરે, મનથી તથા બુદ્ધીમાં નિર્બળજ છીએ. શ્રમ તથા આળસમાં પડી જઈને આપણે આપણી શરીર શક્તિનો નાશ કર્યો છે. આપણે કોઈનું પણ સુખ જોઈને રાજી નથી થતા; ઉલટા બળીએ છીએ! આપણને આપણા હાથો કહાડવા નથી ગમતાં; પણ પરના રાઇ જેવડા દોષને આપણે પર્વત જેવડા કરી મુકીએ છીએ! આપણે બ્રહ્મચર્યને ક્યારની તિલાંજલી આપીએ બેઠા છીએ! આપણાં જન્મદાતાજ આપણા શત્રુ બન્યા છે! આપણને યોગ્યરીતે તૈયાર કર્યા વગર સંસારની ધુંસરીમાં જોડી દે છે! શરીર કેળવીને મજબુત બનાવવાનું કામ તો આપણે કેવળ વિસરી ગયા છીએ. આવાં આવાં અનેક કારણોને લીધે આપણે સ્વાશ્રયને તજી દીધો છે. અને કેવળ પેટને ખાતર આપણે જેના ગુલામ બનવું ન જોઈએ

તેના ગુલામ બનીએ છીએ! આપણી સ્ત્રીઓને પણ આપણે ગુલામ બનાવી છે અને તેથી પણ ગુલામગીરી કરનારી પ્રજામાં વધારો થતો રહ્યો છે."

"જરા થોભો. આ તમે શું બોલ્યા? તમે તો સ્ત્રીઓને છુટ આપવાની વિરૂધ્ધ છો!"

"તું છુટ કોને કહે છે? છુટનો અર્થ હમણાં જેવો થાય છે અથવા કહેવાય છે એવો હું નથી કરતો. સ્ત્રી જાતિને યથેચ્છ હરવા ફરવાની છુટ આપવાનું કામ ભય વગરનું નથી. સ્ત્રી વીરજનની અથવા વિરાંગના થઇ શકે પણ તેણી પુરૂષની જોડે સામના તો ભાગ્યેજ કરી શકે. પુરૂષો યુધ્ધવીર ધારે તો થય પણ સ્ત્રી યુધ્ધમાં વીર રૂપે ન ઉભી શકે. અહીં અને જેને આપણે સુધરેલા દેશના નામથી ઓળખીએ છીએ તે દેશમાં પણ સ્ત્રી વર્ગ રણમાં અત્યાર લગી પુરૂષ વર્ગની સામે ટક્કર ઝીલીને ઉભો રહ્યો હોય એવો દાખલો બન્યો નથી. પુરૂષ કરતાં સ્ત્રી શરીર અને સ્ત્રી હૃદયનું બંધારણજ જુદું છે. જો સ્ત્રી પુરૂષની વચ્ચે આપણી જે ધાર્મિક સંસ્કૃતિ સ્થપાઇ છે તે કહાડી નાખવામાં આવે તો સુધરેલા દેશમાં ગ્રહસ્થાશ્રમની જેવી સ્થિતિ થઇ છે તેવીજ સ્થિતિ આપણી થાય. કેવળ વિલાસને સારૂં જ માનવ પ્રકૃતિ નથી સરજાઇ. તેનું અંગ કર્તવ્યથી બનેલું છે. જો આ કર્તવ્ય જે કોઇ ન બજાવે તો તે પ્રાપ્ત થયેલી સ્થિતિથી નષ્ટ થઈ નીચે પડે છે."

"સુધરેલા દેશોની દશા તો હમણાં આપણા કરતાં ક્યાંય ચઢીયાતી છે તે છતાં તમે આમ કેમ કહો છો?"

"મેં તને કહ્યું નહીં કે આ દેશની પ્રજા પોતાનું સ્વરૂપ ભુલી ગઈ અને તેથીજ તે પરાધીનતાને પામી. એક સત્તા ગઇ તો બીજી આવી. જે પરતંત્ર છે તે પોતાનું માથું ઉંચું કરી શકે નહી."

"હું કબુલ કરૂં છું કે નજ કરી શકે; તો પણ જે કામ કરવામાં આપણે સ્વતંત્ર છીએ તે કામ કેમ નથી કરી શકતા ?"

એનાં અનેક કારણો છે. આ દેશ ન્યાત, જાત, ભાષા, જુદી જુદી જાતની રૂઢીઓ તથા ધર્મની વિવિધ માન્યતામાં વહેંચાઈ ગયો છે. જો ખરૂં કહું તો આ સ્થિતિને લીધેજ દરેક વાતે નિર્બળ થતાં જઈએ છીએ. અને આ આપણી નિર્બળતાનો આપણા કરતાં જે પ્રજા બળવાન છે તે પુરેપુરો લાભ લ્યે છે. આપણામાં શુરવીરો જો કે ઘણા થઈ ગયા છે અને અપવાદ રૂપે ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ તથા અહમદ નગરની ચાંદબીબી જેવી વીરાંગનાઓ પણ પાકી છે; પરંતુ એકતાના અભાવને લીધે જે દેશ દ્રોહ થયો છે તે કાંઈ ન્હાનો સુનો નથી. એક્તા પણ શાને આધારે રહે? જ્યાં દરેકની માન્યતા જુદી જુદી હોય, જ્યાં એક બીજાનો મત મળે નહીં, જ્યાં દેશાભિમાન કેળવ્યું ન હોય અને જ્યાં સ્વાર્થનીજ પ્રધાનતા હોય ત્યાં પ્રગતિ કેવી રીતે થઇ શકે."

"સમજ્યા વગર તો હા નથી પાડતી ના? તારૂં મન કબુલ કરે છે ના?"

"કેમ ન કરે? જે સાચું હોય તેને ખોટું કેમ કહેવાય?

"અત્યારે તો હું જાઉં છું. જે કહેલું છે તેનો વિચાર કરતી રહેજે. જો શંકા થાય તો ફરી પુછજે. તેનું સમાધાન મારા જ્ઞાન પ્રમાણે જરૂર કરીશ."

"બહુ સારૂં. બોલો રસોઇ શી કરવાની છે ?"

"દાળ ભાત અને શાક."

"વારૂ."

વિઠલરાય ગયા અને ઇંદુ ગોદી ડોસીની પાસે જઇને બેઠી.

## પ્રકરણ ૪૨ મું.

કીલાં તો ચાલી ગઈ, કેમ રહે ઉતરેલ ?
નંદલાલે ખેલવા, માંડયા જુદા ખેલ !

નંદલાલ જમાનાનો ખાધેલ હતો, કીલાં હવે તેના કામની રહી નથી એમ તે સારી પેઠે જાણતો હતો. કીલાં જેવી નફટ શંડને ઘરમાં રાખવાથી ક્યાંક પોતાનો જીવ જાય એમ તે માનતો હતો. તેણે કીલાંનો સઘળો હલ્લો આબાદ યુકતિ વાપરીને પોતાને હાથ કરી લીધો. હવે નંદલાલને નિરાંત હતી. તેને ધારવા કરતાં પણ વધારે મળ્યું હતું. કીલાંની પાસે કેટલું હોવું જોઇએ તે મર્મ નંદલાલ બરાબર જાણતો હતો. આમ છતાં રોકડ રકમ ધારવા કરતાં ઘણી વધારે નિકળી પડી. ઘરેણાં પણ જુના ઉપરાંત બીજાં વધારાનાં નવાં નીકળ્યાં નંદલાલ કાચો તો નહોતોજ. ઘરેણાં મુળ રૂપમાં વેચવા જતાં પોતે પકડાઇ જાય એટલા માટે અગમચેતી વાપરીને તેણે સઘળા ઘરેણાં ગળાવીને તેની એક લગડી પોતાની પાસે રાખી.

વ્યાપારમાં મુડીનો ખપ પહેલો પડે છે. નંદલાલને હવે તેની જરૂર રહી નહોતી. બધો મળીને તેની પાસે લગભગ બે હજારનો યોગ થયો હતો. આટલી મુડી નંદલાલને માટે ઓછી તો નજ ગણાય. દુકાન માંડવા કરતાં તેને ફેન્સી કાપડની ફેરી ફરવાનો ધંધો પસંદ હતો. ભવાનીની ઓરડીમાં રહેવાનું હવે તેને નિર્ભય જેવું લાગ્યું નહીં. તેણે એક નજીકની ભરચક ચાલીમાં ઓરડી રાખી લીધી અને તે તેમાં જઇને રહ્યો. નંદલાલ જીભનો મીઠો હતો અને સમય સુચક પણ હતો. આવા ધંધામાં જે બે ગુણ જોઇએ તે નંદલાલમાં સ્વભાવિક હતા.

તેની મુખ્ય રમત સ્ત્રીઓની જોડેજ ખાસ રમવાની હતી. આવું ફેન્સી કાપડ સ્ત્રીઓ વગર કોણ ખરીદ કરે ? નંદલાલ સ્ત્રીઓને પ્રિય થઇ પડે એવી ચીજોજ રાખતો. વાયલની સાડીઓ, આકર્ષક છાયલો અને પોલકાંનું ભાતભાતનું કપડું. આ વ્યવસાયને લીધે તેણે ઠીક ઠીક પેદા કરવા માંડયું. તે બલુ અને ભવાનીને કદાચજ મળતો. જે માણસ વ્યાપારમાં પડે છે તે હરેક વાતમાં વ્યવહાર કુશળ તથા હરેલ થાય છે. નંદલાલમાં આ ગુણો હવે આવવા લાગ્યા. નંદલાલે શરૂવાતનો વ્યાપાર એક હજારની હેર ફેરમાંજ કરવા માંડયો હતો. સોનાની લગડી પણ તેણે વેચી નાંખી હતી. આટલી રકમ તેણે કોઈ એક સધ્ધર આસામીને ત્યાં વ્યાજુ રાખી હતી. ચંપકને તે રસ્તામાં વારંવાર મળતો. હમણાં તેણે પોતાનું દુઃખ ગાવાનું છોડી દીધું હતું. ચંપકને તે આદ બાંધીને કહેતો કે તમે તમારા ધંધામાં ધ્યાન આપો. શાહુકારના દીકરાએ આમ ભટકવું સારૂં નહિં. તે

ચંપકને ત્યાંની આવજાવથી એટલું સમજી ગયો હતો કે ચંપકનું બહારનું રખડવું તેનાં ઘરનાં માણસોને પસંદ નથી. તે અઠવાડિયામાં એક બે વખત ભગુભાઈ ા માળામાં પણ આવતો અને અનુકુળતા દેખે તો નવનિધને નવું નવું દેખાડતો. નવનિધને તે કહે તો કે ચંપકભાઈ મારા શેઠ છે અને હું તેને સારી શિખામણ આપું છું. નવનિધને આ વાત ગમતી. ચંપકે એકવાર નવનિધને કહેલું પણ ખરૂં કે પેલો નંદલાલ હવે રસ્તાસર છે હો ! આને લીધે પણ નંદલાલને માટે નવનિધના મનમાં વિશ્વાસ બેઠો હતો. નવનિધ એમજ માનતી હતી કે ઘરના માણસોનું એ સાંભળશે નહિં. કદી સુધરે તો પરાયા માણસોથીજ તે સુધરે. નંદલાલને રાજી રાખવા માટે કોઈવાર તેણી કંઇ કંઇ ખરીદતી પણ ખરી. નંદલાલ બહુ વખત ના કહેતો. તે એમ પણ કહેતો કે હમણાં સબુર કરો. આ કરતાં પણ સારી અને સસ્તી ચીજ હું તમારે માટે લાવીશ

આથી નવનિધનાં મનમાં એમજ ઉગી આવ્યું કે નંદલાલ માણસ સારો છે. જરૂર એ એને સુધારશે. આજ ઘરમાં નવનિધ એકલીજ હતી નંદલાલ આવી પહોચ્યો.

"ઘરમાં કોઇ છે કે ?"

"કોણ નંદલાલ ભાઈ ?"

હાજી. જુઓ બા ! આજ હું તમારે માટે એક નવી ડીઝાઇનની સાડી લાવ્યો છું." ગાંસડીમાંથી કહાડીને નવનિધના હાથમાં મૂકે છે.

"વાહ ! આ સાડી તો ઘણી સારી છે. આની શી કિંમત ?"

"કિંમતનું તમારે શું કામ છે ? આગળ ઉપર જોઇ લેવાશે."

"એમ તો હું ન રાખું."

"સાંભળો ત્યારે. ગામમાં અઢાર રૂપિઆની મળે છે. તમારી પાસેથી હું અગિયાર રૂપીઆ લઈશ."

"તમારી પાસેથી વધારે લેવાય નહીં. મુદ્દલ ભાવેજ તમને મારાથી આપી શકાય. ચંપકશેઠનો મારા ઉપર ઘણો ઉપકાર છે. આ પ્રતાપ બધો એનોજ છે.

"જ્યારે તમે તેનો આ પ્રમાણે ઉપકાર માનો છો અને આ ઘરને તમારા ઘર જેવુંજ ગણો છો, ત્યારે તેને ઠેકાણે કેમ નથી લાવતા ? જો તમે તેને ઠેકાણે લાવશો તો જેમ તમે એમનો ઉપકાર માનો છો તેમ હું તમારો માનીશ અને વખત આવ્યે તેનો બદલો આપીશ"

"મને બદલો જોઇતો નથી. તમારી સૌની મહેરબાની હોય તોય ઘણું છે. હું મારાથી બનતું કરીશ અને તમે જોશો કે જતે દહાડે તેમાં કેટલો ફેરફાર થયો ! હું હવે જાઉં છું. આ સાડીની કિંમત કરાવજો અને પછીજ મને રૂપિઆ આપજો.

"ના, ના, એમ તો નહિં. રૂપિઆ લઈ જાઓ."

"કાંઇ પણ જરૂર નથી. ન ગમે તો પાછી આપજોની ! તમારાથી કાંઇ સાડી વધારે છે કે ?"

"મને ગમી એટલે હું તમને પાછી સો આપવા નથી. કિંમત આપવા પણ હું તૈયાર છું. તમારી મરજી હાલ વેચવાની ન હોય તો તમે ફરી આવશો ત્યારે આપીશ."

"કાંઈ હરકત નહીં. મારે તો ફક્ત તમને એટલુંજ કહેવાનું છે કે આ વાડીની કિંમત કરાવીને મારી સાચ ખોટની પરીક્ષા કરજો."

"હવે એમાં તમારી પરીક્ષા શી કરવાની હતી? બિચારો કેટલો? મારે તમને એક બીજુંજ પુછવાનું છે. એ કોઈવાર બલુ અને મેનાભાભીનું નામ લે છે તે કોણ છે?"

"આ તમે મને ઠીક પુછયું. એ એક ટોળી છે. એના ફંદમાંથીજ હું ચંપકભાઈને કહાડવા માગું છું. એક બીજુ પણ લફરૂં છે. એ વાત હું કહેતો નહીં હતું. તમે ધીરજ રાખજો. હું હવે એ ટોળીમાંથી નીકળી ગયો છું. બ્રોકરીનો ધંધો કરી બન્યો છું. મેં સીધે રસ્તે ચાલવાનો નિશ્ચય કર્યો છે. અને એમાંજ મારૂં કલ્યાણ માન્યું છે."

નવનિધ બીજા લફરાની વાત સાંભળીને વિચારમાં પડી ગયા. નંદલાલ ત્યાંથી આટલું કહીને ચાલતો થયો. નવનિધે અંદર જઈને વાડી કબાટમાં મુકી.

## પ્રકરણ ૪૩ મું.

બલુ મનમાં ચંપક વસ્યો, ફરી ગયું ત્યાં લક્ષ;
બાજી માંડી ખેલવા, મળે નહીં પક્ષ!

બલુ લહેરૂનું મન હરિ શકયો પણ લેલાંનું મન હરિ શકયો નહીં. લહેરૂ અને લેલાં પણ પેલા લાલચંદ શેઠની સહાયતા વડે બલુના પંજામાંથી મુક્ત થયાં. હવે બલુ પાછો નવરો પડયો. એ બાઈ સાહેબનું લક્ષ ફરીથી ચંપક તરફ ગયું. નંદલાલ તો હવે ખરો વેપારી બન્યો હતો. તેને ઉપજ પણ સારી હતી. નંદલાલને બલુની કશી પરવા હતી નહીં. તે ધંધા વગરનો નહોતો એટલે બલુને કેવી રીતે મળી શકે? ભવાનીની જોડે તેનો સંબંધ રસ્તામાં કોઈવાર મળવા જેટલોજ રહયો હતો. ભવાનીનું તો ઠેકાણુંજ નહોતું. તેનું ઘર ક્યાં હતું? જ્યાં વળ દીઠો ત્યાં માત્ર ઘુસવાનું હતું! હાથમાં આવેલો શિકાર એમજ છટકી જાય એ વાત બલુને બિલકુલ ગમતું નહીં. એમાં તે પોતાની નબળાઈ માનતો. વળી ચંપક ઉપર તેનું મહોટી આશા બાંધી હતી. તેને લાગ મળે તો સારી પેઠે નીચોવવાનો તેનો વિચાર હતો. જ્યારે લહેરૂમે લુંટવાની બાજી ચલતી હતી ત્યારે તે અરસામાં ચંપક, બલુને બે ત્રણ વખત મળ્યો હતો; પરંતુ બલુ જાણતો હતો કે તલમાં તેલ જેવું નથી એટલે તે પણ ઉટક સલામ રાખતો.

ચંપકનું ધ્યાન પણ પેલી કસુંબલ તથા મીનામાં હતું; પણ પઈસા વગર આવાં કલંકિત અને ધનહરૂ ઘરમાં આવજાવ કરવાની તેની હિંમત કેવી રીતે ચાલે? આમ છતાં એક બે વખત તે ત્યાં ઘુસ્યો હતો. પાછળથી [illegible] [illegible] બાંધ્યો માનતો.

આજ બલુએ જેમ તેમ કરીને ભવાનીને હથિયાર બનાવ્યો હતો. બલુના કહેવાથી ચંપકને પકડી પાડવા માટે ભવાની રસ્તો રોકીને બેઠો હતો. ચંપકને ત્રણથી ચાર વાગતાંની અંદર ઘરથી બહાર નિકળવાની ટેવ હતી.

ચંપક, ભવાનીની નજરે પડયો અને ભવાનીએ તેને પકડી પાડયો.

"કેમ મહેરબાન! હમણાં તો જણાતા જ નથી? ચાલો, ચાલો; બલુભાઈ તમને યાદ કરે છે."

"ક્યાં ?"

"ઘર આગળ તમારી વાટ જોઈનેજ બેઠા છે."

"એમ ?"

"ચાલો ત્યારે."

ચંપક, ભવાનીની જોડે બલુના ઘર તરફ જવા માટે વળ્યો તો ખરો; પણ તેનું ચિત્ત કસુંબલ કરતાં પણ પેલી ઝીનામાં લાગી રહયું હતું, તે નહાનકડી નાર તેને વધારે ગમતી હતી. ચંપકના ગજવામા અત્યારે આપવા જેટલું તો નહોતું; તો પણ તે તેણીનું મુખ જોવા ઇચ્છતો હતો. આ લોકોનો એવો રવઇયો હતો કે જો આનવાન કરાવે તોજ દસ વીસની રકમ લઇ મુકે; નહિતર આવનાર ઓળખીતાને પાનપટી ખવરાવીને રવાના કરે.

જે માણસને જે ઈચ્છિત વસ્તુ મેળવવાની અગર તો જોવાની તલપ હોય છે તે જો તેને પ્રાપ્ત ન થાય અગર તો તે તેને નિરખે નહીં તો તે જરૂર હતાશ થાય છે. ચંપક આશા ભંગ તો થયો; તો પણ ભવાનીના આગ્રહથી શરમનો માર્યો તે બલુને ઘેર તો ગયો! બલુ સામેના દિવાનખાનામાંજ હતો. તે ચંપકને પોતા તરફ આવતો જોઈને હસીને ઉભો થયો.

"વાહરે દોસ્ત! આજ કાલ તો બહુ મોંઘા થઇ ગયા છો! દીવો કર્યે પણ દેખાતા નથી? કેમ ખુશીમાં છો ના? આ તમારી ભાભી પણ તમરૂંજ રટણ કર્યા કરે છે! એક વાર પુછો તો ખરા!"

મેના ટાપસી પુરવાને અગાઉથીજ તઈયાર હતી. તેણી હાથનો લટકો કરીને બોલી.

"એ પોતાની મેળે મોંઘા તો નહીંજ થયા હોય. મારી દેરાણીએ મોંઘા કર્યા હશે! નહિતર જો એમ ન હોય તો પોતાની ભાભીની ખબર શું ના લે!"

"એમ કેમ બોલો છો? શું એક બે વખત નહોતો આવ્યો? પણ બલુ ભાઈ ન મળ્યા એટલે આવતાં અટકયો."

"એ ભલે ન હોય; પણ હું તો હોઉં ના? તે દહાડે તમે આવ્યા ત્યારે તમને કોઈ પણ પ્રકારની ઓછપ આવવા દીધી છે?"

"શું આ ઘરમાં ઓછપ? એવું તે હોય ભાભી! તમે તો એક તમેજ છો! હું અચાનક આવ્યો હતો; તો પણ માત્ર પંદર મિનિટમાંજ તમે લહેજતદાર ખાવાનું તઈયાર કરીને મારી પાસે મુકયું."

"કેમ ન મુકે? તમે કોઈ બીજા છો? મારા બલુ કરતાં પણ તમારૂં

મન કાબુરે રાખવું એ અમારૂં કામ છે. આ તો મારી વહૂ ભુલે એવી નથી; પણ, ભુલે તો હું કેવી રહી !"

બાલુની મા કે જે છેટી રહીને આ બધું સાંભળ્યા કરતી હતી તે ચાલતી વાતને વીશેષ વજન આપવા માટે આવી પહોંચી.

"એમ તો તમારી મને પૂરેપુરી ખાત્રી છે. મારા ઘર કરતાં પણ હું તમારા ઘરને વધારે સમજું છું." ચંપકે સમયને અનુસરતો ઉત્તર વાળ્યો.

"જા, જા. આમ ઉભી છો શું ? ચંપકભાઇને માટે બટાટા પવા તઈયાર કર." સાસુએ વહુને હુલકાવીને આજ્ઞા આપી.

સંકેત પ્રમાણે બટાટા પવાનું સાધન તો અગાઉથી તઈયાર કરી રાખ્યું હતું. ચંપક આવે એટલીજ વાર હતી. મેનાએ પ્રાઇમસ સળગાવ્યો અને પેણી મુકી પણ દીધી ! હજુ તો પ્રસ્તાવિક વાતો ચાલે છે ત્યાં તો એક મ્હોટી રકાબીમાં ભરીને તેણી લઇ પણ આવી. પડખે લીંબુની ચીરીઓ પણ હતી.

"ભાભી ! આ શો ચમત્કાર ! તમારા હાથમાં જાદુ છે કે શું ? પુરી પાંચ મિનિટ પણ નથી લાગી"

"ભલે ચંપકભાઇ ! તમે કહો; પણ તમારી વહુને તોલે આ મારા બાલુની વહુ તો નજ આવે ! આ મારી વહુને આટલું તઇયાર કરતાં પાંચ મિનેટ લાગી પણ તમારી વહુને તો બે ત્રણ મિનેટ જ લાગે હશે !"

"શું બે ત્રણ મિનિટ લાગે ! અર્ધો કલાક લાગે અર્ધો ! અને તે પણ આવું સ્વાદવાળું તો નહિંજ."

બેઉએ ખાઇને રકાબી ખાલી કરી અને પાણીથી મોઢાં સાફ કર્યાં. પાનની પટી મુખમાં પધરાવી. સીગારેટ પણ સળગાવી.

"કેમ જઇશું કે ?" બાલુએ પુછયું.

"હા, ચાલો."

ભવાની તો ઉપર જ નહોતો આવ્યો. નીચેજ બેસી રહયો હતો. ભવાનીમાં કેટલીક ખુબીઓ હતી તે કામનો જેમ કરવયો હતો તેમ સમયસુચક પણ હતો. બેઉ દદર ઉતર્યાં બાલુએ ભવાનીને ઇસારો કર્યો. ભવાની ટેક્સી લાવ્યો અને તેમાં બેસીને નિકળી ગયા.

## પ્રકરણ ૪૪ મું.

રહયો નહિં લહેરૂ ઉરે, પસ્તાવાનો પાર;
લીલાંને શું કહી શકે ? ભુલ્યો જ્યાં નિજભાન.

લાલચંદ શેઠનાં કહેવાની લહેરૂને એટલી તો ઉંડી અસર થઇ કે તે બધું સાંભળીને મનમાંજ સમસમી રહયો. લીલાંએ ગુપ્ત ઉભી રહીને લાલચંદ શેઠ તથા લહેરૂ વચ્ચેનો સંવાદ સાંભળ્યો હતો. એક બાજુ લહેરૂ અને બીજી બાજુ લીલાં વિચારમાં પડી ગયાં હતાં. બે ત્રણ દહાડા સુધી તો તે બેની વચ્ચે ખુલ્લા દિલથી કશી વાતચીત થઇ નહિં. દરેકે દરેકનો દોષ માન્યો. લહેરૂનો વાંક તો

ઉઘાડોજ હતો; પણ હેલાંની ભુલ પણ કંઇ સાધારણ તો નહોતી જ. પોતાના પતિની ગેરહાજરીમાં પરપુરૂષની જોડે ચોપાટ ખેલવા બેસવું. એજ તેણીનો મોટામાં મોટો અપરાધ હતો. બલુએ આટલી છુટ લીધી તેનું કારણ આ હતું. જો પ્રથમથી જ હેલાંએ આવી છુટ લીધી ન હોત તો બલુ તેણીને ફસાવવાની તજવીજ કરત કે નહિં તે વિષે કદાચ કહેવાય પણ નહિં. આપણામાં સ્ત્રી વર્ગની અંદર લજ્જા અને મર્યાદા સેવવાની જે રૂઢી છે તે એક રિતે સારી પણ છે; પરન્તુ જેટલો તેનો અતિયોગ થયો છે તેટલીજ તે બાધક છે.

હમણાં આપણો સમાજ આ રૂઢીને નિંદતો થયો છે. તે પશ્ચિમનું એક જાતનું આંધળું અનુકરણ છે. આપણી નીતિ રીતિ અને તે લોકોની નીતિ રીતિ વચ્ચે આસ્માન જમીન જેટલો તફાવત છે. ત્યાંનો સ્ત્રીવર્ગ જો ધારે તો પોતાનું શિયળ સાચવી શકે એટલો બળવાન છે. તે વર્ગને કાયદાનું રક્ષણ પણ પુરેપુરૂં છે એટલુંજ નહિં; પરન્તુ કેટલાક મર્યાદાવાળા નિયમોનું પણ ત્યાં એવું અસ્તિત્વ છે કે એક બીજાની મરજી વગર કોઇ કોઇને બોલાવી શકે નહિં.

આપણા સમાજમાં એવું કશુંય ધોરણ નથી. આ દેશની પ્રજા લાંબા વખત થયાં ગુલામી ભોગવતી આવી છે, અને તેમાંય સ્ત્રી વર્ગની પરાધીનતા હદબહારની છે, આ પરાધીનતા ક્રમે કરીને સ્ત્રી વર્ગને નિર્બળ બનાવવામાં સહાયભુત બની અને તેનું પરિણામ ગુલામી પ્રજાને ઉત્પન્ન કરવામાં આવ્યું.

આ તો એક જગતનો સ્વાભાવિક નિયમ છે કે નિર્બળ પ્રજા ઉપર સબળ પ્રજા અધિકાર ભોગવે. આ દેશની પ્રજાની સ્થિતિ આવી છે. અને તેને લીધે આપણે દિવસો દિવસ તન મન અને ધનથી નબળા પડતા જઇએ છીએ. આ નિર્બળતાનું નિવારણ કરવાના કેટલાક ઉપાયો આપણા હાથમાં છે અને કેટલાક નથી. રૂઢીનાં કેટલાંક આકરાં બંધનો જે સમયાનુસાર બંધાયા હતાં, તે હાલના સમયને અનુસરીને નરમ પાડવાં જોઇએ બળવાન નિર્બળનું ભક્ષણ નહિં; પણ રક્ષણ કરવાનો માર્ગ ગ્રહણ કરવો જોઇએ. વાડ ચીભડાં ચોરે એવું થવું જ ન જોઇએ.

અધિકાર, અધિકારના રૂપમાં હોય તો કોઇ કોઇને ફરિયાદ કરવાનું કારણ પણ રહે નહીં. કોઇ પણ દેશની અંદર એક સરખી શાંતિ હોય એમ ધારવું મુશ્કેલ છે. દરેક દેશમાં ન્યુનાધિક અંશમાં અશાંતી તો હોયજ. આપણા દેશમાં જે અશાન્તિ છે તેનાં એક નહિં પણ અનેક કારણો છો. ધર્મ ભાષા અને ન્યાત જાતના તફાવતે આપણામાં ઘણા પ્રકારની અશાન્તિ પેદા કરી છે. એક બીજા વચ્ચે દિલસોજી તથા દિલાસાની ગેરહાજરીને લીધે આપણે ઘણું ખમ્યું છે અને હજુ પણ તેની પરંપરા ચાલી આવે છે. કહો કે વધારે ને વધારે બળવાન બનતી જાય છે.

આથી એમ તો કોઇ કહી શકે જ નહીં કે પશ્ચિમનું વાતાવરણ પવિત્ર છે. ત્યાં પણ અતિ છુટનું પરીણામ સારૂં આવ્યું નથી. એ લોકોમાં આચાર વિચારનાં નવનવાં ધોરણો સ્થપાય છે અને ઉથાપાય છે. સમયને અનુસરતું દરેક ઠેકાણે

આવું તો ચાલવાનું જ. કાયદો કાંઇ સિધ્ધાંત નથી. હરકતોને દુર કરવાના જે નીયમો તેનું નામ કાયદો. સામાન્ય અને વીશેષ કાયદાનું સ્વરૂપ જુદું જુદું હોય છે. સ્ત્રીએ લજાશીલ રહેવું એ એક કાયદો અને પુરૂષે પર સ્ત્રીની સામે વીકાર વાળી નજરે ન જોવું એ બીજો કાયદો. આ એક મર્યાદા ગણાય. આ મર્યાદાનું જ્યાં ઉલ્લંઘન થાય ત્યાં પરીણામ જુદું જ આવે અને સમાજ તે સાંખી શકે પણ નહીં.

લહેરૂ અને લેલાં વચ્ચે બે ત્રણ દહાડા અબોલા જેવું રહ્યું. ત્યાર પછી પરસ્પર બોલવાનો આરંભ થયો. એક બીજાએ એક બીજાનો વાંક કબુલ કર્યો, લહેરૂને પોતાનો દોષ વધારે જણાયો. લહેરૂના મનમાં શંકા હતી કે પોતાની પત્ની બહુના પંજામાંથી છટકી શકી નહીં હોય અને જરૂર ભ્રષ્ટ થઈ હશે; પરન્તુ જ્યારે લેલાંએ ખુલ્લા દીલથી જે બન્યું હતું તે અથેતી માંડીને કહ્યું. ત્યારે લહેરૂનાં મનનું સમાધાન થયું. તેને લેલાંનું કહેવું સાચું લાગ્યું. બનાવટી ન જણાયું.

લહેરૂ ગમે તેમ તો વેપારીનો દીકરો હતો. માત્ર જમાનાના વેહમાં તણાયો હતો. પોતાની સાજુકડી નારનું આછકડું પહેરવું એ ઢંગ તેને ગમતું હતું વળી તે મુંબઇનો અજાણ્યો હતો. ઘણાં જુવાનીયા પોતાની વહુને નાટક કે સીનેમામાં પણ લઇ જાય છે. કાંઇ બધાંને ભવાની જેવા મળતા પણ નથી. જોગ જોગે લહેરૂને આ ભાઈ સાહેબ મળી ગયા અને તે બહુને સપાટે ચડયા !

લાલચંદ શેઠને લીધે હવે તેની સાન ઠેકાણે આવી હતી. લાલચંદ શેઠનું કેટલુંક શંકા પડતું બોલવું સાંભળીને જ તે વધારે ચમકયો હતો અને ગળગળો પણ થયો હતો. લેલાંએ લાલચંદ શેઠની વહુ આગળ ભોળી ભાવેજ વાતો કરી કરી હતી. આમાં જો કે લાલચંદ શેઠનાં ધણીઆણીએ ચુકતા વાપરી હતી. પણ એક રીતે લેલાંનો ફોડો પણ આ રસ્તે ખાલી થયો હતો.

આ જોડલું હવે એક બે દહાડામાં અહીંથી ઉપડવાનું હતું. લહેરૂની પાસે હવે માત્ર ભાડા જેટલી જ રકમ રહી હતી. હુંડી લખવાનો વીચાર કરતો હતો પણ લેલાંએ તેમ કરવાની ના પાડી. તેણી પોતાના પતીને કહેવા લાગી કે થવા કાળ હતું તે થયું. આપણો પઇસો એ રસ્તે જવાનો હશે તે ગયો. હવે તો આપણે સાજાં સારાં વતનમાં પહોચી જઇએ તો વધારે સારૂં.

પતી, પત્ની એમ તો શાણાં હતાં. તે બેઉ સમજી ગયાં કે ઉછંછતાઇમાં માલ નહીં. સાદું અને સીધું જીવન ગાળવામાં જે મજા છે, તેની મજા છેલબટાઉ જેવું જીવન ગાળવામાં નથી. આ જોડલાંએ આ દાખલા ઉપરથી નકકી કર્યું કે અજાણ્યાનો કદિ પણ વિશ્વાસ કરવો નહિં. અને તેના ઘરમાં વાસ પણ કરવો નહિં. જાણીતાનો વિશ્વાસ કરવામાં પણ કોઇ વાર નહિં બનવા જેવું બની જાય છે તો પછી અજાણ્યાની જોડે સંબંધ બાંધવામાં તો કોણ જાણે શું બને અને શું ન બને !

લેહરૂનાં મનમાં એકલા બહુનોજ નહીં, પણ બહુની વહુ તથા તેની [illegible] પણ વસાવસો રહી ગયો તેણે એમ જ ધર્યું કે ઠગારો એકલોજ ઠગ નથી

હોતો પણ તેનું આખું ઘર જ ઠગારૂં હોય છે. બહુએ, લેલાંને પોતાના પંજામાં લેવાની જે દીવસે પેરવી કરી તેજ દીવસે લેલાંએ જો લહેરૂને ચેતવણી આપી હોત તો લેલાં વીષે લહેરૂના મનને જે સંશય હજુ પણ થોડો થોડો સતાવતો હતો, તે સતાવત કે નહિં અગર એ ચેતવણીને લહેરૂ માનત કે નહિં તે વીષે અત્યારે કહેવું એ કહેનાર અને માનનારનું સાહસ ગણાય, એટલા માટે અમે પણ કહેતા નથી.

## પ્રકરણ ૪૫ મું.

નવનિધને લીલા તણો, અનાયાસ મેલાપ;
થઇ ગયો મંદિર વિષે, શમી ગયો સંતાપ.

ઇશ્વરની લીલા પણ અકળ છે ! આજ નવનિધ, ઇન્દુ તથા જસુ પેલા ટપુને સાથે લઇને દર્શન કરવા નિકળ્યાં હતાં. કંકુને ખબર પડી એટલે તે પણ તેમની પાછળ પોતાની ઓરડીમાંથી નીકળી હતી. વચ્ચે રસ્તામાં તેણીને પેલો લીલુ શેઠ મળી ગયો એટલે તણી તેની જોડે વાત કરવા ઉભી રહી. આ અરસામાં જ આ ત્રણે જણીઓ પસાર થઈ. કંકુનાં લક્ષમાં આ દૃષ્ય આવ્યું નહીં; પણ લીલુ શેઠની જસુ ઉપર નજર પડી. તેણે કંકુને ઇસારો કર્યો અને કંકુએ માથું હલાવી તેમાં હા ભણી. નવનિધ અને જસુની નજર સીધી હતી પણ ઇન્દુ કે જે જરા પાછળ હતી તેણીએ કંકુ અને લીલુને વાતો કરતાં જોયાં. જસુની સામે લીલુની આંગળી અને કંકુની આંગળીએ આપેલું તેને ઉત્તેજન ઇન્દુએ બરાબર જોયું. ઇન્દુનાં મનમાં આ વખતે એવી પણ શંકા ઉત્પન્ન થઈ કે આ કંકુએ મને દેખાડી કે જસુને ? આ મનોગત પ્રશ્નનું તેણીથી સમાધાન થયું નહિં. તેણી મૌન રહી. કંકુ પણ ઉતાવળી આ ટોળીમાં ભળી ગઈ. સૌ આગળ ચાલ્યાં અને એક મંદિરમાં પેઠાં. ટપુ તો પાછળ પાછળ ચાલતો હતો. યોગ એવો બન્યો કે પેલા લાલચંદ શેઠની ઘરવાળીની જોડે આ સમયે લેલી પણ આ મંદિરમાં જ દર્શન કરવા આવી હતી. નવનિધની લેલાં ઉપર નજર પડી. તેણીએ તેણીને ઓળખી.

" કોણ લીલાવતી ? બહેન ! તું અહીં ક્યાંથી ? "

" ઓહો ! કોણ તમે નવનિધ બહેન ? શું તમે અહિં મુંબઇમાં જ છો ? મને ખબર નહિં બહેન ! નહિંતર હું તમને જરૂર મળત, હું તારા બનેવીની જોડે મુંબઈ જોવા આવી છું. અને આ માજીને ત્યાં અમારો ઉતારો છે. બાળપણનાં સહીપણાં. વચ્ચે વખત ઘણો ગયો એટલે તમારો મને ખ્યાલ જ આવ્યો નહીં. "

" કેટલો બધો ફેરફાર ! એક બીજાંને ઓળખી કહાડયાં એમાં પરમેશ્વરનો જ પાડ માનોની ! ચાલો મારે ત્યાં. માજી પણ ભલે આવે. આપણે દર્શન કરીને સાથે જઇશું હો ! "

નવનિધે પોતાને ત્યાં લઈ જવાનો આગ્રહ કર્યો અને આ આમંત્રણને આ બે જણીઓએ વધાવી લીધું.

નવનિધના મ મા નું ઘર લેક્ષાંનાં મહિયરનાં ગામમાં હતું. અને નવનિધ થોડા વખત પોતાનાં મામાને ત્યાં રહી હતી. લેલાંનું પિયર પણ આ ઘરની નજીકમાંજ હતું. અને તેથી આ બેની વચ્ચે વારંવાર હળવા મળવાને મેળ બંધાયો હતો. બાળપણામાં બંધાયેલી પ્રીતિની મોહિની અજબ છે! તેમાં નરી નિર્દોષતા રહે છે. આ મેલાપમાં માત્ર આનંદને જ ઉછાળો હતો અને તેથી એક બીજાં એક બીજાંને જોઈને વધારે આકર્ષાયાં હતાં. સર્વ કોઈએ સાથે રહીને ઠાકુરજીનાં દર્શન કરી લીધાં અને ત્યાંથી સીધાં જ પાછાં વળ્યાં. નવનિધે ટપુને અગાઉથી જ રવાના કરી દીધો. અને પછી સૌ હળવે હળવે ચાલવા લાગ્યાં. આ મંદિરથી ભગુભાઇ શેઠનું ઘર દુર નહોતું. પાસે જ હતું. એટલે સર્વ કોઈ સુખરૂપ શેઠનાં ઘરમાં નવનિધની સાથે દાખલ થયાં. હીરા શેઠાણી પોતાની રીત પ્રમાણે બહાર કઠોડામાં બેઠાં હતાં.

" સાસુજી! જોઈ આ મારી બાળપણની બહેનપણીને? રામ મંદિરમાં અનહે અનહે, મળી ગયાં. જેને ત્યાં એ ઉતર્યાં છે તે માજી પણ સાથે છે." નવનિધે હરખાઇને પોતાની સાસુને ઓળખાણ પાડી.

" આવો, આવે, ભલે આવ્યાં. બેસો." હીરા શેઠાણીએ આવકાર આપ્યો.

સો નિરાતે બેઠાં. રામાએ ચા તઇયાર કર્યો. સૌએ તેને ન્યાય આપ્યો. લાલ ચંદ શેઠનાં વહુ અને લેલાં ઘરનો ઠાઠમાઠ બે ઘડી જોઈ જ રહયા.

આ માંડલું હજુ વાર્તાલાપ કરતું બેઠું હતું ત્યાં ચંપક આવી ચડયો. લેલાં ચંપકને જોઇને અજબજ થઈ ગઈ! ચંપક આજ ઘરનાં દ્વાર વાટે આવ્યો હતો. તે સીધો મેડીએ જ ચડયો!

" બહેન! એ કોણ?" લેલાંએ નવનિધને પુછયું.

" તારો બનેવી જ તો!"

" શું એમ? એમને તો મેં અમે માજીનું ઘર છોડી બીજે ઠેકાણે રહયાં હતાં ત્યાં જોયા હતા?"

" કોને ત્યાં? તેં એમને ઓળખ્યા અને એણે તને કેમ ન ઓળખી?"

" હું તો અંદરના ભાગમાં હતી અને એ તો બહારના ખંડમાં હતાં વળી એ વખતે મારા એ પણ નહોતા.

" પણ ઘર કોનું?"

" બલુભાઈ કરીને કોઈ છે. એની વહુનું નામ મેના છે."

" આ તું શું કહે છે? શું તમે પણ ત્યાં રહયાં હતાં?"

" હા, હા, રહયાં હતાં. પરથમ ઉતર્યાં હતાં અમારે ત્યાં, અને પછી ત્યાં ગયાં." લાલચંદ શેઠનાં વહુએ અધુરી વાતને પુરી કરી.

" શું તારો વર એ માણસને ઓળખતો હતો?" નવનિધે પુછયું.

" ઓળખે શું? ઓળખાણ તો પઈસાની હતી. જે લાવ્યા હતાં તે ગુમાવ્યું. બીજું તમારી આ બહેનપણીને પુછો તો ખરાં!" લાલચંદ શેઠની વહુએ

આટલું કહી ભ્રમ પેદા કર્યો. લેલાં નીચું જોઈ ગઈ. નવનિધ સમજી ગઇ કે પોતાની બહેનપણી લીલાવતી ઉપર પણ કાંઈક અવનવી ગુજરી છે. તેણીનાં મનમાં પોતાના પતિ ચંપકના સંબંધમાં અનેક તર્ક વિતર્કો ખડા થયાં.

" બહેન ! કહો તો ખરાં કે પછી શું થયું ? તમે ત્યાંથી છુટીને પાછાં માજીને ઘેર કેમ આવ્યાં. "

" એ શું કહેશે ? એ વાત બહુ લાંબી છે; પણ હું તમને પુછું કે તમારા એ એવા લોકોને ઘેર કેમ જા આવ કરે છે ? " લાલચંદનાં વહુએ ભળતું જ પુછયું. "

નવનિધ શો ઉત્તર આપે ? હીરા શેઠાણી તો જયાં બેઠાં હતાં ત્યાંજ બેઠાં હતાં. આ લોકો અંદરના ભાગમાં હતાં. નવનિધે આ સવાલનો જવાબ આપ્યો જ નહિં. તેણી ગળી ગઈ. લાલચંદ શેઠનાં વહુ બહુજ પકકાં હતાં. પોતાના પતીનો ગુણ તેમાં ઉતર્યો હતો. તે સમજી ગયાં કે ખુદ નવનિધની સ્થિતિ પણ દયાજનક છે કેટલીક ચાલાક અને અનુભવી સ્ત્રીઓ સામાનું મન વાંચી શકે છે; તો પણ આ બે બનાવમાં લેલાં કરતાં નવનિધને ઓછું શરમાવા જેવું હતું. નવનિધ ઠાવકું મ્હોડું રાખીને બોલી.

" જુઓ માજી ! આ તો મુંબઇ છે ! જયાં સુધી કાચી મતિ હોય ત્યાં સુધી એમજ ચાલવાનું. ઠોકર ખાય એટલે એની મેળે ઠેકાણે આવે.'

" ચિંતા કરશો ના ભાભી ? હવે તો આગળ કરતાં મારા ચંપકભાઇ ઘણા સુધર્યા છે. " ઇન્દુ એ નવનિધને સધિયારો આપ્યો અને આવનારની આતુરતાને શાન્ત કરી.

" હજુ તો રહેવાના છો નાં ? " નવનિધે લેલાંને પુછયું.

" બહુ ત્યારે એક બે દહાડા. "

નવનિધ ત્યાંથી ઉભી થઈ.

" સાસુજી ! સાંભળો છો કે ? આ લીલાવતી તો એમ કહે છે કે અમે એક બે દહાડા રહીને જવાનાં ! આપણે ઘેર રાખ્યા વગર શું અમે જવા દેવાય કે ? "

" લે એવું તે હોય ! કયાં ગઈ લીલાવતી, જો બહેન ! આ તો તારી બાળ પણની બહેનપણી કહેવાય. તમે ધણી ધણીઆણી પાંચ પંદર દી અહીં રહીનેજ જાઓ. કયાં ગયો ટપુ ?

" કેમ માજી ! "

" જો આવતી કાલે સવારે તું આ લીલાવતી અને એના વરને ગાડી ભાડે કરીને આપણે ઘેર તેડી લાવજે. એ અહીંથી ઉઠે ત્યારે ઘર પણ જોતો આવજે. સમજયો કે ?"

" હા સમજયો. "

" અહીં અમારે ત્યાં છે એ તમારૂં ઘર ન કહેવાય ? " લાલચંદનાં વહુએ આટલો વિવેક કર્યો.

" હું પણ ક્યાં કહું છું કે જુદું છે ! તો પણ ગમે તેમ તો પરદેશી પંખીડાં છે. કોણ કોઇ કોઇને ઘેર આવવા એહું છે ! " હીરા શેઠાણીએ સામો વીવેક કર્યો.

ભલે ત્યારે. એમ તમે જો રાજી છો તો મારી ના નથી ! " લાલચંદ શેઠનાં ઘરવાળાંએ હીરા શેઠાણીની ઇચ્છાને માન આપ્યું.

થોડી વારે સૌ ઉઠયાં. લેલાં અને લાલચંદ શેઠનાં ઘરવાળાં દાદર ઉતર્યાં અને તેની મોડ ટપુ પણ ગયો.

## પ્રકરણ ૪૬ મું.

જસુને બાંધી બંધને, નવનિધ વહુએ જણાય;
જસુએ મોંડયાં વાંચવાં, ભાગવત અધ્યાય.

હીરા શેઠાણીની આગળ ત્રણ ચારની વચ્ચે જસુ ભાગવત વાંચવા બેસતી. શેઠાણીને ભાગવતની કથા સાંભળવાનું વચન આપ્યું તે જો જસુ ન આવી હોય તો બોલાવીને પણ પણ પોતાની પાસે બેસાડતાં. અને જયાંથી અધુરૂં રહ્યું હોય ત્યાંથી વંચાવવાની શરૂઆત કરાવતાં. જસુ મોંડમાંડ એક વાંગ પરવારતી અને ત્યારપછી વાંસાઢાળ કરતી. તેણીના લલાટમાં અર્ધનિંદ્રાજ વિધાતાએ લખી હતી. ગાઢ નિંદ્રાનો અનુભવ તેણીએ લીધો હોય કે નહી ? તેનું સમાધાન જસુજ કરી શકે. પ્રથમ તો જસુ ભાગવતની લીટીઓ ભાંગી ત્રુટીજ વાંચતી. નવનિધ પાસે બેઠી હોય તો ઉચ્ચાર સુધરાવે અને તેનો અર્થ પોતાના જ્ઞાનનાં પ્રમાણમાં સમજાવે. ઇન્દુને ભાગવત તથા તુલસીકૃત રામાયણનું જ્ઞાન નવનિધ કરતાં પણ વધારે ઠીક હતું. તે પણ કોઇવાર અંહી આવીને બેસતી. આવા નિયમના ક્રમથી જે કોઇ આવીને અંહી સાંભળવા બેસતું તેને મજા પડતી અને રસ પણ આવતો. માત્ર જસુનેજ આ વેઠ જેવું જણાતું.

પાંચ પછી તો જસુને રસોડામાં પેસવાનું હોય, એટલે તેણીને ક્યાંય પણ આવજાવ કરવાનો વખતજ મળતો નહી. જસુના મનમાં ભલે આ ઓળામાંજ ભટકવાનો સળવળાટ થાય તેણી વખત મળે તો જાય કે એમજ ? ઇન્દુ નહાનપણથીજ રામાયણની અભ્યાસી હતી. તેણીનો પિતા રામાયણ પ્રતિ અત્યંત પ્રીતિ ધરાવતો. ઇન્દુના અંતરમાં બાળપણથીજ રામાયણના સંસ્કારોએ જમાવટ કરી હતી. એક દિવસ ઇન્દુ તુલસીકૃત રામાયણનો ગ્રંથ પોતાની સાથે લઇ આવી. ખુદ હીરા શેઠાણીના આગ્રહથી ઇન્દુએ આજ બાલકાન્ડનો આરંભ કર્યો. ઇન્દુનો કંઠ સુંદર હતો અને તેણી તેનો હાર્દ સમજાવી શકતી. આ રામાયણ ગુજરાતી ટીકાવાળી હતી એટલે ઇન્દુને સમજાવવાનું સુગમ પડતું. ખુદ હીરા શેઠાણીને આ વાત ગમી. પછી એમ ઠર્યું કે એક દિવસ ભાગવતની અને એક દિવસ રામાયણની કથા ચલાવવી. રામાયણ તો ઇન્દુજ સંભળાવતી અને તેનો અર્થ કહેતી. ભાગવત વાંચવાનું કામ તો જસુનેજ સોંપાયું હતું. જસુમાં ધીમે ધીમે જો કે સુધારો થતો ચાલ્યો તો પણ મનમાનતો નહી. જસુના વાંચવામાં જે ભુલો થતી તે નવનિધ અને ઇન્દુ સુધારીને શિખાવી લેતાં.

રોજનું વાંચન અથવા શ્રવણુ કોઈવાર મનનને જન્મ આપે છે અને ત્યારપછી તેજ મનન ભલે થોડા અંશમાં પણુ પાળન પ્રતિ પ્રેરે છે. જસુને ભલે થોડો પણુ શરૂઆતનો ફાયદો એટલો થયો કે તેણીને જે પુર્વે દુઃખ સ્વપ્ન આવતાં હતાં તે હવે ઓછાં આવવા લાગ્યાં. તેણી એકાદ પ્રહર ગાઢ નિંદ્રાનું પણુ સુખ ભોગવવા લાગી. સવારમાં તેણીની આંખો બળતી હતી તે ઓછી બળવા લાગી. તેણીનું શરીર કંઇક સારી નિંદ્રાને લીધે હળવું પડવા માંડયું. તે આખો દિવસ સુસ્ત અને વિચાર ગ્રસ્ત રહેતી હતી તેમાંથી પણુ તેણીનો અલ્પ અંશે છુટકારો થવા લાગ્યો. તેણીનાં અંતરમાં વિકારના તરંગો કે જે વારંવાર આવતા હતા તે ઓછા આવવા લાગ્યા. તેણીને આ ચમત્કાર તો ભાસ્યો; પણુ હજુ તેનુ મુલ્ય આંકવા જેટલું તેણીનામાં જ્ઞાન આવ્યું નહોતું.

આ મંડળમાં કોઈવાર પેલી કંકુ પણુ આવીને બેસતી. જસુને તો કયારની કંકુને માટે શંકા હતી, પણુ એ શંકનું સમાધાન કરી લેવાની તેણીને ગરજ હતી નહીં. વળી તેણી કંકુની નજર આગળ આવું પુછીને અળખામણી થવાની ઇચ્છા પણુ રાખતી નહીં. ઇન્દુ કંકુ આવે ત્યારે તેની સામે કતરાઈને જુએ. કંકુના મનમાં આથી એટલું તો આવ્યું કે ઇન્દુ બ્હેન મારાથી અતડાં કેમ રહે છે ! પણુ આનો ઉત્તર કોણુ આપે ? કંકુ કોને પુછે ? તેણી કદાચ વચ્ચે ડહાપણુ ડોળવા માંડે ત્યારે ઇન્દુ એટલું કહે કે સાંભળ્યા કરે. વચ્ચે બોલો ના. કથામાં બેસીને સાંભળવું પણુ બોલવું નહી.

સર્વને ધીમે ધીમે એક સરખો રસ પડતો ગયો. જસુ ભલે પોતાનો લાભ પોતે સમજી શકી નહીં. પણુ લઇ શકી તો ખરી. કંકુને પણુ આ કથા દ્વારા ક્યાંક ક્યાંક રસ આવતો ગયો જેમ જેમ માળામાં ખબર પડતી ગઇ તેમ તેમ બાઇશંઓનું ટોળું હીરા શેઠાણીના કઠોડામા જામતું ગયું બાઇગંઓને કથા વાર્તા બહુ ગમે છે.

જસુને તો હળવે હળવે વાંચવાનું હતું પણુ ઇન્દુને રાગ કહાડીને ગવાનું હતું. રહેતે રહેતે ઇન્દુને આ ઠીક ન લાગ્યું. તેણીએ એક દિવસ હીરા શેઠાણીને વિનવ્યા કે આપણે આ કઠોડામાં ન બેસીએ અને અંદરના ભાગમાં બેસીએ તો સારૂં. શેઠાણીએ ઇન્દુની આ વિનંતિ સ્વીકારી અને ત્યારપછી અંદરના ખંડમાંજ કથા કહેવાનું શરૂ કરવામા આવ્યું.

ઇન્દુની કથા કહેવાની ઢબ સૌને ગમી ગઇ હતી. આ કારણુથી રામાયણુ કે જે એકાંતરે વંચાતી હતી તે રોજ વંચાવા લાગી નવનિધે ભાગવત વાંચવાનું કામ જયારે અવકાશ મળે ત્યારે જસુ એકલીને સોંપ્યું

જસુને રામાયણુ સાંભળવામાં જેવો રસ આવતો હતો તેવો ભાગવત વાંચવામાં આવતો તો નહીં હતો; તો પણુ નવનિધનું માનીને તેણીએ સુતી વખત થોડું પણુ ભાગવત વાચવાનું જારી તો રાખ્યુંજ હતું. તે ભાગવત વાંચતી વાંચતી જ થાકી પાકી બિછાનામાં ઢળી પડતી. રંડાઇ ત્યારથીજ જેણીએ નિંદ્રાનું સુખ

લીધું નહોતું. તેણી હવે તે લેવા લાગી. તેણીને ક્યાંક ક્યાંક સમજ પણ પડવા લાગી. તેણી હવે આગળ કરતાં વધારે આનંદમાં રહેતી હતી. તેણીનું અંતઃકરણ નિર્મળ થતું જતું હતું. જે મનોવિકારોને તેણી પોતાના મિત્ર જેવા માનતી હતી તે વિકારોને તેણી હવે થોડે અંશે શત્રુ જેવા માનવા લાગી. તેણીને ભાગવતની કેટલીક વાતો બહુ ગમી. પાંચ વર્ષના ધ્રુવનું તપ તો તેણીને વારંવાર સ્મરણમાં આવતું. રામાયણની વાતો પણ તેણીને ઘણી પસંદ પડી હતી.

ભર્તુહરિ ખરૂં કહી ગયેલ છે કે અજ્ઞાનને જેટલે દરજ્જે સદબોધની અસર થાય છે તેટલે દરજ્જે અર્ધદગ્ધને નથી થતી. કંકુ અજ્ઞાન ગણાય. કંકુને કાને કોઇ વાર જ્યારે ચોટ ઉપદેશ પડતો ત્યારે તે રોઇ પડતી અને ઇન્દુના પગ ઉપર હાથ મુકીને તે હાથ પોતાની આંખે અડાડતી. પાપીને પોતાનાં પાપ કર્મની જ્યાં સુધી ચેતવણી નથી મળતી ત્યાં સુધી તો અક્કડ રહે છે પણ જ્યારે તેને કોઇ આવી કથા કે અનુભવ દ્વારા ચેતવણી મળે છે ત્યારે તેનો ભાવ બદલાઇ જાય છે. કંકુનો ભાવ પણ આવી રીતે બદલાતો રહતો હતો.

## પ્રકરણ ૪૭ મું.

સભ્રમમાં ઈન્દુ પડી, મન-પલટો થઇ જાય;
નાથ વચન, ગૌરી કથન, એમાં ભેદ જણાય.

કોઇવાર કમળાને ઘેર ઇન્દુ બેસવા જતી હતી. ત્યાં જો ગૌરી આવી હોય તો તેણીનો તેણીને ભેટો થઇ જતો. ગૌરી સુધારાની સાથીયણ હતી. વિઠ્ઠલરાયના વિચારો ઇન્દુએ ધ્યાન દઇને સાંભળ્યા હતા. પોતાનો પતિ બિન કેળવાયલો કે અભણ નહોતો. તે ગ્રેજ્યુએટ હતો. સ્વાભાવિક દ્રષ્ટિએ જોઇએ તો પણ એક પતિ ગમે તેવો નબળો કે મુર્ખ હોય; સામાન્ય જ્ઞાનવાળો હોય, વ્યવહાર કુશળ ન હોય તોયે આપણી સંસ્કૃતિ એવી છે કે તેની પત્ની ભક્તિ ન્યુનાધિક અંશમાં પણ તે પ્રત્યે પુજ્યભાવથી જુએ છે. વિઠ્ઠલરાય તો વ્યવહાર અને પરમાર્થના વિષયોમાં સારી રીતે પલોટાયલો હતો. આવા પતિને માટે ઈન્દુ જેવી શાણી તથા પતિપરાયણ સ્ત્રી ગર્વાનંદ લઇ શકે; આમ છતા ગૌરીના કેટલાક સુધારાના આગળ પડતા વિચારો સાંભળી તેણીના મનમાં સંભ્રમ પેદા થયો. જેણે જે વિષયનો સાથમાં સારો અભ્યાસ કર્યો હોય તો, તે વિષયનું પ્રતિપાદન કરવાના પુરાવાનો સંગ્રહ કર્યેજ જાય છે. જેમ વિઠ્ઠલરાયે પોતાના વિચારોની છાપ અન્યનાં અંતરમાં ઠસાવવાની દલીલો એકઠી કરી હતી તેમ ગૌરીએ પણ તેવોજ પ્રયત્ન પોતાના વિચારો ઠસાવવા સારૂ કર્યો હતો.

ઈન્દુ સ્વય બુધ્ધિશાળી હતી. તેણી બેયના વિચારો સાંભળીને પોતની તુલના શક્તિ વડે નિર્ણય પણ કરી શકે. આશ્ચર્ય પામવા જેવું અહીં આ એકજ હતું કે ઈન્દુ ગમે તેવી વિચારશીલ હોય તોપણ અત્યારે તેણીનું મન કશા નિર્ણય પ્રતિ વળી શક્યુંજ નહીં. ઇન્દુને ક્યાંક પોતાના પતિની દલીલો ખરી લાગે તો ક્યાંક ગૌરીની પણ ભાસે! જ્યાં સમયનો પ્રવાહજ બદલાઇ ગયો ત્યાં આ સિવાય બીજું શું થાય?

આજ વિઠલરાયને બહાર જવાનું નહોતું. તે ઘરમાં બેસીને ક્રોનીકલ વાંચતો હતો. ઉપર ટપકેનું વાંચ્યા પછી તેણે પત્ર નીચે નાખી દીધું. તેની નજર ઇન્દુ તરફ ગઇ. ઇન્દુને તેણે કોઇ વિચારમાં ઉંડી ઉતરેલી જોઇ.

"કેમ આજ કશુંય બોલતી નથી ? શું જીવને સારૂં નથી ?"

"ના, ના. એવું તો કંઈજ નથી. કમળા કાકીને ઘેર જવાની તમે મને છુટ આપી છે અને તેથી ત્યાં કેઈ કોઈ વાર જાઉં છું. પોતે બહુ ભલાં છે. એમના વિચારો તો લગભગ તમારા વિચારોને મળતા આવે છે; પરન્તુ પેલી સુધરેલી ગૌરી તો એટલા આગળ વધેલા વિચારની છે કે કાંઈ પુછોજ ના ! એ તો એમજ કહે છે કે પુરૂષોએજ આ દેશના સ્ત્રી વર્ગને પોતાની અયોગ્ય લાલસા તૃપ્ત કરવા માટે નિર્બળ બનાવેલ છે. જ્યારે આ દેશ ઉત્કર્ષની ટોચે પહોંચેલો હતો ત્યારે સ્ત્રીનું સન્માન ઘણું સરૂં થતું હતું. પત્ની પોતાના પતિને દેવ તરીકે માનતી અને પોતે પોતાની પત્નીને દેવીના નામથી બોલાવતો. જેમ જેમ પુરૂષ વર્ગમાં નબળાઈ પ્રવેશતી ગઈ તેમ તેમ સ્ત્રીઓનું સન્માન ઘટતું ગયું. આનું પરિણામ એ આવ્યું કે હવે એક પણ પુરૂષ ખરા ગ્રહસ્થ તરીકે જોવામાં નથી આવતો અને એક પણ સ્ત્રી ખરી ગૃહિણી તરીકે જોવામાં નથી આવતી."

"શું અપવાદના રૂપમાં પણ નહીં ?"

"હા, એ તો એમજ કહે છે !"

"શું તેં તેણીને આટલું પણ નહિં પુછયું કે આ દેશમાં જ્યારે આવું નથીજ રહયું ત્યારે તેવું બીજે કયા રહયું છે ? ધારીએ કે કદાચ તેણીનું આ કહેવું અમુક અંશે સાચું હોય તો પણ તેમાં સમય અને સંયોગનો દોષ હતો કે કેવળ પુરૂષોનોજ ? આ દેશની અધોગતિ કેવે પ્રકારે થતી ચાલી, એની રૂપરેખા મેં તારી આગળ દોરી છે. આ રૂપરેખા ઉપરથી તને સમય અને સંયોગનો દોષ જોવામાં આવે છે કે કેવળ પુરૂષ વર્ગનો ?

"એમનું કથન એવું છે કે જેમ જેમ અજ્ઞાનતા વધવા માંડી તેમ તેમ આપણો આ દેશ પોતાનું કર્તવ્ય ભુલતો ગયો."

"વાહરે ! તેં તેણીને આટલું પણ ન પુછયું કે અજ્ઞાનતા શા કારણથી વધી ? મેં તને આ રહસ્ય તો સ્પષ્ટપણે સમજાવ્યુ છે ! અસ્તોદયનું ચક્ર તો જ્યાને ત્યાં ફરતુંજ રહયું છે. ઉત્પત્તિ, સ્થિતિ અને લયના ક્રમનો નાશ કરવા કોઈ સમર્થ નથી જગતને નિયામક પણ આ ક્રમને વળગી રહે છે. જો આ નિયમ પલટાઇ જાય તો પછી નિયામકનું નામ પણ ન રહે ! જ્યારે એ એમ કહે છે કે આપણી પ્રાચીન સંસ્કૃતિ સારી હતી તો પછી અનિષ્ટ શું હતું એ કહેવાનો કોઇને હકકજ નથી ! અને શું એમ કહેવાની હિંમત કરે છે કે જેને આપણે સુધરેલા દેશને નામે હાલ ઓળખીએ છીએ તે દેશની અંદર સર્વ સારૂં છે અને અનિષ્ટ કશુંય નથી ! હજુ મેં તારી આગળ શ્રેયસ, પ્રેયસનું સ્પષ્ટીકરણ કર્યું નથી. જે સર્વાંગે શ્રેયસ છે તે સર્વાંગે પ્રેયસ તો નજ હોઈ શકે. શું તું

એમ કહી શકશે કે જે વસ્તુ આપણને પ્રિય છે તેમાં નર્યું કલ્યાણજ સમાયલું છે ? જેનું પરિણામ સરૂં આવે તેજ સારૂં કહેવાય. પરન્તુ પ્રથમ જે મિષ્ટ લાગે અને પછી તેનું પરિણામ શોચકારક આવે તો તેને આપણે શું મીઠું કહી શકીએ ?"

'એમ તો મારાથી પણ કેમ કહેવાય ? ખાંડનું પતાસું તો મીઠું હોય પણ તેમાં ઝેરના બે ચાર ટીપાં ઉમેર્યાં હોય તો તે પતાસું બીજેજ ભાવ ભજવે.'

'તું એમ ન સમજતી કે હું સુધારાનો વીરોધી છું. જુના વિચારના લોકો કે જેઓ સમય, સંયોગને અધીન બનીને પોતાનું સ્વરૂપ ભુલી ગયા છે અને છડે ચોક દુરાગ્રહને પકડી બેસી સુધારાને વગોવે છે તેવો હું નથી. પ્રાચીન કાળમાં જે સુધારાને માટે આપણે મથીએ છીએ તે સર્વ પ્રકારના સુધારા અસ્તિત્વ ભોગવતા હતા. જ્યારથી આ દેશની અંદર પરદેશી પ્રજાનો પગ પેસારો થયો અને જ્યારથી પરસ્પરની રહેણી કરણીના સંબંધમાં આર્ય અનાર્યની વચ્ચે ભેદ ઉત્પન્ન થયો, ત્યારથી આપણામાં કેટલીક સંકરતા દાખલ થઇ, મને કહેવા દે કે કેળવણી પણ પલટાઇ ગઈ. શું તું એમ માને છે કે અધુના જે કેળવણી અપાય છે તે દોષથી મુક્ત છે ? અને શું તુ એમ પણ કહેવાની હતી કે જે કેળવણી અપાય છે તેમાં સર્વે પ્રકારના ઉત્તમ અંશો સમાયલા છે ? અને તેની સાથે મને આટલું પણ ઉમેરવા દે કે આ કેળવણી દ્વારા આ દેશની પ્રજાની કેટલી સંખ્યા કેળવાય છે ? ઘણીજ થોડી. વળી કેળવણી ફરજીયાત ક્યાં છે ? અને તેમાં આપણને સદે એવાં અંગો પણ ક્યા છે ? કેળવણીનાં અંગો એવાં હોવા ન જોઇએ કે જે જનસમાજને શારીરિક, માનસિક તથા આત્મિક નિર્બળતા તરફ ઘસડી જાય ! અત્યારે આ દેશની પ્રજા શી સ્થિતિમાં મુકાયેલી છે તેનો તેં વિચાર કર્યો છે ? બ્રહ્મચર્યના અભાવ અને બાળલગ્નના પ્રચારને લીધે શારીર બળ તો આપણે ક્યારનું ગુમાવવા માંડ્યું છે. પહેલો સર્વ વ્યાપક સુધારો તો શરીરને સુદ્રઢ બનાવવાનો થવો જોઇએ. બ્રહ્મચર્યાશ્રમને સ્થાને ગૃહસ્થાશ્રમને મુકવો અને એ દુગ્ધને પરાણે સહીને હાલની અત્યંત બોજાવાળી કેળવણી લેવી એનું નામ સુધારો કે ? ખરો સુધારો તો એજ કહેવાય કે પ્રથમ મન, વચન, અને કર્મ વડે આપણી ભાવી સંતતિને બ્રહ્મચર્ય પળાવવાનું શીખવવું જોઇએ અને તે બરાબર બ્રહ્મચર્ય પાળે એવી તેને સારૂં સુંદર યોજના ઘડવી. ખરો વિદ્યાભ્યાસ તો આવા બ્રહ્મચારીઓજ કરી શકે. પ્રાચીન કાળમાં આપણી ગુરૂકુળની જે પ્રણાલી હતી તે શું સારી નહોતી ? હું કબુલ કરૂં છું કે પ્રજાના કેટલાક અગ્રેસરોને આ વાતની હવે સુજ પડી છે; પરન્તુ તે પ્રવૃત્તિ દેશની પ્રજાના પ્રમાણમાં બહુ ઓછી છે. એક બાજુ રૂઢી અને બીજી બાજુ હાલની નકલી કેળવણીએ પણ આપણો ખારકુટો વાળી દીધો છે અને તેનું પરિણામજ હવે આપણે ભોગવતા થયા છીએ.'

"ઓહો ! આ તો તમે મને આજ ખરેખરૂં સમજાવ્યું. હું સમજી ગઈ કે જે કાંઈ આપણી ઉન્નતીને અર્થે હમણાં પ્રયાસ કરવામાં આવે છે તે પાયા વગરનું ઘર બાંધવા જેવોજ છે. મને માફ કરજો. માત્ર ન્યાયની ખાતર બોલું છું!

અત્યારે કહેવું પડશે કે આપે જે કહ્યું તેમાંનું કેટલુંક તો ગૌરીએ પણ મને કહ્યું હતું. તણીએ મને એમ કહયું કે જ્યાં સુધી બાળલગ્નનો નાશ નહીં થાય અને જ્યાં સુધી આપણુને અનુકુળ આવે એવી કેળવણી નહિં અપાય ત્યાં સુધી આ દેશની પ્રજાનો ઉદય થવાનો જ નથી. ”

“ જો એમજ એ બોલી હોય તો પછી મતભેદ ક્યાં છે ? બાળલગ્નનો નાશ એટલે બ્રહ્મચર્ય્યનું પાલન. નિરોધ કરવાનું શાસ્ત્ર. આ નિરોધ કરીને બેસી રહેવાનું પણ નથી. તેની જોડે વિદ્યાભ્યાસનો પણ નિકટનો સંબંધ છે. પ્રાચીન કાળમાં આમજ હતું. મહર્ષિ દયાનંદના પ્રાચીન કાળને અનુસરતો સિધ્ધાંતજ આ હતો. બ્રહ્મચર્ય્યનું પાલન, પઠન પાઠન અને ગોકુળ્યહિતુ રક્ષણુ એમનો વિચાર એવો હતો કે પ્રજાને વેદના ઝુંડા તળે મુકવી અને એવી રીતે અદ્વૈતના પ્રભાવ જમાવવો; પરન્તુ એમાં એવું શોચદાયક ભિન્નતત્વ ઉપસ્થિત થયું કે આ સિધ્ધાન્તોની સાથે બીજી જે કેટલીક ખંડન મંડનાત્મક ક્રિયાઓ હતી તે વિશાળ સમુહને રૂચિ નહીં. તો જો કે અંતમાં તો એમના આ મુખ્ય સિદ્ધાંતો જ પ્રચારમાં આવવાના.’

“ આવું ભાવી તમે શી રીતે ભાખી શકો છો? ’

“ તું જોઈ નથી શકતી ? હમણાં કેવા પ્રકારનું આંદોલન ચાલી રહયું છે અને કેવું પરિવર્તન થતું રહયું છે ? લોકો ભલે મોડી તો પણ પોતાની ભુલો જોઇ શકયા છે. હું પ્રથમથીજ કહી ગયો છું કે આ ભૂલો સુધારવામાં ઘણો લાંબો વખત વીતી જશે તોયે આટલું પણ લોકોને પોતાની ભુલોનું જે થોડું ભાન થયું છે તેનું પરિણામ જતે દહાડે કંઇક સારૂં આવતું જશે ”

“ એમ તો હું પણ કહી શકું. લોકોનો ભલે અમુક નાનો ભાગ તો પણ આટલો મર્મ સમજી શકયો છે કે છોકરીને મોટી વયે પરણાવવી અને તેણીને માટેનો મુરતિયો પણ ચાર વર્ષનો મોટી વયનો જોવો ”

“ પણ એટલેથી પતે તેમ નથી તેનું કેમ ? પોતાની સંતતિને તેની જોડે યોગ્ય શિક્ષણ તો આપવું જોઈએ કે નહિ ? અભણ જોડાં દેશને શા કામનાં ? શરીરે સબળ થએલાં અને સારૂં શિક્ષણ પામેલાં જોડાંજ અણીને વખતે દેશને કામ લાગે, હું એમ નથી કહેતો કે લોકોને હમણાંનું શિક્ષણ ઉપયોગી છે ! એમાં દેશ, કાળ અને સ્થિતિનો વિચાર કરીને ફેરફાર તો કરવો જ પડશે; તો જો કે આ દિશામાં દેશના અગ્રેસરેની આંખો ઉઘડી છે; તો પણ હજુ તેઓ ખરેખરા નિશ્ચય ઉપર નથી આવ્યા. આમાં એમનો વાંક પણ નથી. લાંબા વખતના અનુભવથી ઘડાયેલા બંધારણમાં વ્યકિતગત કે સમુહગત મતભેદને લીધે ઘણી ત્રુટીઓ આવી ગઈ છે. આ ત્રુટીઓનું જ્યાં સુધી અનુસંધાન કરવામાં ન આવે ત્યાં સુધી આપણે ધારેલે સ્થળે પહોચી શકીએ નહીં.’

“ તમારા કહેવા પ્રમાણે જ્યારે આપણે ધારેલે સ્થળે પહોંચવાનાજ નથી તો પછી આટલો કોલાહલ પણ શા કામનો ?’

"કોલાહલ નહિં પણ ઉહાપોહ. એમાંથી પણ તુટેલી સાંકળના આંકડા સંધાતા તો રહેશે. કેટલા સંધાશે અને કેટલા બાકી રહેશે એ વિષે જો કે હું કહી શકતો નથી. તો પણ પ્રયત્ન ચાલું છે. પરિણામ આવે તે ખરૂં.'

'આ તો પાછો તમે સંદેહ ઉત્પન્ન કર્યો ! પરિણામ આવે તે ખરૂં આનો અર્થ શો ?

"શું આ દેશમાં આપણું પોતાનું રાજ્ય છે ? સત્તાધારીઓ અને પ્રજાના સ્વાર્થો જુદા જુદા છે. કોમ કોમ વચ્ચેના સ્વાર્થોની રસાકસી પણ ચાલે છે. પુર્વે ધર્મની સત્તા મુખ્ય હતી. ન્યાયની ગઉણ હતી. ધર્મનો દરજ્જો ઉંચો હતો અને ન્યાયનો ઉતરતો હતો. હવ ન્યાયનો દરજ્જો ઉપર આવ્યો છે અને તેના નિભાવને માટે કાયદા બંધાય છે. આ કાયદાનું સ્વરૂપ પણ એક સરખું નથી રહયું, અને તેથી અનેક પ્રકારની અડચણો ઉભી થય છે. આનો રામબાણ ઉપાય સ્વાધીનતા છે. ઘરનોજ દાખલો લ્યો. આપણા ઘરનો વ્યવહાર આપણે શાણપણથી ચલાવતા હોઈએ તો તે કેવો સંતોષકારક ચાલે ? પણ જો વચ્ચે બીજાની દખલગીરી હોય તો પરિણામ કેવું આવે. આ પ્રમાણે આપણે આખા દેશનું પણ જોવાનું છે. પિંડનું દ્રષ્ટાન્ત બ્રહ્માંડમાં પણ લઈ શકાય. જેણે નહાના ઘડીઆળને સુધારવાનું શિક્ષણ મેળવ્યું હોય તે મ્હોટા ઘડીયાળને પણ સુધારી શકે. આનું કારણ આ એકજ છે કે નહાના કે મ્હોટા ઘડીયાળનું સાંચા કામ તો એકજ પ્રકારનું હોઈ શકે."

"વાહ ! આ તમારો દાખલો મને અક્ષરે અક્ષર ખરો લાગે છે. હું તમારા કહેવાનો ભાવાર્થ આટલો તો સમજી શકી છું કે ઉટપટાંગ નહીં, પરન્તુ સાચો સુધારો પણ એકલે હાથે થઈ શકતો નથી. એમાં બોહોળા હાથની જરૂર છે અને આ બોહોળા હાથોને પણ રાજ્ય સત્તાએ મજબુત કરવા જોઈએ."

"શું તારી કલ્પના આટલે દરજ્જે દોડી શકે છે ? ખરેખર ! તારા આ જ્ઞાનને માટે મને ઘણો સંતોષ થયો છે."

'આપનો સંતોષ એ મારો પણ સંતોષ."

'અત્યારે તો હું અહીંથી આ સંવાદ બંધ કરૂં છું. મારે બહાર જવાનું છે અને ઘરકામમાં લાગવાનો તારો વખત થઈ ગયો છે.'

'ભલે એમ કરો.'

## પ્રકરણ ૪૮ મું.

લહેરૂ, લેલાં બે જણાં, ભગુભાઈને ઘેર;
આવી આઠ દિવસ રહયાં, ગયાં ભોગવી લહેર.

લહેરૂ અને લેલાં નવનિધનાં આગ્રહથી ભગુભાઈને ઘેર આવી પહોંચ્યાં. આ જોડું આઠ દિવસ રહયું. આટલા સમયમાં ચંપક અને લહેરૂની વચ્ચે ગાઢ સ્નેહ બંધાયો. બહુના ઘરમાં જે બનાવ બન્યો તથા પોતે તેની જાળમાં ફસી કેવી રીતે સાથે લાવેલું ધન ખોયું એ વાત પણ તેણે અથેતિ માંડીને ચંપકને કહી.

ભવાનીએ બલુની જોડે પોતાનો કેવે પ્રકારે મેળ બેસાડયો એ રહસ્ય અને બલુની મા તથા વહુની આ કામમાં કેવી રીતની સામેલગીરી હતી એ પણ તેણે સમજાવ્યું.

આ માણુસ ઠગ છે અને એ ઠગાઇમાં મદદ કરનારાં તેનાં ઘરનાં માણુસોજ છે, એ ભેદ પણ તેણે સ્પષ્ટ શબ્દોમાં ચંપકની આગળ ખુલ્લો કર્યો. આ બધી બીના સાંભળીને ચંપકનો ચહેરો જો કે કંઇક નિસ્તેજ થયો; તો પણ હજુ તેની ચિત્તવૃત્તિનું બલુ તરફનું આકર્ષણ છેકજ તુટયું નહોતું. અમુક અંશે મોળું પડયું હતું એમ તો કહી શકાય. નવનિધને પણ હેમાંના કહેવાથી આ વાતની ખબર પડી હતી; પણ તેણી પાસો જ્યારે સીધો પડે ત્યારેજ ખેલ ખેલનારી હતી. એકદમ અધીરી બનીને ચંપકને ચેતવણી આપવા જાય એવી તેણીની ભાવના હતીજ નહીં.

નવનિધની પ્રેરણાથીજ આ જોડલું અહીં આવ્યું હતું. આમ છતાં આ ઘરનાં માણુસો તરફથી તેની જે પરોણાગત થઇ તે અત્યંત પ્રશંસાપાત્ર હતી. ખુદ ચંપક પણ આ કાર્યમાં ભળ્યો હતો. આઠ દિવસ કેવી રીતે પસાર થયા તેની આ જોડલાંને ખબરજ પડી નહીં. ભગુભાઇ, હીરા શેઠાણી તથા ચંપકે હજુ વધુ વખત રહેવાનો આગ્રહ પણ કર્યો અને નવનિધે તો કાંઇ બાકીજ રાખી નહીં; પરંતુ મુંબઈમાં વિશેષ વસવાનું તેને પરવડે તેમ નહોતું. લહેરૂની પેઢીના મુનિમનો પત્ર ક્યારનો આવ્યો હતો. અને તેથી તે પોતાને વતન જવા માટે તલપાપડ થઇ રહયો હતો.

આ જોડલું અહીંથી રવાના થયું એ કહેવાની હવે જરૂર ન હોય. તે તો સિધાવ્યું અને પોતાને વતન પહોંચી પણ ગયું. આ ઘર ખરેખર ભાગ્યશાળી તો ખરૂં કે બલુ અને બલુનાં ઘરનાં માણસોનો અનુભવ કરનારૂં આ જોડલું અનાયાસ મિજબાન તરીકે અહીં રહયું

હજુ તો બલુના સંબંધમાં ચંપક કશા નિર્ણય પર નહોતો આવ્યો. શંકાશીલ બન્યો હતો એ વાત ખરી. નવનિધનાં મનમાં પેલી દક્ષિણી સાડીની કિંમતની શંકા ક્યારની ઘર કરીને બેઠી હતી. તેણીને ખબર પણ નહોતી કે આ સાડી ખરીદ કરતી વખતે કોણ સામેલ હતું. અત્યાર સુધી તે વાતનો ખુલાસો માગવાની તેણીએ પરવાજ નહોતી કરી. પેલો નંદલાલ ફેરીવાળો અવનવાં કપડાંની ગાંસડી લઇને આ માળામાં પણ આવતો અને કોઇવાર નવનિધને પણ એમાંનું કોઇ આકર્ષક કપડું દેખાડતો. આજ તે આવ્યો હતો. ચંપક મેડી ઉપર હતો અને નવનિધ નીચેના ખંડમાં હતી.

"કેમ બા! ઘરમાં છો કે?"

"હા, ભાઇ, આવો. બેસો. મારે તમારૂં જરા કામ છે."

નંદલાલ ઉમરા આગળ બેઠો. આ વખતે ભગુભાઇ પેઢીમાં હતા. હીરા શેઠાણી પણ નહોતાં. નવનિધે લાગ શોધ્યો. તેણી મેડી ઉપર જઇને પેલી દક્ષિણી સાડી લઈ આવીને નીચે ઉતરી. ચંપકનું અત્યારે નવનિધ પ્રતિ લક્ષ નહોતું. તે જુદીજ ધુનમાં કોચ ઉપર લાંબો થઇને પડયો હતો. નવનિધ નંદલાલની પાસે

આવી, અને તેણીએ આ સાડી બેના હાથમાં મૂકી.

"નંદલાલ ભાઈ! આ સાડીની કિંમત કરો. બરાબર કરજો હો. મારે એક બીજી એવી મંગાવવાની છે."

નંદલાલે સાડી હાથમાં લીધી. નંદલાલ આવી પણ બે ત્રણ સાડીઓ રાખતો હતો. તેણે ગાંસડીમાંથી આવી એક સાડી કહાડીને આ સાડીની સાથે સરખાવી અને પછી બોલ્યો.

"જુઓ બહેન! મારી સાડીનો આ વેપારીનો આંકડો. આ મારું અસલ બર્લિનનું છે. તમારી સાડી કરતાં પણ આ મારી સાડી ઉંચી છે. આ વાત તમે કબુલ કરો છો ના!"

"હા, અને પણ તમે કહો છો એમજ લાગે છે શું આ તમારી સાડીની મુળ કિંમત માત્ર એક સો ને પાંચજ રૂપિયાની? ત્યારે આ મારી સાડીની કેટલી?"

"બહુ ત્યારે નેવું કે પંચાણું."

'હેં! શું કહો છો? તમારા શેઠ તો આની કિંમત ઘણી વધારે આપી આવ્યા છે!"

"શું એ ઘરમાં છે કે?

"હા, છે."

ચંપક અત્યારે પાછો સ્વસ્થ થયો હતો. તેણે મોટેથી અવાજ સાંભળ્યો તે મેડી ઉપરથી નીચે ઉતર્યો. તેણે નંદલાલને દીઠો. નવલિધની પાસે તે કોઈ કોઇ જાતનું કપડું દેખાડવા આવતો હતો તેની તેને ખબર હતી.

"કોણ નંદલાલ! બેસો, કેમ છો? આજ વળી આને કયું કપડું દેખાડવા લાવ્યા છો?"

એ તો મારી બહેનને આવી એક બીજી સાડી લેવાની છે તે બતાવવા આવ્યો છું. આ તમે જે સાડી લઈ આવ્યા છો તે સાડી અને આ મારી પાસેની."

"વાહ! આ તો મારા કરતાં પણ વધારે મજેની છે! બોલો નંદલાલ! આ સાડીની શી કિંમત?"

"એક સો ને પાંચ રૂપિયા."

"અને મારી આ સાડીની?"

"નેવું કે પંચાણું."

"શું તું મને એક સો ને પાંચ રૂપિયામાં આ તારી સાડી આપવા તૈયાર છે કે?"

"હા, હા, તૈયાર છું. તમારી મરજી હશે તો મારી વટાવ પણ મુકી દઈશ."

"ચંપક ચમક્યો. ક્યાં નૈનુની સાડી અને ક્યાં સવાબસો રૂપિયા! પોતે છેતરાયો છે અને જરૂર બહુ આમાંથી સવાસોથી પણ વધારે રૂપિયા ખાઈ ગયો છે એવું તેને ભાન થયું.

"પણ, નંદલાલ! આ સાડી તમે કઈ દુકાનેથી લાવ્યા છો?"

"સાડી અને ખાનુના જે મોટા દક્ષિણી વેપારીઓ છે તેની પાસેથી?"

"સમજી ગયો. મેં પણ એક દક્ષિણી વેપારીની દુકાનેથીજ લીધી હતી."

"કોઇ સાથે હતું કે તમે એકલાજ ગયા હતા ?"

"બહુ ભાઇને લઇ ગયો હતો."

નવનિધ ચમકી અને વિચારમાં પડી ગઇ.

"શું બહુભાઇનો મારા શેઠ ! એ ભાઈ સાહેબની તો વાતજ છોડી દયો મારા રામ. સાચું કહેજો. કેટલી રકમ આપી."

"આપી હવે. જે થયું તે થયું."

"આમ વાત ગળી કાં જાઓ ? રકમનું નામ તો પાડો !"

"એમાં નામ શું પાડવાનું હતું ? મને એટલું યાદ છે કે બસો પચ્ચીસ ગણવા પડયા છે."

"કાંઈ હરકત નહીં. ગઇ તિથિ તો બ્રાહ્મણ પણ વાંચતા નથી. પણ હવે એ ભાઈનો વિશ્વાસ કરશો નહીં. કયાંક ઉંડા ખાડામાં ઉતારી દેશે. પાંચે મિત્ર પચાસે ઠાકર; સોએ સગો અને દશે ચાકર."

"હવે મારે કે તારી આ બહેનને જે કાંઇ લેવાનું હશે તેનો ઓરડર હું તનેજ આપવાનો !"

"એ તો તમારી મરજીની વાત છે. પણ તમે મને અણીનેં વખતે મદદ કરી છે અને હું હવે વેપારી બન્યો છું. તેમાંય તમારા ઘરની જોડે હું કોઈ પણ જાતની રમત નહીં રમું. હું તો તમારો વેચાણ છું એમજ સમજો."

"શાબાશ !"

"આ પ્રમાણે શાબાશ કહીને બેસી નહીં રહેતા. તમે જાણો છો કે હું એ ટોળીનો હતો; પણ મને બીજી ઘણી ઠોકરો લાગી અને ચેતી ગયો. તમે પણ ચેતીને ચાલજો. ભોળા થશો નહીં. આટલું કહીને અત્યારે તો હું જાઉં છું. કોઈ વાર આ તમારા સેવકને મળજો. હું તમને કેટલીક સમજ પાડીશ. મને મારી આ બહેનની બહુજ દયા આવે છે. હું એને મારી સગી બહેન કરતાં પણ વધારે સમજું છું. એમજ સમજો કે તમારૂં ઘર એ મારૂંજ ઘર છે. તમે મારા બનેવી છો. તમારા ઘરનો મને એક દોકડો પણ આજથી ના ખપે."

"અરે આ તું શું બોલે છે ? તારામાં આટલો ફેરફાર ક્યારે થયો ?"

"તમને ખબર નથી ? હું સત્સંગમાં જાઉં છું. અને આ પ્રતાપ મને એનોજ છે. જ્યારથી મેં મારી આ બહેનને જોયાં ત્યારથી કોણ જાણે શા કારણને લીધે પણ મને એમના તરફ એકદમ અંતરનું વહાલ છુટયું. મને એમજ થયું કે મારી આ બહેનના ભલાની ખાતર હું મારા ચંપકભાઇને કયારે સીધે રસ્તે લાવું !"

આ વખતે નવનિધની આંખોમાં જળજળિયાં ભરાઈ આવ્યાં અને ચંપક પણ ગળગળો થઈ ગયો !

"તું જેને સત્સંગ કહે છે એ સત્સંગ તે શું ? શું કોઈ સાધુ પાસે જાય છે ?"

"તમારી મરજી છે મારી સાથે આવવાની ? જો હોય તો હું તમને જરૂર

તેડી જઇશ. અત્યારે વાતથી તમને ખબર નહીં પડે. એ તો પ્રત્યક્ષ અનુભવનું કામ છે. જેની પાસે હું જાઉં છું તે કહે છે કે સત્સંગથી કથીર પણ સોનું બની જાય છે અને કુસંગથી સોનું કથીર બની જાય છે. તમે તો સો ટચનું સોનું કહેવાઓ. પ્રભુએ તમને જે જોઇએ તે આપ્યું છે. ફક્ત સોનામાં સુગંધની જરૂર છે."

"આ તું બોલે છે શું ? સોનામાં તે સુગંધ હોય ?"

"હા, હોય. સજ્જનના સંગથી સોનામાં પણ સુગંધ આવી જાય છે. હું પગથિયે પગથિયે ઉતરતો જતો હતો. તે હવે પગથિયે પગથિયે ચડતો જાઉં છું. તમે તો ઉંચેજ ઉભા છો; તો પણ પગથિયું ઉતરતા જાઓ છો. એ જો અટકે તો પછી સોનાની જોડે સુગંધજ મળી જાય ને ! અત્યારે તો મહેરબાન ! હું જાઉં છું. મારે પેદર રોડ ઉપર એક શેઠાણીને ત્યાં જવાનું છે."

"ભલે જા; પણ સાંભળ. સત્સંગમાં મને પણ તેડી જવાનું ચુકતો ના, હો !"

"કેમ ચુકું ?"

નંદલાલ ગયો અને નવનિધ તથા ચંપક અંદર ગયાં.

## પ્રકરણ ૪૯ મું.

ભોગવવું અંતે પડે, પાપ તણું પરિણામ
મોડું વહેલું થાય પણ, નહિ સંશયનું નામ.

જેવી રીતે દઈવી, આસુરી સંપત્તિનો બાપનો વારસો પુત્રને પ્રાપ્ત થાય છે; એવીજ રીતે બાપના ગુણ દોષનો વારસો પણ પુત્રને પ્રાપ્ત થાય છે બલુને પોતાના બાપનો આસુરી સંપત્તિનો વારસો મળ્યો હતો અને તેના આસુરી ગુણનો વારસો પણ મળ્યો હતો. કેઈવાર એવું બને છે કે બાપે કરેલાં કુકૃત્યોનું ફળ બાપ ભોગવતો નથી અને પોતાની હયાતી સુધી તે સુખચેનમાં રહે છે; પરંતુ તે ફળ પોતાના દીકરાને ભાગે આવે છે. બલુના અને બલુના બાપના સંબંધમાં પણ આવુંજ બન્યું હતું. બલુ પોતાના બાપને ચીલે ચાલ્યો એ વાત ગુપ્ત તો રહી નથી. આ ઉપરથી એમ સમજવાનું નથી કે 'બાપ તેવા બેટા' એ કહેવત સિદ્ધાન્ત જેવી છે. એમાં અપવાદ પણ છે. નઠારી ચાલચલગતવાળા બાપના પુત્રો નઠારાજ થાય છે એવો નિયમ નથી, અને સારી ચાલચલગતવાળા બાપના પુત્રો સારા થાય છે એમ પણ કહેવાય નહીં. બીજ તેવી બુદ્ધિ અને સંગ તેવો રંગ એ સુત્રો પણ ભુલવા જેવા નથી. ક્યાંક બીજ તેવી બુદ્ધિનો પ્રકાર ઉભો રહે છે અને ક્યાંક સંગ તેવા રંગનો પ્રકાર પણ ઉભો રહે છે."જેવું વાતાવરણ તેવું આચરણ' આ સુત્રની મહત્તા પણ ઓછી નથી. સંસ્કાર બળ પ્રતિ પણ ખાસ લક્ષ આપવા જેવું છે. ક્યાંક સંગબળ વધી જાય છે તો ક્યાંક સંસ્કારનું બળ વધી જાય છે. જો સંસ્કાર પ્રથમથીજ સારા હોય તો સમય પરત્વે સંગની તેના ઉપર જોઈએ તેવી અસર થતી નથી; પરંતુ જો સારા સંસ્કાર પ્રથમથીજ ન હોય તો તેના ઉપર સામાન્ય કુસંગતિ પણ ખરાબ અસર કરી

જાય છે. બલુને તો સીધોજ બાપનો વારસો મળ્યો હતો અને તેમાં તેની માતાની સહાનુભુતિ હતી આટલી વાત તો ખરીજ છે કે:—

પાપ, દંભ આરંભમેં ચમક દિખાઇ દેત;
ફુલ સંધી જબ છુટ ગઇ બિગડ જાય તબખેત;
બિગડ જાય તબ ખેત, કનકરજ રે તબનેગી;
પાપીકી પ્રભુતાઈ, કભી લંબી ન ચલેગી.

બલુ પોતાની રોકડ રકમ ખુપચંદ માલચંદને ત્યાં બાર આનાના વ્યાજને લોભે રાખતો હતો. આ માં પોતાના બાપની રોકડનો પણ સમાવેશ થઈ જતો હતો. આ ખુપચંદ માલચંદે દેવાળું કહાડયું. બલુની બધી રોકડ રકમ એમા ઘસડાઈ ગઇ. આ દેવાળુંજ એવું હતું કે એમાંથી બલુને પાઈ સરખી મળે નહીં. બલુને આ વાતની તરતજ ખબર પડી અને તેથી આખું ઘર ફફળી ઉઠયું. અત્યાર લગી બલુ અને કહો કે તેનું આખું ઘરજ જે જે બાજી રમ્યું તે બાજીનું ફળ છેવટ નિષ્ફળતામાંજ આવ્યું. તેનો ફલિતાર્થ કાંઈ પણ થયો નહીં. ખરેખર આ બનાવ હવે છાતીમાં મુઠી મારીનેજ બેસવાનો હતો. 'ચોરની મા કોઠીમાં મોં ઘાલીને રૂવે' આ કહેવતનો અનુભવ આ ઘરના દરેક માણસને પ્રત્યક્ષ થયો. બલુ જેવા સામાન્ય પક્ષે પારકે પઇસે પરમાનંદ કરનારાની આ સ્થિતિ જેવી તેવી શોચનીય તો નજ કહેવાય. હવે આ ઘર હવે મનગમતી મોજ શી રીતે ઉડાવી શકે ? જેણે સારૂં સારૂં ખાધું પીધું અને ભોગવ્યું તે હવે આવા સંકોચના દિવસો શી રીતે કહાડી શકે ? બલુના ઘરમાં કાંઇ નકકર ઘરેણાં નહોતાં. આજકાલ તો ઓછાં વજનનાં ફેન્સી દાગીનાનો શોખ જન સમુહમાં વિશેષ છે. બલુ અને તેનાં ઘરનાં માણુસો પણ આવી માન્યતાવાળાં હતાં. બલુના ઘરમાં માંડ સાતસોથી આઠસો રૂપિયાનો દાગીનો હોય તો કોણ જાણે ! આ ટલો દાગીનો તો બલુના દરજ્જાને અનુસરીને કડીમે તે. ત્રણ માસમા ચટણી થઈ જાય ! આવાં હાલનાં ફેન્સી પાનકુલીયાં અલંકારનું બજારૂ વેચાણ બલુનો શો અર્થ સારે ? બલુને તો હવે વહાણેથી ઉતર્યાં જેવું જ થયું. તેના કોઇ સંગીન ઉદ્યોગ નહોતો કે તે એ રસ્તે કમાઈને પોતાનો સુખરૂપ નિર્વાહ ચલાવે.

ચાલતી વેલમાં બેસવાનું કોને મન ન થાય ? જ્યાં સુધી બલુની વેલ ચાલતી હતી ત્યાં સુધી સર્વ કોઇ તેનો બોઝ ઉપાડી લેતા. હવે વેલ અટકી. નંદલાલ તો બલુની ટોળીમાંથી કયારનો નીકળી ગયો હતો અને તે પકકો વ્યાપારી બની ગયો હતો. સત્સંગમાં પણ તે જતો હતો. ભવાની તો મતલબનો સગો હતો. તે જો કે જે કામમા પડે તે કામ પાર ઉતારે એવો હતો, તો પણ તે બલુની પેઠે કપટની જાળ ગુંથી શકતો નહીં. બિછાવેલી જાળમાં કોઈને ફસાવવાનું હોય તો તેમાં તે સહાયક રહી શકતો. એમ તો બલુના ચાર પાંચ લટક સલામિયા દોસ્તદારો પણ હતા. આવા મિત્રો આવે અણીને વખતે શી રીતે બલુની પડખે ઉભા રહે ? સુકાં ઠુંઠ થયેલા ઝાડ ઉપર કયું પક્ષી આરામ લેવા આવે ? બલુનો

બાપ પ્રાપંચિક રમત રમવા છતાં બાંધી ભેઠે ગયો એ વાત ખરી; પરન્તુ મરનારની અર્ધાંગના આ આપદામાંથી ઉગરી શકી નહીં. તેણીને પણ છેવટે કાળે ફાંગીનું સંકટ ભોગવવાનું રહ્યું. કારણ કે તેણી પ્રથમથીજ કાળાં ધોળાંમાં સામેલ હતી. સમાજમાં જે સારા ગણાતા હોય તે પણ જ્યારે દુર્દશા ભોગવતા દેખાય છે ત્યારે તે દ્રશ્ય લોકોની દ્રષ્ટિમાં આશ્ચર્યકારક ભાસે છે; પરંતુ જેને સમાજ સારો માને છે તે ખરેખરો તેવોજ છે એમ માનવું એ ભુલ છે. હા, એટલું ખરૂં કે આવા લોકોનો અંતઃકરણ દુષ્ટતાથી ભરેલો હોય અને બાહ્યાચાર સુંદર હોય; પણ આથી થયું શું? એ લોકોમાં સમાજને ઠગવાની આવડત. તે શિવાય બીજું કશુંએ સમજવાનું નહીં; પણ આ જગતમાં જે એક છુપી મહાન શક્તિ છે તે શું કોઇને બક્ષે છે? અગર વહેલું પણ કર્મનું ફળ ભોગવ્યા વગર છોડે છે કે? બલુ ગમે તેવો બાહોશ હોય પણ તેને એકદમ તેના મલીન પેશામાં ફસાય એવો કોણ મળે? અત્યારે તો બલુના બેય હથ હેઠાજ પડ્યા હતા. તેનું હૃદયબળ હરાઇ ગયું હતું. તે કેવળ હતાશ થયો. વધારે ચિંતાતુર તો એ આ કારણથી બન્યો હતો કે તેના ઉપર થોડું અન્ન, વસ્ત્રનું કર્જ પણ હતું. આવું લેણદેણ તો સુંગર્ભ અને બીજે ઠેકાણે કર ચડાવનારના ઉપર રહેજ છે. રાજા જેને દંડે તેની ખબર સમુદાયમાં પ્રસરે પણ દૈવદંડની ખબર તો જેના ઉપર તે દંડનો બોજો આવી પડ્યો હોય તેજ જાણે. બલુને જે દૈવ તરફથી આ શિક્ષા થઈ તે બલુએ અગર તેનાં ઘરવાળાંએ જાણી. ઘરે કે તેના બે ચાર મિત્રોએ જાણી. ખરેખરૂં ભોગવવાનું તો બલુનેજ હતું. બહુવાર એવું બને છે કે એક દંડની પાછળ બીજો દંડ પણ તઇયાર હોય છે. બલુ આવી અંતર્ગત ચિંતાને લીધે વખતજ તાવમાં ફસ્યો અને તે પથારીવશ થયો.

## પ્રકરણ ૪૦ મું.

શમ્યો ન વિઠ્ઠલરાયનો, અંતરનો આવેશ;
કથવા માંડ્યું આજ પણ ઇન્દુ સમક્ષ વિશેષ.

પોતાની પત્ની, પોતે જે કહે છે તેનો ભાવાર્થ સમજી શકે છે એમ જાણી વિઠ્ઠલરાયે આજ રવિવાર હોવાથી અને ઇન્દુને ઘરકામથી પરવારેલી જોઇને તેણીને હજુ પણ થોડુંક વધારે કહેવું તો ખરૂં એવો અભિલાષ રાખ્યો હતો. ઇન્દુએ જોયું કે પોતાનો પતિ કોઇ પણ પ્રકારના વાંચન કે વિશ્રાન્તિથી અત્યારે ફુરસત છે એટલે કહાય તો આગલું અનુસંધાન પુરૂં કરવાની ઇચ્છા રાખતો નો નહીં હોય! વિઠ્ઠલરાય આ વખતે ખુરશી ઉપર જ બેસીને ઇન્દુની વાટ જોયા કરતો હતો. અને ઇન્દુ પોતાના પતિ પ્રત્યે પણ એવી જ રીતે ઘરની અંદર ફરતી ફરતી નજર કરતી હતી.

બેમાંથી પહેલા વહેલું કોણ કોણને ઉદ્દેશીને પુછે, એ એકજ ભાવ બન્નેને આવીને ઉભો હતો. વિઠ્ઠલરાયના મનમાં એમ હતું કે જો પોતાની પત્ની હજુ વધું સાંભળવાની આતુરતા દેખાડે તો જ વાતનો આરંભ કરવો. ઇન્દુ આ સમે

જો કે સમજી હતી પણ તેણી શંકાશીલ હતી. છેવટ ઇન્દુએજ પુછવાની પહેલ કરી.

" કેમ આજ બહાર જવાના નથી ના ? "

" એમ શા માટે પુછવું પડયું ? શું આજ રવિવાર છે તેથી ? "

" હાજ તો ! હજુ મારા મનમાં કેટલોક વસવસો રહી ગયો છે. તમે આજની કેળવણીને નકલી કેળવણી કહી. જો કેળવણી નકલી જ હોય તો આપણે આશ્ચર્ય પામીએ એવી આટલી બધી શોધ ખોળ શી રીતે થઇ ? "

" આ તેં ઠીક પુછયું. જેને મેં નકલી કેળવણી કહી છે તેની જોડે શોધ ખોળને કશો સંબંધ નથી. આપણો આ ભારતખંડ જુનામાં જુનો દેશ છે. આપણા પૂરાતન કાળના ઇતિહાસમાં અનેક પ્રકારની શોધ ખોળની વાતો છે ફલાણા અસુરે ફલાણી જાતની માયા રચી. કેટલીક સિધ્ધિઓની વાતો પણ એમાં જ છે. આને આપણે અત્યારે અતિશયોકિત વાળી કથા કહીએ કે ઇન્દ્રજાળ માનીએ; તોપણ અમુક અંશે એમાં સાચું તો હોવુંજ જોઇએ. કારણ વગર કાર્ય બનતું નથી. મુળ વગર ઝાડ નહિં અને બીજ વિના મુળ નહિં. કાંઇપણ આવી કથાને આધાર તો મળવો જ જોઇએ. કેવળ ખ્યાલ બાંધવાથી આ પ્રમાણે કહેવા કે લખવાનો કોઇને અધિકાર પ્રાપ્ત થતો નથી. જોયા કે જાણ્યા વગર કલ્પના ઉઠવાનો સંભવ નથી. જે વસ્તુ ભલે એક જ વખત પણ જોઇ હોય કે જાણી હોય તો જ તેનું સ્વપ્ન આવે. પ્રાચીન કાળના આપણા પુર્વજો ચઇતન્યની પ્રતીતિ કરવામાં વધારે ગુથાયલા હતા. જેને હમણાં ચઇતન્યવાદ કે અધ્યાત્મક વાદ કહીએ છીએ તે. આ જમાનો જડવાદનો છે; તો જોકે પુર્વે પણ આ વાદનું અસ્તિત્વ હતું; પરન્તુ અત્યારે આ વાદ વધારે ને વધારે પ્રધાનતાને પામતો જાય છે. જ્યારે આ જડવાદી લોકો થાકશે ત્યારે પાછા ચઇતન્યવાદ તરફ વળશે; કેમ કે અંતમાં ચઇતન્યવાદ તરફ વળ્યા વગર કોઇનો પણ છુટકો નથી. તુંજ કહેની કે યંત્રવાદે આપણને થકવ્યાં નથી ? સાંચા કામને લીધે અનેક પ્રકારના ઘરગતુ ધંધાઓનો નાશ થયો. અને તેથી બેકારી વધી. આવી જ રીતે વધારે ને વધારે ઇન્દ્રજાળ જેવી શોધ ખોળથી વિલાસ વધવા માંડયો છે અને હજુ વધશે. આવા નકલી અને તાર્કિક વિલાસ ભોગવવાને સારૂં વધારે સંપત્તિ મેળવવાનો લોકોને લોભ થયો કે જે હમણાં પ્રત્યક્ષ જણાય છે. આ સટટો શું છે ? શું એ ઉદયોગ છે ? ધંધો છે ? કે કોઇ મોટી શોધ ખોળ છે ? આ તો પઇસો મેળવવાની માત્ર એક ઇન્દ્રજાળ જેવી રમત છે ! મુર્ખ અને અર્ધદગ્ધની તો હું વાત જ નથી કરતો; પરન્તું કહે વાને હું દિલગીર છું કે ભણી ગણીને તઇયાર થયેલા પણ પોતાના અથાગ પરિ શ્રમનો બદલો નહિ મેળવતાં આ ઝાંઝવાના જળ તરફ ધસ્યે જાય છે. આનું પરિણામ શું આવશે તેની તને ખબર પડે છે ? અન્ય દેશોની તો હું વાત જ નહિં કરૂં. અત્યારે માત્ર આપણા દેશનીજ કથા કરીશ. આ પવન જો કે મુખ્ય રેલા દેશોનો અહીં આવ્યો છે: પરન્તુ એ દેશો તો આપણને નચાવનારા છે. અમેરીકા અને લીવરપુલના ભાવ ઉપર અહીંનો સટટો ચાલે છે ! જેનું નથી

મા કે મચ્યું ! જેને આપણે સુધરેલા દેશોને નામે ઓળખીએ છીએ ત્યાં તો ઘણે દરજ્જે પ્રજાનું રાજ્ય છે. તે લોકો પોતાને અનુકુળ પડતા કાયદાઓ બાંધે છે. શોધ ખોળ તથા હુન્નર કળા પણ તે દેશમાં પુષ્કળ છે, જ્યાં આ પ્રમાણે હોય ત્યાં એકદમ તેનું પતન થાય નહીં. આપણા દેશની અંદર હુન્નર કળા જેવું કાંઈજ નથી. કદી કોઈ એવો બીરલો નીકળે તો તેને ઉત્તેજન આપનાર પણ નથી. જેને લોઢાનું કડું દેખાડીને સોનાનું કડું લેવાનું હોય તેને માટે તો શું કહેવાનું હોય ! ઈશ્વરની એટલી કૃપા છે કે આપણા દેશમાં ધાન્ય પાકે છે. આ ધાન્ય પણ જે દેશમાં જોઈએ તેટલા પ્રમાણમાં નથી પાકતું ત્યાં ઘસડાઈ જાય છે. અને તેને લીધે થોડા ધનાઢયોને બહુ વેઠવું પડતું નથી; પરન્તુ રંક લોકોમાં રોષની જોડે પ્રાણ શોષ રહયા જ કરે છે

આથી તારે ખાસ આટલું સમજવા જેવું છે કે જે દેશોની અંદર હુન્નર કળાની હસ્તી છે તે દેશોને માટે આપણો આ દેશ કમાણી કરવાના ક્ષેત્રરૂપ થઈ પડયો છે. અહીં દ્રવ્યોપાદક ધંધા જેવું કશુંય નથી. અહીંની કેળવણી પણ નકલી છે. આ કેળવણીથી દેશની અંદર દ્રવ્યનો વધારો થઈ શકતો નથી. ઉલટી ગુલામી વધી છે. અહીંના વેપારીઓ પણ પરદેશી વસ્તુના માત્ર આડતિયા છે. તું મારોજ દાખલો લે. હું અત્યંત કષ્ટ વેઠીને ભણ્યો. મારા ભણતરને લીધે મેં એવી કઈ શોધખોળ કરી કે જેથી હું દેશને દીપાવી કે પુષ્ટિ આપી શકું ! મારા જેવા ઘણાય નકલી કેળવણી લઈને બહાર પડયા પણ આખર તો તેઓને નોકરી, વકીલાત કે ડોકટરી કરવીજ રહી. આથી દેશનું દારિદ્ર શી રીતે મટે ? ઉંચી કેળવણીનું વાહન માતૃભાષામાં તો અહીં રહયુંજ નથી. અંગ્રેજી જેવી અટપટી ભાષા આપણી ભાષા ઉપરાંત શિખવાની. તેની જોડે સંસ્કૃત અગર ફારસીનું જ્ઞાન મેળવવાનું પણ ખરૂં. તે શિવાય કેટલાક એવા નિરર્થક વિષયોનો બોજો ઉપાડવાનો રહે છે કે જેનું સાર્થક કંઈજ નહી. ટુંકામાં સમજ કે આ કેળવણી દેશના ઉધ્ધારની નથી; પરન્તુ સત્તાધારીઓનું તંત્ર ચલાવવામાં સહાયક છે."

"ઓહો ! તમે તો બહુજ ઉંડા ઉતર્યા છો ! ખરેખર તમે કહો છો એવુંજ છે; પણ મને કહેશો કે શું તમે વકીલાત અને ડાકટરીને નિંદો છો ?"

"નહીંજ. હું નિંદતો નથી; પણ વકીલો વધવાથી દેશમાં કજીઆ વધ્યા છે અને ડાકટરી વધવાથી દર્દો વધ્યા છે. પુર્વે ગામ્ય પંચાયતનો પ્રચાર હતો તેને લીધે નહાના નહાના કજીઆ અંદર અંદરજ પતી જતા હતા અને વિશેષ જોર વેરનો પ્રવાહ અટકી જતો હતો. હું જોઇ શકયો છું કે કાયદા અને વકીલોની જંજાળ વધવાથી જનસમુદાયમાં પ્રમાણિક નિષ્ઠા તથા નીતિ પાળવાનો જે આગ્રહ હતો તે ઓછો થયો છે અને તેને બદલે અપ્રમાણિકપણું તથા મિથ્યા ભાષણ વધ્યું છે."

"જાણ કરતાં આ વિષયનો અનુભવ તમને વિશેષ હોયજ. એમજ કહેવાની કે

દરેક દિશામાં લોકોની દાનત બગડી છે. જો દાનત સાચી હોય તો કોઇના હકક ઉપર કોઈ પણ માણસ તરાપ મારી શકે ખરો કે ?"

"શાબાશ ! જેટલું સમજી તેટલું બરાબર સમજી. કોઈનું નાણું લઇને નહીં દેવું, પારકી વહુ દીકરી ઉપર બદનજર કરવી, કોઈનો માલ ભય કે ત્રાસ બતાવીને ખુંચવી લેવો, ચોરી કરવી, ખુન કરવું, પરસ્ત્રીનું હરણ કરવું, ઈત્યાદિ અનેક પ્રકારના ગુન્હાઓનો વધારો થયે છ, એ શું છે ? લોકોની દાનત જોઈએ તેવી સાફ નથી રહી તેનુંજ એ પરિણામ છે."

"એમ તો હું પણ માનું છું. તમારાં આ કથનનો ભાવાર્થ આટલોજ હું સમજી છું કે અગાઉ આવું વાતાવરણ ઓછું હતું, અને હાલમાં વધારે છે."

"બસ, બસ. થોડામાં ઘણું સમજી. જગતની જોડે સારૂં અને માઠું તો વળગેલું જ છે. આ નિયમ આદિથી તે અંત સુધી રહેવાનો; પરતુ ફરક એટલો કે જેવું ન્યાય–નીતિનું બંધારણ એવું વાતાવરણ. પુર્વે સાક્ષી કહે તેજ સાચું એવું ન્યાયનું ધોરણ નહેતું. સાક્ષી પણ ધર્માસન આગળ પ્રતિજ્ઞા ઉપર ખોટું બોલવાનું સાહસ ભાગ્યેજ ખેડતો. અગાઉ લોકોના મનમાં ધર્મનો ભય ભલે ન્યુનાધિક અંશમાં પણ જીવંત રહેતો. હવે તો ખુદ વકીલોજ કાયદાની કોઇ બારીમાંથી અપરાધીને છુટવાનો રસ્તો મેળવી કરી આપે છે. આ પ્રમાણે મુકિત મેળવવાની સુગમતાને લીધે અપરાધો અને અપરાધીઓ ઉલટા વધ્યા છે પણ ઘટયા નથી."

"એમજ કહોની કે 'પંચ બોલે તે પરમેશ્વર' એ સુત્રનો પ્રભાવ હવે રહયો નથી આગળ તો ગામના પાચ અગ્રેસરો જે નિર્ણય આપતા તેનો બેય પક્ષવાળા સ્વીકાર કરતા. હજુ પણ કયાંક કયાંક આવું ચાલે છે ખરૂં હે ! એક વખત મારા પિતાશ્રી પણ પંચમાં નિમાયા હતા."

લેણદેણના કજીઆ હોય તો એમ બને ખરૂં. હમણાં તો એમાં પણ શિથિલતા આવી ગઈ છે. પક્ષપાત તથા સ્પૃહા વગરનું પંચ હોય તોજ સરલ સમાધાન થાય; નહિંતર ન થાય. અહીં તો રહી સત્તા. સત્તાના બળથી ભલે ગમે તેવો ઠરાવ થયો હોય પણ તેનો અમલ તો થવોજ જોઈએ."

"એમ તો ન થાય તો પછી તંત્ર કેમ ચાલે ? પંચ કદાચ ઠરાવ કરે પણ જો એ પ્રમાણે બેય પક્ષવાળા વર્તે નહીં તો પચનું શું ચાલે ?"

"હતાશ થઈને ચાલ્યા જાય ! બીજું શું થાય ? બહુવાર તો પંચ પોતેજ પ્રમાણિક નિષ્ઠાવાળું નથી હોતું અને કદાચ હોય છે તો જે પક્ષને પંચનો ઠરાવ નથી રૂચતો તે ફરી બેસે છે; તો પણ તેથી ગ્રામ્ય પંચાયતનું ધોરણ કાંઈ કહાડી નાંખવા જેવું નથી. અગાઉ આ ધોરણ બોહોળા પ્રમાણમાં હતુ અને તથી નહાની નહાની અંતફેરીનું સમાધાન તરતમાં થઈ જતું હતું."

"એ ઉપરથી તો એમજ ઠર્યું કે એકલી ગ્રામ્ય પંચયતો સ્થાપવાથી સળંગ વ્યવહાર સુધરવાનો નથી. બંધારણની સાથે સત્તાની પણ પુરેપુરી અવશ્યકતા છે; પણ હું તમને પુછું કે 'જે જાય દરબાર તેના જાય ઘરબાર' એ કહેવતનું કેમ ?'

"કેવળ સત્ય છે. એમાં સંદેહને પોષવા જેવું નથી. ન્યાયજ એવો થયો ત્યાં શો ઉપાય ? વળી હમણાંનો ન્યાય એ જુગાર જેવો છે. જુગારમાં જેના પોબાર પડે તે જીતે. ન્યાયની સ્થિતિ પણ આવીજ છે. જેનો પુરાવો સબળ તે જીતે અને જેનો પુરાવો નિર્બળ તે હારે. ભલે અમુક વ્યક્તિ સાચી હોય પણ પ્રમાણી રહી કે ઉડી ! હું એમ નથી કહેતો કે બધા ન્યાયધીશો અન્યાય કરે છે. જે ન્યાયાધીશ બુધ્ધિપુર્વક ન્યાય તોળતો હોય તે ન્યાયાધીશ પાપનો ભાગી ન થાય; પરન્તુ શું તમામ ન્યાયાધીશો આવા હોય છે ? સંભવ નથી કોઇ ધનના લોભ વડે, કોઇ લાગવગના દબાણને લીધે તો કોઇ જ્ઞાનની ઉણપને લઇને અન્યાય કરે છે. કયાંક એવું પણ બને છે કે નિર્દોષ માર્યો જાય અને સદેષ બચી જાય."

'આમેય ન્યાયનું કામ કપરું તો છે હો ! લોભ લાલચને લીધે બુધ્ધી પુર્વક અન્યાય કરનારા મારા સમજવા પ્રમાણે જરૂર નરકમાંજ પડે; પણ મને એક આશ્ચર્ય જેવું તો આ લાગે છે કે વકીલો ભણેલા ગણેલા છતાં ખોટી ફરી યાદોને શા માટે અનુમોદન આપતા હશે ?"

'હવે તું મુદ્દા ઉપર આવી. સેંકડે પંચાણું ટકા વકીલો ગમે તેવી શુન્ય ઘટના ઘડી અગર ઘડાવીને ખોટાનું સાચુ કરવાનું જ બીડું ઝડપે છે; તો જો કે જે ઘટના સીધી છે તેમાં તેઓને સીધો વીજય મળે, એ તો જાણે સ્વાભાવીક છે; પરંતુ જેનો પાયો જ નથી તેવી ઘટનાને પણ તે સીધી લીટીમાં લઇ જઇને વિજય અપાવી સંતોષ તથા આનંદ મેળવે છે.'

'આ તો બહુ ખોટું કહેવાય.'

'એક વખત નહીં પણ સાત વખત. શોચ આટલો જ કે જ્યાં આવી પ્રથા ચાલી ત્યાં શો ઉપાય ? મેં એમ પણ જોયું છે કે જો ન્યાયાધીશ ન્યાય છણ-વામાં સાવધ હોય તો ગમે તેવા પ્રપંચી વકીલનું પણ તેની આગળ ચાલતું નથી. બાહોશ ન્યાયાધીશ આવા વકીલોને માત્ર એકજ પ્રશ્નથી કે દલીલથી નરમ બનાવી દે છે અને તેઓને પણ ન્યાયાધીશના મતને પોતાની મરજી નહીં છતાં અનુસરવું પડે છે; પણ જો ન્યાયાધીશ કરતાં વકીલ વધ રે પ્રભાવવાળો હોય તો ન્યાયાધીશ તેના દલીલને નમતું આપે છે. આ કારણથીજ હું ન્યાયને જુગારનું રૂપ આપું છું."

'હું તો કહુંજ છું કે ન્યાયનું કામ જ કઠણ છે. સાચામાંથી ખોટું અને ખોટામાંથી સાચું તારવવું ખરેખર મુશ્કેલ છે. જો પવિત્ર પ્રના પાયા ઉપર ન્યાય તોળતો હોય તો કેવું સારૂં ! "

" એ ઇચ્છવા યોગ્ય છે પણ એમ બનવાનો સંભવ નથી. ન્યાયની જ્યારે છણાવટ ચાલે છે, ત્યારે જેઓને લાગે વળગે છે. તેઓનાં તેમાં જુદા જુદા સ્વાર્થ હોય છે. આ કોકડું એટલું ગુચવાયલું હોય છે કે તેનો ઉકેલ કરવો એટલો કઠણ પડે છે કે કાંઇ કહેવાની વાતજ નહીં.'

" આ તમે કેટલું અગત્યનું મને કહી ગયા ! જે સવાલોની મને સુજ ન

પડે તે સવ.લોનું નિરાકરણ પણ એમાં સમાઇ જાય છે. હવે તો મારો એકજ પ્રશ્ન રહ્યો. વકીલો વધવાથી કજીઆ વધ્યા એ વાત તમારા કહેવાથી અને સાવ સાચી લાગે છે; પણ હું તમને પુછું કે ડાકટરો વધવાથી દર્દો શી રીતે વધ્યાં ? ”

“ તારી સ્મરણ શકિત તેજ તો છે હો! હજુ બીજો પ્રશ્ન ભુલી નહીં. સાંભળ ત્યારે. પ્રથમ તો મારે કહેવું જોઇએ કે બધાં દર્દો ડાકટરો પાસે જવાં જેવાં નથી હોતાં. કેટલાંક તો ઘરઅતુ ઉપાયોથી જ મટે એવાં હોય છે. આપણી માવડીઓ આવા ઉપાયો જાણતી હતી અને તેણીઓ દરદને ઉગતાં જ ડાંભી દેતી હતી. દેશની અંદર જેમ જેમ ડાકટરોની ભરતી થતી ચાલી તેમ તેમ સ્થિતિ જુદી જ થઇ પડી. પરદેશી દવાઓ પણ તઇયાર મળવા લાગી. કેટલેક ઠેકાણે તો સાધારણ દરદન અસાધારણનું રૂપ પણ અપાય છે ! અને કયાંક તો ઝાઝી સુયાણીઓથી વેતર વંઠે એવું પણ થાય છે. ગામડાં કરતાં શહેરમાં આવા બનાવો વધુ બને છે અને તેમાંય ધનાઢયો તો એમજ સમજે છે કે જતી જીંદગી વધારે પઇસા વાપરીને ઉપરા ઉપર વધારે ડાકટરોને એકઠા કરવાથી જ બચી જાય છે ! મારી સમજ પ્રમાણે આ માન્યતા ખોટી છે. ડાકટરો પણ પોતાની અકકલનો જ વિચાર કરે છે અને એક બીજા એક બીજાનું માન રાખીને ચાલતી પકડે છે ! અગાઉ કરતાં આ ચાલતા કાળમાં ખાન પાન કહો કે રહેણી કરણી કહો; પણ તેને લગતાં ધોરણો પણ ફરી ગયાં છે અને તેથી ન સમજાય તેવાં કેટલાંક નવા દરદો પણ ઉભરી નીકળ્યાં છે. આવાં અને તેની જોડે સંબંધ રાખનારાં બીજાં દરદોની ચિકિત્સા કરવાનો ક્રમ નવો ઘડાતો જાય છે અને જુનો લોપાતો જાય છે. નિદાનમાં પણ કોઇવાર એવી ભૂલ થઇ જાય છે કે તેનો પછી પત્તો પણ લાગતો નથી ! આ દેશની અંદર પરદેશી પ્રજાના પગ પેસારાને લીધે પણ અનેક પ્રકારના લક્ષણોથી યુકત રોગોનો શંભુમેળો જોવામાં આવે છે. દેશ કાળ અને પ્રકૃતિને અનુકુળ પડતા ઉપાયો જ દર્દીને માટે સુગમ થઇ પડે; પરંતુ આધુનિક કાળમાં લાક્ષણિક ચિકિત્સાનું વધારે જોર જામ્યું છે. આથી દર્દનું પ્રધાન લક્ષણ કદાચ દબાય; પરન્તુ ખુદ દર્દ જડ-મુળથી નીકળી જતું નથી. આપણું આરોગ્ય શાસ્ત્ર રોગગ્રસ્ત નહિં થવાનો જ ઉપદેશ કરી રહયું છે અને કદાચ દર્દ થાય તેના ઉપાય તરીકે પથ્યની સાથે બહુ ગુણ અને બહુ કલ્પનાગી ઔષધી વાપરવાની સુચના કરે છે. પુર્વે આવી યોજના કરનારા વઇદયો વિશેષ હતા; પરન્તુ ઉત્તેજનના અભાવે તેમની સંખ્યા ઓછી થતી જાય છે અને જે છે તેઓમાંના કેટલાક તો પ્રમાદી જ બની ગયાં છે. હમણાં જયાં ને ત્યાં વઇદ્ય મંડળો જાગ્રત થયાં છે અને પોતાની પ્રણાલિકાના સિદ્ધ માટે મથે છે. જયારે આ દેશમાં આપણા એકલા આયુર્વેદનો જ પ્રચાર હતો ત્યારે તે વખતની પ્રજા દીર્ઘાયુ તથા નીરોગી નહોતી અને હાલ છે એવું કશુંય નથી. આથી ઉલટું કહીએ તો હમણાં આ દેશની પ્રજા અન્ય સુધરેલા

દેશને મુકાબલે પણ ઓછું આયુષ્ય ભોગવતી તથા વધારે રોગગ્રસ્ત થતી હોય એમ આપણને પ્રત્યક્ષ જણાય છે. આમ થવાનાં કારણો જો કે અનેક છે; તો પણ ન્યાય અને જીવનનો લાભ જેઓની પાસેથી પ્રજાને લેવાનો છે તેઓ જ અત્યારે વ્યાપારી જેવા બની ગયા છે ! આટલી વાત તું સારી પેઠે સમજ કે આપણાં દેવ મંદીરો, ન્યાય મંદિરો, વિદ્યા મેળવવાનાં સ્થાનો તથા દીર્ઘાયુ અને નીરોગી રહેવાની સંસ્થાઓ દુકાનદારીને લગતી નથી શું ? ટુંકામાં હું તને એટલુંજ કહીશ કે પુર્વે પરોપકાર વૃત્તિની પ્રધાનતા હતી; અત્યારે સ્વાર્થવૃત્તિની પ્રધાનતા છે. જયાં સમય, સંયોગ અને શકિતનો વિચાર કર્યા વગરનું અનુકરણ હોય અને જયાં તેવી સ્પર્ધા હોય ત્યાં પરિણામ આવુંજ આવે. જેમ શોધ ખોળ અને સુગમતા વધી છે તેમ તેની જંજાળો તથા આપદાઓ પણ વધી છે. શાંતીને ઠેકાણે અશાંતીનું પ્રાબલ્ય વધારે જોવામાં આવે છે. કેટલીક દીશાઓમાં નવો પ્રકાશ જો કે દેખાય છે અને જે સાંભળેલું કે વાંચેલું હોય છે તેનો પ્રત્યક્ષ અનુભવ થાય છે. કેટલુંક તો નવુંજ જોવામાં આવે છે. તો પણ હજુ તેના અંત નથી આવ્યો. આવશે પણ નહિં. આનું પરિણામ દુઃખદાયક છે કે સુખકારક ? એ વીષે પણ કશું કહેવાય તેમ નથી. આપણે અનુભવના યોગે આપણી સંસ્કૃતી ઘડી હતી; એમાં પણ કાળે કરીને નવું મિશ્રણ થતું જ રહયું છે આ જગતના નિયામકે ઘટના જ અટપટી ઘડી છે. ધર્મના, ન્યાયના, જીવનના, સત્તાના, વિદ્યાના તથા સમાજના આ પ્રયોગો જ છે. પ્રત્યેક દેશ અને પ્રત્યેક પ્રજામાં આ નીયમ સ્થાપિત છે. અને તે જુદે જુદે વખતે જુદો જુદો જોવામાં આવે છે. આ પ્રશ્ન અંગે આપણે શસ્ત્ર વિદ્યાનો જ દાખલો લઇએ તો એ વિદયામાં અવનવો સુધારો થતો જ રહયો છે. આપણા આયુર્વેદમાં આ વિદયાનું અસ્તિત્વ હતું પણ તે કાળબળે ઘસાતું ચાલ્યું, આમ આપણી એક વિદ્યાને હાનિ પહોંચી છે જયારે એ લોકોની એમાં પ્રગતી થતીજ રહી છે.'

" આ તે તમે બધું પાઠે કર્યું છે કે શું ? મને તો તમે પ્રશ્ન પુછવાનો વખત જ ન આપ્યો ? જયા હું પુછવાનું કરૂં ત્યાં તમે તેનો જ આણે નિર્ણય કેમ કરતા હો ? આ તમારી શકિત કેવી ? મને તો અતિ આશ્ચર્ય ઉપજાવે છે!'

" આનું કારણ આ એકજ છે. મેં દરેક સવાલને છણ્યો છે. મારામાં અવલોકન અને મનન કરવાના પ્રથમથી જ સંસ્કાર છે. વિચારક અને વિવેચક થવામાં પ્રભુનો અનુગ્રહ જોઇએ. મને ઉપર ટપકેનું જ્ઞાન બીલકુલ પસંદ નથી. આવો મારો સ્વભાવ હોવાથી જ હું કેટલેક અંશે તારાં મનનું સમાધાન કરી શકયો છું. હું ધારૂં છું કે તું મારા કહેવાનો બધો ભાવાર્થ તો નહિંજ સમજી શકી હો; તો પણ તારી સમજ શકિતને અનુસરતું તું સમજી શકી છે એમ તો હું પણ કહી શકુ."

" સાચો સાચ એમજ બન્યું છે. મારે માટે આ અટકળ તમે કેવી રીતે બાંધી શકયા ? ખરેખર તમારા જ્ઞાનની તો બલિહારી જ ! તમારા કહેવા પ્રમાણે કેટલુંક હું સમજી છું અને કેટલુંક નથી પણ સમજી; તો પણ જે હું સમજી

છું તે બરાબર છે. તમારૂં કહેવું એમ છે કે વકીલોની વધારે સગવડને લીધે જેનું ઘર મેળે સમાધાન થતું હોય તે પણ દરબારની દેવડીએ જઇને જેમ દાદ મેળવવા લલચાય છે તેમ ડાકટરોની સગવડને લીધે જેનું દર્દ સામાન્ય ઝાડપાલાથી મટે એવું હોય તે પણ એકદમ ડાકટરની દવા લેવા દોડે છે ? આમ જ ના?'

'હા' એમજ; તો પણ તારે આ ઉપરથી એમ સમજવાનુ નથી કે, વઇદો, ડાકટરો કે હકીમોની આવશ્યકતા નથી. ઘણાં ગાંમડાં હજુ એવી સગવડ વગરનાં છે અને તેથી કોઇવાર ત્યાંના રહેવાસીઓને બહુ વેઠવું પડે છે. ઉપચારકો તો જોઇએજ; પણ તે પરોપકારી અને દયાળુ હોવા જોઇએ અને એટલું પણ ખરૂં કે પામતાં પહોંચતાંએ એવા યોગ્ય ઉપચારકોને યોગ્ય બદલો પણ આપવો જોઇએ. દર્દો પણ કાંઇ એક જ પ્રકારનાં નથી. અનેક પ્રકારનાં છે. કેટલાંક ઘરગતું ઉપાયોથી મટી જાય તેવાં છે કેટલાક દર્દો એવાં હોય છે કે રના દરકાર નહિં રાખવાથી તે ઉલટા વધીને જીવલેણ નીવડે છે. કેટલાંક તો તાત્કાલિક ઉપાયથીજ શમી જાય છે. આ રીતે દર્દની દરેક સ્થિતિમાં સારી સમજ વાપરવાની જરૂર છે. એવી સમજ જો ન વપરાય તો દર્દ દુશ્મનનું જ કામ સારે છે ! "

" તમે કહી ગયા એવી અગમચેતી વાપરનારા તો કોઇકજ હોય. કેટલાક દર્દો જે ન સમજાય તેવા હોય છે. ખરા ચીકીત્સક વગર એવાં ગુંચનો ઉકેલ કોણ કરી શકે ? ઘણાં ગરીબો તો સાધન અને સહાયતા વગર જ વગર મોતે મરી જાય છે તેનું કેમ ? "

" અન્ય સુધરેલા દેશને મુકાબલે આપણા દેશની અંદર આમેય શ્રીમંતો બહુજ થોડા છે અને જેઓ છે તેઓના લક્ષમાં અત્યાર લગી આ વાત આવી નહોતી; પરન્તુ હવે તે આવવા લાગી છે, એટલુંજ નહીં; પણ સત્તાધારીઓનું પણ તે તરફ લક્ષ ખેંચવામાં આવ્યું છે. માત્ર અંગ્રેજી વઇદાંનોજ નહી; પણ તેની સાથે કાંઈ પણ પક્ષપાત રાખ્યા વગર આપણુ આયુર્વેદના પ્રચાર કરવા માટે દરેક ઠેકાણે યોગ્ય પ્રકારે જો આવી ધર્માદા યોજનાઓ ઉભી થાય તો તે સંબંધમાં ઘણા સંકટો ઓછા થાય એમા સંદેહ નહીં "

" એમ થાય તો કેવું સારૂં ! આવું આવું ચાલવા માંડે તો અનુભવને આધારે પાછું આપણું વઇદું સજીવન થાય અને લોકોને તેનો એકસરખો લાભ મળે. "

" હવે સમજી. માત્ર શોચ આટલે.જ છે કે આ કાર્ય જેટલી ઝડપથી થવું જોઇએ તેટલી ઝડપથી થતું નથી અને એનું કારણ આપણું પોતનું ચલણ વલણ નથી તેજ છે. પરદેશીઓના પણ આમાં આડખીલી છે. જો આ આડખીલી નિકળી જાય તો જરૂર ગરીબોને સસ્તી અને સહેલી રીતે ઉપચારોના સહાનુભુતિ મળે અને જે દર્દો હાલ વધવા માંડયા છે તે ઘટવા માંડે. લોકોને પણ પોતના ખાનપાનનું આથી જ્ઞાન થાય અને રોગથી મુક્ત રહેવાની પ્રણાલી તેઓ સારા પેઠે સમજી શકે. તને બીજી ખબર છે ? થોડા વર્ષ થયાં અનેક પ્રકારની વઇદકીય પ્રણાલી નિકળી છે. કોઇ દર્દમા એક પ્રણાલીનો તો કોઇ દર્દમાં બીજી પ્રણાલીનો જય પરાજય થયાજ કરે છે. જીવન મરણની વચ્ચેના આ પ્રયોગો.જ છે તે કયાં

સુધી પહોંચીને પાછા વળશે તે વિષેનું અભિપ્રાય ભાખવું એ સાહસજ કહેવાય. આ કાંઈ જોષીઓનો દોષ નથી પણ સૃષ્ટિનો ક્રમજ છે."

"આજે તમે મને ઘણું સમજાવ્યું: હું એનું મનન કરીશ જીવને જ્યાં શંકા જણાશે ત્યાં તમને પુછીશ પણ ખરી."

"ભલે પુછજે. હાલ તો આટલેથીજ અટકીએ."

## પ્રકરણ ૫૧ મું.

સમય સદા બહુ રંગી છાંય સમયની ક્ષણુ ક્ષણુ ફરવાની;
સમય કરે છે હાની, સમય કરે છે સુખદ સમાધાની.
સુનો ભરત ભાવી પ્રબલ, બિલપી કહે મુનિનાથ;
લાભ, હાનિ, જીવન, મરણુ, જશ અપજશ, વિધિ હાથ.

ભગુભાઈનાં ઘરનું વાતાવરણુ અત્યારે સુગમ હતું. બલુના સંબંધમાં નંદલાલે ચંપકના કાન બરાબર ખોલ્યા હતા સાઠીએ તેને સાવધ બનાવ્યો હતો. નવનિધે સમયસુચકતા વાપરીને આ એક ખરેખરો લાગ સાંધ્યો હતો. નંદલાલના અનાયાસ અનુમોદને, તેણીને ચંપકની નજરમાં દેવી તુલ્ય કરી મેલી હતી. ખુદ નંદલાલે પણ નવનિધન સગી બ્હેન જેવી માની લીધી હતી. તે જ્યારે નવનિધને જોતો ત્યારે તેના મનમાં તેણીને માટે બ્હેન જેવો જ ભાવ આવતો. નંદલાલમાં આસ્તે આસ્તે ખરા વેપારીના ગુણો આવવા મંડયા હતા અને તે દ્રઢ થતા જતા હતા. સત્સંગે પણુ તેના અંતઃકરણુ ઉપર સારી અસર કરી હતી. તેને હવે ધનોપાર્જન સિવાયનો બીજો માર્ગ પ્રિય ન હોતો. તે સમજતો થયો હતો કે ધન જ સર્વ સુખનું મુળ છે. આ સુત્ર જો કે તેણે યથાર્થ સ્મરણુમાં રાખ્યું હતું; તો પણુ સત્સંગના પ્રભાવ વડે તે એટલું પણુ તેની સાથે જ સમજ્યો હતો કે અનીતિને રસ્તેથી મેળવેલું દ્રવ્ય દીર્ઘકાળ સુધી ટકતું નથી અને ઉલટા તેમાંથી બીજાં અણુધાર્યાં અનેક દુઃખો ઉત્પન્ન થાય છે. આ કારણુથી તે અપ્રમાણિકપણે વર્તતો નહિં. તેણે સંયમને પણુ સારી પેઠે કેળવવા માંડયો હતો. ગમે તેવી આકર્ષક યુવતી હોય તો પણુ તે તેણીને "બ્હેન" કે "મા" કહીને સંબોધતો. તે નીચી દ્રષ્ટિ કરીને જ બહુ ભાગે સ્ત્રીઓની સામે વાત કરતો. આવું તેનું નિર્મળ આચરણુ જોઇને સ્ત્રી વર્ગમાં તેને માટે ઘણું માન ઉપજતું.

આવો આશ્ચર્યકારક ફેરફાર નંદલાલમાં શી રીતે થઈ ગયો? એક દુર્જન સજ્જનના રૂપમાં કેવી રીતે બદલાઈ ગયો? આ એક ઉકેલવા જેવો પ્રશ્ન છે. શુ આવા બનાવો ભલે થોડા પણુ જગતની અંદર નથી બનતાં? બન્યા છે અને બને પણુ છે. સાચા વ્યાપારીઓ પોતાનો વ્યવહાર ગમે તેવા સંકોચમાં આવી પડયા હોય તો પણુ કેવી રીતે સાચવે છે એ તો જેઓને એવા વ્યાપારીઓનો અનુભવ હોય તેજ જાણે. દાનત ખોટા અને જે તે પ્રકારે ધન મેળવવાનો લોભ રાખનારા વ્યાપારીઓની આ વાત નથી. આ વાત છે અણીને વખતે

પણ પોતાની આંટ જાળવનારાઓની. નંદલાલના હાથમાં જ્યારે ખપજોગી મુડી આવી અને તેનો તેણે લેવડદેવનો જ્યારે ધંધો કરવા માંડયો ત્યારે તેને આંટના પ્રભાવનો સાક્ષાત્કાર થયો. જેને કોઇ, એક વખતે પાંચ રૂપિયાનો માલ પણ ધીરે તેમ નહોતું તે અત્યારે માત્ર પાંચસોની લેરવણી ફેરવણીમાં પાંચ હજારનો વ્યાપાર કરવા સમર્થ થયો હતો. બાકીની રકમ તો નંદલાલ હરરોજ એમને એમ જ આબાદ પડી હતી: નંદલાલ જેમ જેમ આંટ સાચવવાનો લાભ સમજતો ગયો તેમ તેમ તે તેવી પ્રવૃત્તિમાં દૃઢ બનતો ગયો. મુંબઈમાં જે માણસ બાંધેલી મુદત પહેલાં દુકાને અગર પેઢીએ આવીને પોતાનું દેવું ભરી જાય તે માણસને કોણ ના ધીરે ? નંદલાલ આ પ્રમાણે જ વર્તતો અને તેથી તેની આબરૂ ઘણી વધી ગઇ હતી. વળી એ એટલો સાહસિક નહોતો કે વગર ઉપયોગનો વધારે માલ પોતાની ઓલીમાં ભરી રાખે. કેટલોક માલ તો એ જાંગડજ લાવતો અને જે વકરો થતો તે એક બે દહાડામાં ભરી આવતો. વ્યાપાર કરવાની આ એક કુનેહ છે. અને તે નંદલાલ અનુભવને આધારે બરાબર શીખી ગયો હતો.

" ઉંડા પાણીમાં ઉતરીએ નહીં તો ડુબીએ પણ નહીં "

આ સોનાના મુલની કહેવત તેણે અંતરમાં કોતરી રાખી હતી. સત્સંગદ્વારા જે તેને આધ્યાત્મિક બોધ મળતો તેનો ઉપયોગ પણ તે વ્યવહારમાં કરતો. સત્સંગ મંડળનો કાયમનો એક મુખ્ય ઉપદેશક તો હતો જ અને વચ્ચે જે નવા ઉપદેશકો આવી જતા તેય પણ શ્રોતાઓને બોધ પાઠ સંભળાવતા. નંદલાલને સત્સંગ મંડળમાં દરરોજ જવાનું વ્યસન જ થઈ પડયું હતું. મુંબઈમાં આવાં મંડળોની ખાસ આવશ્યકતા છે અને તેવાં મંડળો સ્થપાતાં જાય છે. જેનું ભાગ્ય ખુલ્યું હોય છે તે આ મંડળનો લાભ લેતા થાય છે અને તેમાંય જેને તેની ધુન લાગે છે તે તો અમૃતનું જ પાન કરે છે. મનોધર્મ એવો છે કે તે બે ઠેકાણે કામ કરી શકતો નથી. જેને જેમાં રસ પડે છે તેમાં તેની વૃત્તિ રહે છે. નંદલાલ દુષ્ટ વાતાવરણમાં જન્મ્યો નહોતો કે ઉછર્યો નહોતો. તેના જન્મ સારે ઠેકાણે થયો હતો અને સારા મા–બાપની દેખરેખ નીચે તે ઉછર્યો હતો. મા-બાપની આબરૂને લીધે તે પરણી પણ ચુકયો હતો; પરન્તુ આ સુખ તેને માટે રહયું નહીં. મા બાપ ચાલ્યાં ગયાં અને પત્ની પણ વિદાય થઈ. નંદલાલની પાસે ધનનો યોગ પણ રહયો નહિં. સમય, સંયોગને લીધે જ તે પગથિયું ઉતરતો ગયો. ટુંકામાં કહીએ તો અનિષ્ટ વાતાવરણમાં આવી પડયો. માણસ પોતાનું મુળ સ્વરૂપ ભુલે છે તેનું આ પણ એક કારણ છે. ખરેખર સમય અને સંયોગનું બળ કાંઈ ઓછું નથી. સમય અને સંયોગ સુભગને પણ દુર્ભાગ્યમાં લાવી મુકે છે. જેને આપણે દુર્ભાગી જોઇએ છીએ તે સુભાગી નથી થતો એમ પણ નથી. આખું જગત સમય અને સંયોગને વશ છે. નંદલાલની જીંદગીનો આ ત્રીજો તબકકો હતો. જન્મ્યો, ઉછેર્યો અને પરણીને ગ્રહસ્થાશ્રમી થયો ત્યાં

સુધી તો સુખી રહ્યો. જ્યારે આ આલંબન છુટી ગયું ત્યારે તે [illegible] વાતા [illegible]માં ઉતરી પડ્યો. આ સ્થિતિનો પણ તેણે અનુભવ મેળવ્યો. નંદલાલ છોકરા [illegible] [illegible] થયો એમ કહીએ તો પણ ચાલે. દુઃખ ભોગવ્યા પછી કે છોકરા [illegible] પણ જેઓને શાણપણ આવે છે તે વર્ગમાંનો આ નંદલાલ પણ [illegible] હતો.

નંદલાલ પોતની આ ફેરીના ધંધામાંથી દર મહીને અઢીસોથી ત્રણસો રુપિ યાની કમાઈ કરતો. બે ત્રણ વાર તો નંદલાલે એવો ચમત્કાર દીઠો કે જે દીવસે નવનિધનો હાથ પડેલ વહેલો કપડાંને અડે કે તેને અણધાર્યો કોણ જાણે ક્યાંથી અને કેમ વધારે નફો થઇ જાય! નવનિધે ત્રણ ચાર વખત નંદલાલની પાસેથી અમુક કપડું ખરીદ કરેલું. પહેલીવારની તેણીની ખરીદીમાં તો નંદલાલને પરચા જેવું ન લાગ્યું પણ તે પછીની બીજી ખરીદીમાં તેને તેવો ભાસ થયો. ત્રીજી વારની ખરીદીમાં તો તેને પ્રત્યક્ષ જણાયું કે નવનિધ બહેન કોઇ જગદંબા છે!

નવનીધની કાંઇ દરરોજની ખરીદી તો ન જ હોય સંભવ જ નથી. નંદલાલ પણ નવનિધને આમ શી રીતે કહી શકે કે તમે મારી પાસેથી કંઇક ખરીદો અગર મને ખવરાવો! નંદલાલે છેવટ એટલું પોતાના મનની સાથે નક્કી કર્યું કે જે તે બહાને બહેનના માળામાં તો જવું જ અને બહેનનું મુખ જોવું; પણ આમ દરરોજ બની શકે એવું પણ નહોતું. નંદલાલનો ફેરીનો ધંધો એટલે તેને આવો અવકાશ તો કોઇક જ વાર મળે. વળી રોજ ભગુભાઇના માળામાં જવું એ પણ ઠીક નહી એટલું નંદલાલ સમજતો હતો. આવા સબળ કારણોને લીધે નંદલાલ અઠવાડીયામાં એક બે વખત જ આ માળામાં આવી ચંપકના ભાવ પુછતો અને એ બહાને જો નવનિધ ઘરમાં હોય તો “બહેન” બા કહીને નવનિધને બોલાવતો.

આને કાકતાળીય ન્યાય કહો કે ગમે તે કહો; પણ નંદલાલને આ એક ચમત્કૃતિ જેવું તો લાગ્યું જ હતું અને તેથી સામાન્ય કરતાં પણ વધારે ઉમળકાથી નવનિધને સગી બહેન પ્રમાણે માની હતી.

નંદલાલની પૂર્વની મલીન ધુનનો તો સમુળો નાશ થયો હતો. તેને કોણ [illegible] ગુરુની સાથે સાત્વિક ભાવના પણ જાગી હતી. તે બહુવાર આગળ બે વાર જઇ આવ્યો હતો. તેને દિલાસો આપ્યો એટલુંજ નહી; પરંતુ તેના હાથમાં કોઇ ન જાણે તેમ સો રુપિયાની નોટ મુકી. બહુ તો નંદલાલમાં આવડો [illegible] [illegible] [illegible] [illegible] થઇ ગયો. નંદલાલે એમ વિચાર્યું કે [illegible] તેમ તો પણ દુઃખના વખતમાં તે પોતાને સહાયક હતો. નંદલાલ [illegible] [illegible] લોકને દુઃખી થતાં અને જો જરૂર જણાય તો તેવા માણસને [illegible] યથાશક્તિ [illegible] પણ ખરો. તેને ગુપ્તદાન આપવાનુંજ ગમતું અને તે પ્રમાણે તે વર્તતો. [illegible] [illegible] [illegible] સાંભળેલી [illegible] [illegible] વાક્યમય [illegible] [illegible] [illegible] [illegible] હતી.

‘જેના દાન વિના દિન જીતે;
તે જન શાય સુખી શી રીતે?’ જેનો દાન વિના.

નંદલાલ એ વખત ચંપકને આગ્રહ કરીને સત્સંગમંડળમાં તેડી ગયો હતો. પહેલી વાર તો ચંપકને કુતુહલ જેવું લાગ્યું; તો પણ શું સારા ઉપદેશકની વાણી નિષ્ફળ જાય છે કે ? ચંપકે એમાંથી પણ પોતાને લાગુ પડતો કેટલોક સાર લીધો. લુચ્ચા, ઠગ, ધુતારાઓની જોડે ફરવું નહીં'. એવા લોકોની સાથે ફરવાથી કોઇ વાર આપણો જીવ જોખમમાં આવી પડે છે, અગર તેમ ન થાય તો આપણી પ્રતિષ્ઠા અને લક્ષ્મીનો નાશ થાય છે એટલુંજ નહીં; પરંતુ સારે ઘેર અવતરેલો અને ઉછરેલો પણ કુમાર્ગે ઉતરી પડે છે. ક્યાંક ક્યાંક ઉપદેશકો ભારે પ્રવીણ હોય છે. જેમ વઇદ નાડી તથા ચહેરા જીભ જોઇને ઓસડ આપે છે તેવી રીતે તેઓ પણ આવનારની આકૃતિ તથા તેની બીજી હ્લછબ જોઇને ઉપદેશ આપે છે. બીજીવાર તો નંદલાલે ઉપદેશકને ચેતવણી પણ આપી હતી અને ચંપકની ઓળખાણ પણ આપી હતી. આથી ઉપદેશક વધારે સાવધાન થયો હતો. બીજીવારના ઉપદેશથી ચંપકને ઘણી સારી અસર થઇ હતી અને તેને બહુએ અપાવેલી સાડીનું સ્મરણ પણ થયું હતું. આ બીજીવારના ઉપદેશમાં પત્નીઓનો વિષય પણ ઉપદેશકે ચર્ચ્યો હતો. નિપુણ ઉપદેશકો જ્યારે પોતાના ખાસ અભ્યાસ અને ચિંતન વડે અમુક વિષય પરત્વે શ્રોતાઓને કહેવા માંડે છે ત્યારે કાંઇ બાકી રાખે છે કે ?

> એક ઘડી આધિ ઘડી, આધીમેં પુન આધ;
> તુલસી સંગત સંતકી, કટત કોટી અપરાધ.

ખરેખર મહાત્મા તુલસીદાસજીનું આ કથન અમુલ્ય છે 'કટત કોટી અપરાધ' એટલે એકવાર શ્રોતાના મનમાં ચોટ લાગી કે આ કામ કરવા જેવું નથી એટલે બસ. ત્યાંથી જે જે નવા અપરાધો થવાના છે તે અટકી જાય છે.

ગમે તેમ તો નંદલાલ એક વખતનો ચંપકનો પ્રિયજ. હતો. જ્યારે આ માણસજ આ પ્રમાણે સારે માર્ગે વળતો જાય ત્યારે તે કૃત્ય ચંપકને આશ્ચર્ય ઉપજાવનારૂંજ થઇ પડે. આ બે વખતનાજ ઉપદેશથી ચંપક વિચારમાં પડી ગયો હતો. તે એટલું તો માનવા તથા સમજવા લાગ્યો કે સત્સંગમંડળમાં જવાથી લાભ છે ખરો. ત્યાં જે બોધ અપાય છે તે ઘણો સારો છે. આ બીજીવારના ઉપદેશમાં ઘરનાં માણસોની જોડે કેમ વર્તવું એ રહસ્ય પણ સમજાવવામાં આવ્યું હતું. આ બધું મારા ઉપર કહેવાય છે કે કેમ ? એ પ્રશ્નનો નિર્ણય જો કે ચંપક કરી શક્યો નહીં; તો પણ તે શંકાવશ તો જરૂર થયો હતો. ચંપકને બે વારનાજ ઉપદેશથી આટલી અસર થાત નહીં. પણ ખુદ નંદલાલનું પ્રત્યક્ષ ઉદાહરણ પણ તેને વધારે માર્ગદર્શક થઇ પડયું હતું, એ વાત પણ ભુલવા જેવી નથી.

જગતની અંદર આવા પ્રસંગો નુતન નથી. બનેલા છે અને બને પણ છે. ચંપકને નંદલાલેજ બહુની પાયમાલીના સમાચાર સંભળાવ્યા હતા અને તેની જોડે એમ કહયું હતું કે લુચ્ચાઇનું ફળ જોયું કે ? તેની જોડે પોતે સારે માર્ગે

વળ્યા પછી કેવો અત્યારે સુખી છે તે હકિકત પણ કહી હતી. ન્યારી માઠી ચાલચલગતનું આમ તાત્કાળિક પરિણામ ચંપકનાં જોવામાં આવ્યું. તેથી ચંપક જેવો એક ઉગતી વયનો યુવક અચંબોજ પામ્યો અને પોતે પણ આવા જે બનાવોમાંથી થોડું ઘણું તારવવા લાગ્યો.

બહુવાર આવુંજ બને છે કે જે બગાડનાર હોય છે તે જો સુધરવા માંડે તે તે પોતાના સંગીને પણ સુધરે છે. નંદલાલ અને ચંપકની વચ્ચે આ નિયમેજ આ પ્રકારને ફેરફાર કર્યો હતો.

આવા બનાવો તો જ્યાં ને ત્યાં બનેજ છે. અતિ પરિચય કે કોણ જાણે શા કરણથી પણ જે માણસ પોતનાં માતપિતાનું કે શુભેચ્છકોનું નથી માનતો તે માણસ પોતનાં સંગીએનું માન છે. બગડેલાને સારો સંગી મળવો દુર્લભ છે. બગડેલા કે ઉચ્છખળને તો નઠારાં સંગીઓજ મળે. ચંપકને આવા સાથીઓ મળ્યા હતા; પરન્તુ તેવામાંથી તેને આ નંદલાલ જેવો બગડેલામાંથી સારે માર્ગે વળેલો મળી ગયો. એ ભગુભાઇનું પોતાનું કે તેમનાં ઘરનાં માણસોનું સદભાગ્ય કહેવાય.

આજ સવાર પડયું ત્યારથીજ ભગુભાઇ માંદગીને બિછાને પડયા હતા અને તેની ચિંતાને લીધે હીરા શેઠાણીનો શ્વાસ પણ હેઠો નહોતો બેસતો. ત્રણ વાગતાને સુમારે નંદલાલ અનાયાસે ત્યાં આવી ચડયો. તેણે આવતાંવેંત ભગુભાઇની માંદગીના સમાચાર સાંભળ્યા. શેઠાણીને વલોપાત કરતાં જોયાં. નંદલાલે તો એક દમ પોતાની કપડાંની ગાંસડી પોતાની સાથેના વિશ્વાસુ માણસની જોડે પાછી મોકલી અને અંદર દાખલ થયો એટલુંજ નહીં; પરન્તુ સર્વની જોડે તે પણ શેઠની સારવારમાં ભળ્યો.

સેવકલાલ આ વખતે હાજર હતા. એમણે નંદલાલને ફેન્સી કપડાંની ફેરી કરતો તો બહુવાર દીઠો હતો. સેવકલાલને સત્સંગમાં જવાની ટેવ હતી. તે કોઇવાર આ સત્સંગ મંડળનો લાભ પણ લેતા. એમણે નંદલાલને આ મંડળમાં શ્રોતાના રૂપમા જોયો હતો અને એમના મનમાં તને માટે સારો વિચાર આવ્યો હતો.

## પ્રકરણ ૫૨ મું.

ભગુભાઇની માંદગી, પ્રતિદિન વધતી જાય;
હીરા શેઠાણી ઉરે, અનહદ ચિંતા થાય.

ભગુભાઇ શેઠનું હ્રદય ( હાર્ટ ) પ્રથમથી જ નબળું હતું. હમણાં એમ આ દર્દ વધારે જોર કરી આવ્યું હતું શેઠ અત્યારે પથારીવશ હતા. જુનનુ ખિક અંશમાં શ્વાસના વ્યાધિથી હીરા શેઠાણી કયારનાં પીડાતાં હતાં. શેઠના મંદવાડની ચિંતાને લીધે એમનું આ દર્દ પણ આ વખતે વધ્યું હતું. બેમાંથી વહેલું કોણ વિદાય થશે એ વિષેનો નિર્ણય ડાકટરો પણ કરી શકયા નહિ. આ કટોકટીનો સમય શાણી નર્વાનિધ વહુને ઘણો આકરો થઇ પડયો; જમુનનું મન પણ મુંઝાઇ ગયું હતું. ખુદ ચંપકના ચિંતનમાં પણ ચેતન ન હોતું રહ્યું.

હીરા શેઠાણી તો એમ જ ઇચ્છતાં હતાં કે ધણીની પહેલાં હું જ વિદાય થઈ જાઉં તો ઠીક. ઘણી વાર એ આમ જ બોલતાં. આ દેશની પતિપરાયણ સ્ત્રીઓનાં અંતરમાં આવી ઈચ્છા પ્રધાનપદ ભોગવે છે. હીરા શેઠાણીને દૈવે ન નાં બાળકોની સંભાળ લેવાનું કાર્ય જ સોંપ્યું નહોતું. આ ઘરની અંદર પુત્ર રૂપે તો આ એકનો એક ચંપક જ હતો. હીરા શેઠાણીને તે પોતાના પ્રાણ કરતાં પણ પ્રિય હતો. તે જેમ મુર્ખ ન હોતો તેમ સાક્ષર પણ ન હોતો. કદાચ અર્ધદગ્ધ કહીએ તો ચાલે; તો પણ તેને અર્ધદગ્ધનું વીશેષણ સચોટ લાગુ પડે તેમ ન હોતું. તે પ્રસંગોપાત પોતાનું ધાર્યું કરતો ખરો; પણ સમય પરત્વે કોઇનું કહેવું માન્ય પણ રાખતો અને તે પ્રમાણે વર્તતો. હીરા શેઠાણીના મનમાં ચંપકની ચિંતા રહેતી; પણ તેનો વીસ વર્ષની વયનો ખીમાડો વીતી ગયેલો હોવાથી તથા ઘરમાં પોતાના આ પુત્રની નવનિધ જેવી ડાહી વહુ છે એમ ધારી એ પણ અમુક અંશે સંતોષ મેળવતા.

ચંપકે હમણાં બહાર જવાનું બિલકુલ છોડી દીધું હતું. તે ઘડીમાં પોતાના પિતા આગળ તો ઘડીમાં પોતાની માતા પાસે બેસતો. ચંપકે કેટલેક દરજ્જે પોતાની મરજીથી અને કેટલેક દરજ્જે સેવકલાલ, નવનિધ, ઇન્દુ તથા નંદલાલની સુચના વડે આવો યોગ બરાબર સાંધ્યો હતો. તે અગાઉ કરતાં હમણાં સુધર્યો હતો તેની સાક્ષી પુરનાર પણ એ પોતે જ હતો. નંદલાલ તો પોતાનું ફેરીનું હંમેશનું કામ કાજ છોડી દઇ આ ઘરનો સેવક જ બની રહ્યો હતો ? રાતને દહાડો તે ઉભે પગે જ રહેતો. ઉતાવળિયું કામ કરવામાં અને તે પણ સાંગોપાંગ ઉતારવામાં તે એટલો તો કુશળ તથા મક્કમ હતો કે તેની હરીફાઇ કરનારૂં અહીં એક પણ માણસ ન હોતું. ખુદ ભગુભાઇ પોતે પણ આ નવા માણસની ચાલાકી જોઇને આશ્ચર્ય પામી ગયા હતા. ચંપકનો આ એળખીતો છે એવું તે થોડા દહાડા થયાં જાણી શકયા હતા. આ માણસ સારો છે એવી સાક્ષી પણ ઘરનાં માણસો તથા સેવકલાલ તરફથી પૂરાયલી ભગુભાઈએ તાજેતરમાં સાંભળી હતી. અને તેથી ભગુભાઇને એમ લાગ્યું કે ચંપકને આ માણસ સુધારશે પણ બગાડશે નહીં. પેલો ટપુ પણ પોતાની શકિતને અનુસરતું કામ કાજ ઠીક આટોપતો હતો; કંકુ પણ કથા સાંભળ્યા પછી કંઈક સીધી થઈ હતી અને તેણી હીરા શેઠાણીની સેવામાં હાજર રહેતી. ચિકિત્સક તરીકે એમના ઘરનો જુનો ડોકટર ગજાનન અનુભવી હતો. બેની વચ્ચે એક પરિચારિકા પણ રાખવામાં આવી હતી. આમ પરિચર્યાનો ક્રમ સરલ હતો.

ભગુભાઇ પલંગ ઉપર મૌન પડયા રહેતા. ડોકટરે તેને બોલવાની મના કરી હતી. હીરા શેઠાણી ગાદી ઉપર તકીએ અઢેલીને શ્વાસની સતામણી સહતાં થકાં સુતાં હતાં.

ગરીબ બિચારી જસુને સુતી વખતનું ભાગવતનું વાંચન ખરેખર ઔષધ રૂપ થઇ પડયું હતું. તેણીને આ નિયમનું પાલન કરવાથી ગાઢ નિદ્રા આવી જતી

અને બીજા ફાલતુ વિચારો સતાવતા નહીં. ભલે ક્યાંક ક્યાંક તેણી નહોતી સમજતી; તો પણ તેણીને માટે આ લાભ ઓછો તો નહોતો. પોતાને જે વાક્યની સચોટ અસર થતી તે વાક્યને તેણી પકડી રાખતી. ભાગવતની કેટલી કથા માનવા લાયક છે અને કેટલી માનવા જેવી નથી તેનું પ્રથકકરણ કરવાની જસુને જરૂર નહોતી. પોતાની સામાન્ય જ્ઞાનની સ્થિતિને અનુસરતો તેણીને તેમાં રસ ઉપજતો કોઈ કોઈ કથાથી તો તેણીનું અંતર ઉઘડી જતું. ભલે ભાંગ્યું ત્રુટ્યું પણ દરરોજનું વાંચવું લખવું કોને ફાયદો નથી કરતું? 'ભણતાં પંડિત નિપજે અને લખતાં લહીઓ થાય' એ વેદ જેવું વાક્ય શું ખોટું છે? ટુંકામાં જસુને આ ક્રમથી જીજ્ઞાસા ઉત્પન્ન થઈ હતી અને જે મર્મ ન સમજાય તે યાદ રાખી કોઈ સમયે તેનો ખુલાસો નવનિધને પુછતી પણ હતી. જસુ જ્યારે દિવસે નવરી બેઠી હોય ત્યારે નવનિધ બીજાં પુસ્તકો પણ તેણીની આગળ મુકતી અને તે પણ તેણી નવનિધનું માન રાખવા ખાતર અગર તો પોતાની ઇચ્છાથી ઉપર ટપકે જોઇ જતી ગમે તેમ હતું પણ જસુને રાત્રે ભાગવત વાંચ્યા વગર તો ચાલતું નહીં. જો ભાગવત ન વાંચે તો તેણી ખરી નિદ્રાનું સુખ અનુભવે પણ નહી! આમ થવાનું કારણ આ એજ હતું. જસુએ જ્યાં સુધી ભાગવત વાંચવાનો આરંભ નહોતો કર્યો ત્યાં સુધી તેણી સુવાની વેળાએ વિચારે ચડી જતી ભલે થાકેલી હોય તો પણ આ તરંગો તેણીને સતાવત. હવે તો તેણી બે ત્રણ પાનાનાં વાચનમાંજ ઢળી પડતી. કોઇ વાર તો તેણીને વીજળીની બતી બંધ કરવાનું પણ ભાન રહેતું નહિં.

જસુને ઇન્દુના મુખનું રામાયણનું શ્રવણ પણ ઘણું ગમ્યું હતું. તુલસીકૃત રામાયણમાં સદુપદેશના સાથે જ્યાં ને ત્યાં રસ જામેલોજ રહે છે. ચહાય તે સ્ત્રી હોય કે ચહાય તો પુરૂષ હોય; પણ તને જોઇએ છે શું? રસ અને તે વાટે મળતો આનંદ. માત્ર મનનો કાંટો ફેરવવાનુંજ કામ છે. જસુ એ છાં મનની થઇ હતી. અન્યનું સુખ જોઇને તેણીને એમ થતુ કે આવું સુખ મને નથી. હવે તે ધુનને ઠેકાણે બીજી ધુન ઉભી થઇ એમ નથી કહેવાનું કે જસુને ભાગવત હાથમાં લીધા પછી અને તેનું વાંચન શરૂ કર્યા પછી જે ઉંઘ આવતી તેમ ભાગવતનો ચમત્કાર હતા! આ રીતનો શાસ્ત્રીય નિયમ હોય કે ન હોય; પરંતુ મારે એટલું તો કહેવું જોઇએ કે આ ક્રમ વડે જસુને ઉંઘ તો આ[illegible] કદાચ એમ માનીએ કે જસુને તેણીની એવી પ્રકૃતિને લીધે આ ક્રમ [illegible] હોય બીજાને સદે કે ન સદે તે વિષે કહેવાનુ નથી. જે લાગુ પડયું તે [illegible] ઉંઘ આવવાની ગરજે જસુએ આ ક્રમ ચાલુ રાખ્યો હોય અને પછી તેણીને તેમ રસ પડયો હોય એ પણ સંભવિત છે.

જસુની કોઇ વખતે ઉંઘ ઉડી પણ જતી હતી; પરન્તુ તેય સમયે જસુને રામાયણનું શ્રવણ તથા ભાગવતનું વાંચન હઇયે ચડી જતું. ટુંકામાં કહીએ તો તેણીની બહિર્મુખ વૃતિ કંઇક અંશે અંતર્મુખ થઇ હતી.

ભાગવત પણ પુસ્તકજ છે. એમાં યથાર્થ, ધાર્મિક તથા નૈતિક બોધનો સમાવેશ થઇ જાય છે. ભાગવતમાં સર્વ પ્રકારના રસોનું અવલંબન છે. જે જેનો ભોક્તા તેને તે રસ ગમે છે. જસુને કેટલાંક આખાંના આખાં અધ્યાયો મોઢે હતાં. ભાગવત બંધ કરવાનો વખત ન મળે અને તેણી નિદ્રાવશ થઇ ગઇ હોય ત્યારે ક્યાંથી અધુરૂં મુકાયું છે એ વાત તેણીને યાદ રહેતી નહીં. કોઇ વાર પવનથી પાનું પણ ફરી ગયું હોય. જ્યારે જસુ પાછી વાંચવા બેસે તેણીને સ્મરણમાં આવે કે આ તો હું વાંચી ગઇ છું! કહેવાનું અહીં તાત્પર્ય એ કે આટલી પણ તેણીમાં ચેતના આવી હતી.

જસુ કાંઇ થોડજ આધ્યાત્મિક વિષયો સમજવાનું જ્ઞાન ધરાવતી હતી! શુકદેવ મુનિ અને દેવહુતી વચ્ચેના સંવાદમાં કેવા પ્રકારનું ઉંડાણ રહ્યું છે એ વિષય જસુના જાણવામાં કે સમજવામાં શી રીતે આવે? જસુને તો એટલી ખબર પડે કે કૃષ્ણાએ કૃષ્ણાનું સારૂં કામ કર્યું તેથી તેના ઉપર ભગવાન પ્રસન્ન થયા અને કૃષ્ણાએ કૃષ્ણાનું ખોટું કામ કર્યું તેના ઉપર ભગવાન કોપે ભરાયા. જસુને માટે આટલુંજ બસ હતું.

કંસે પોતાની બહેન દેવકીના પુત્રોને માર્યા અને તે કંસને શ્રી કૃષ્ણ ભગવાન માર્યો એ કથા તેણીમે વારંવાર સ્મરણમાં આવતી. પ્રભુ પોતાના ભક્તોની કેવી રીતે રક્ષા કરે છે તેનો પણ તેણી વિચાર કરતી. આવી જ રીતે પાંડવોનાં સંકટો સંભારીને તેણી ગળગળી થઇ જતી. નિત્યના વાંચનથી તેણીને આ પ્રમાણે જ્યારે તેણી હરતી ફરતી હોય કે કોઇ ઘરનાં કામકાજમાં રોકાઇ હોય ત્યારે પણ સ્ફુરી આવતું. ગીતામાં કહ્યું છે કે મન એક ક્ષણ પણ સ્થિર રહેતું નથી. જસુનાં જુનાં ચિંતને અત્યારે નવું રૂપ ધારણ કર્યું હતું. એમ જ કહેવાય કે તેણીની ભાવના જ ફરી ગઇ હતી. તેણીને નહોતું ગમતું કોઇની જોડે આગળની પઠે વાતો કરવાનું કે કોઇની વાતો સાંભળવાનું. તેણી પોતાની ધુનમાં જ મગ્ન હતી.

હમણાં ભગુભાઇ તથા હીરા શેઠાણીની માંદગીને લીધે તેણીનો ચાલતો વ્યવહાર સીધો રહ્યો ન હોતો. અત્યારે ઘરના કામકાજનો બોજો જસુ ઉપર જ આવી પડયો હતો, અને તે અગાઉ કરતાં ઘણો વધી પડયો હતો. જસુ મુંગે મોઢે આ બધું કર્યા કરતી. બહેન બનેવીની માંદગીને લીધે જો કે તેણી કોઇ વખત ચીંતાતુર થઇ જતી; પણ પ્રભુની જે ઇચ્છા હશે તે થશે એવું તેણી માનતી હતી. આ માન્યતા તેણીને આ બે ગ્રંથના શ્રવણ અને વાચનમાંથી જ મળી હતી, અને તેનો આધાર પકડી તેણી પોતાનો કાળ નિર્ગમન કરતી હતી.

દિવસ દિવસ ભગુભાઇનો મંદવાડ વધતો જ ગયો. અને તેની સાથે હીરા શેઠાણીનું દર્દ પણ વધ્યું. પોતે હવે લાંબો વખત જીવશે નહિં એમ ભગુભાઇને પણ ભાસ્યું. ઘરના ડોક્ટર ગજાનનને ઉંચા પદવીધર ડોક્ટરોને પણ બોલાવ્યા હતા એ લોકોએ પણ શેઠ તથા શેઠાણી માટે પોતાનો ખાનગીમાં અભિપ્રાય આપ્યો તેમાં નિરાશા જ હતી. આ વાત તેઓએ ડોક્ટર ગજાનને રતનવલ્લભ દેવકલાલને જ જણાવી હતી.

ભગુભાઈએ અગાઉથી ચેતી જઈને વસિયતનામું તો ક્યારનું તઈયાર કરાવી રાખ્યું હતું. અને તે સેવકલાલ, વીઠલરાય તથા મોતીલાલને સોંપાઇ પણ ગયું હતું. આ વસિયતનામામાં હીરા શેઠાણી હયાત હોય ત્યાં સુધી તેનો અમલ કરવો નહિં એવી પણ એક કલમ હતી.

## પ્રકરણ ૫૩ મું

કળે કોણ ગતિ દૈવની અદ્ભુત એનું કામ;
કોઈ તણું ચાલે નહિં, સાચા એકજ શ્યામ.

હીરા શેઠાણી વિદાય થઇ ગયાં અને ભગુભાઈનો મંદવાડ લંબાયો. શેઠાણી જુના વિચારનાં, ભલાં, ભોળાં તથા વિશ્વાસુ હતાં. એમનાં પગલાંથીજ લક્ષ્મીનો યોગ થયો હતો એવું ભગુભાઈ માનતા હતા. પરમાત્માએ પણ આવી ભલી અને પનોતા પગલાંવાળી બાઈનુંધાર્યું પાર ઉતાર્યું. તે તો ચુંદડી ઓઢીને આવ્યાં ને ચુંદડી ઓઢીને ગયાં! જીવ્યાં ત્યાં સુધી સધવા રહયાં અને કહેવાયાં ભગુભાઇને આથી આઘાત ઘણો થયો; પણ હજુ તે ટકી રહયા હત. શેઠાણીની પાછળ જે ક્રિયા કરવાની હતી તે સર્વ ક્રિયા સારી રીતે ભગુભાઇની નજર તળે કરવામાં આવી. પોતાની પ્રિય જનેતા આ પ્રમાણે ચાલી ગઈ તેથી ચંપક તો આભોજ બની ગયો અને તેને કશી સમજ પડી નહીં; તો પણ અત્યારે તે એટલો સીધો અને શાણો બન્યો હતો કે ભગુભાઇને પણ આથી ઘણું આશ્વાસન મળ્યું ડોકટરોના જણાવ્યા મુજબ બેય જવાનાં હતાં. તેમાંથી એક હીરા શેઠાણી ચાલ્યાં ગયાં અને ભગુભાઇ ટકી રહયા. એથી સર્વને અજાયબી ઉપજી હતી. ભગુભાઈ જો કે પથારીવશ હતા, કાંજી તથા કાફી ઉપર રહેતા હતા; તો પણ તેની સ્મરણ શક્તિ કાયમ હતી. તે ધીમે સ્વરે પોતાના વિચારો સામા માણસને કહી શકતા અને પોતે નિર્બળ થયા છતાં પણ છેક પરવશ નહોતા. ભગુભાઇ બહુજ વિચક્ષણ હતા. તે એટલું સમજી ગયા હતા કે હજુ અવધ નથી આવી. જે ભોગવવાનું બાકી હશે તે ભોગવવુંજ પડશે. પોતે પાછા સાજા થઈ હરતા ફરતા થશે કે નહીં, તે વિષે જો કે તે શંકાશીલ હતા, તો પણ જ્યાં સુધી શ્વાસ ચાલતો હોય ત્યાં જીવવાના ઉપચારોનો લાભ લેવો [illegible] ભોંયે પડેલાને પણ વિચાર થાય છે તો પછી ભગુભાઇને કેમ ન થાય? ડો[illegible] તો એમણે આશા છોડી હતી. કહો કે ડોકટરોએજ છોડાવી હતી. હવે [illegible] વિચાર કોઇ દેશી વૈદને તડાવવાનો થયો. ભગુભાઈ પણ એ વિચારને [illegible] થયા. કોને બોલાવવો તેની ભાંજગડ ચાલી.

જસુએ નવનિધ વહુને માંજી વદનું નામ સાંભરી દીધું. જસુએ તેની [illegible] એટલું પણ કહયું કે તે વાછ કાછનો પુરો છે, જરૂર એ મારા બનેવીને [illegible] કરશે. નવનિધ વહુ તો "વાછ કાછનો પુરો છે" એવું વાકય જસુને મ્હોડે [illegible] સાંભળીને આશ્ચર્ય પામી. કોઈ દહાડો જસુને આમ કહેવાનો ખ્યાલ જ ન આવે [illegible] અને જ્યારે તે આવ્યો છે ત્યારે એનો ભેદ એ ચતુરબાઈ તરત જ સમજી ગઈ. [illegible]

તેણીના મનમાં એવો એક તર્ક ઉઠયો કે માસીજીએ પગથિયું ઉતરવાની કદાચ તૈયારી કરી હોય અને માંજુએ ના પાડી હોય તો એ બનવા જોગ છે.

હજુ તો નવનિધ વહુનો આ મનોગત તર્ક ચાલતો હતો ત્યાં ઇન્દુ આવી પહોંચી. નવનિધ વહુએ ઇન્દુને કહયું કે " જયારે સસરાજી અને ઘરનાં સૌ માણસો દેશી વૈદને બોલાવવાનો વિચાર કરે છે ત્યારે તમે મારૂં નામ લઈને કહો કે માંજુ વૈદને બોલાવીએ તો કેમ ? "

ઇન્દુ તરત જ શેઠના પલંગ આગળ આવીને ઉભી.

' બાપુજી ! પેલો માંજુ વૈદ પણ જાણકાર છે હો ! નવનિધ ભાભી પણ એનું જ નામ આપે છે. તમારી મરજી હોય તો બોલાવીએ. "

' હા, હા. પ્રથમ એમને જ બોલાવો. એ શું કહે છે તે જાણીએ તો ખરા !'

ઇન્દુ નવનિધ આગળ ગઈ. નવનિધ વહુએ પોતાના સસરાજીનું કહેવું સાંભળ્યું હતું.

" કેમ બા ! હા કહી ના ? લ્યો ત્યારે બોલાવીએ. કયાં ગયો. ટપુ ? "

ટપુ સામે જ થોડે છેટે ઉભો હતો.

'કેમ બા ? '

'જો, તેં પેલા માંજુ વૈદનું ઘર જોયું છે. ખબર છે ના ? માસીજી માટે એક બે વખત દવા લેવા ગયો હતો તેની ?'

'હા, બા હા. શું એમને તેડી આવું ?'

'હા, જા જલદી. એકદમ ભાડુતી વિકટોરીયામાં લાવ તું પણ વિકટોરીયામાં જ જા. આ લે રૂપિયો.

નવનિધે ટપુના હાથમાં એક રૂપિયો મુકયો અને ટપુ એકદમ દાદર ઉતર્યો.

નંદલાલની યોજના બ્રહ્મભોજનની વ્યવસ્થા કરવામાં થઈ હતી અને તેથી તે કલ્યાણ ગોરની વાડીમાં ગયો હતો. ચંપક પણ તેની સાથેજ હતો. બ્રાહ્મણો સુતકના દિવસોમાં જમાડનારનું અન્ન લેતા નથી તેરમાનું જમે છે. હીરા શેઠાણીનાં મરણનો આજ તેરમો દિવસ હતો.

નંદલાલ અને ચંપકને બહાર જતાં જોઈનેજ અત્યારે તરતમાંજ ભગુભાઇની સેવામાં ઇન્દુ હાજર થઇ હતી ઘણું એ જોડું અહીંજ જમતું હતું. તે ઉપરાંત પણ બીજાં કેટલાંક માણસોનું જમવાનું અહીં જ રાખવામાં આવ્યું હતું જોકે રસોઇ કરવા સારૂં બે ભુદેશ્વરીઆ બ્રાહ્મણોને રોકવામા આવ્યા હતા; તોપણ તેને [illegible] ઉપસ્કરો તઇયાર કરી આપવામાં જમુ તથા નવનિધ વહુને પણ રોકાવું પડતું.

ઇન્દુ ભગુભાઈના પલંગની સામેની ખુરશી ઉપર બેઠી હતી. ભગુભાઇએ તેની આંખ ભીની થયેલી જોઇ. ભગુભાઇએ ધીમે અવાજે ઇન્દુને ઉદ્દેશીને કહયું.

" જો બહેન ! જન્મની સાથે મરણ તો વળગેલુંજ છે. મરનાર ખરેખર ભાગ્યશાળી હતી અને થઈ ગઇ. હવે તેણીને કશું જોવાનું રહયું નહીં. એ ગઇ

જાને હું હજુ ટકી રહયો છું. એમાં પરમેશ્વરનો પાડ માનવાનો છે. એ જેવું આગળી હતી તેવુંજ થયું. આવું મળ્યું મોત તો પુણ્યશાળીનેજ મળે. મને મારૂં પણ સુઝતું નથી હો! સાચું તો પ્રભુ જાણે."

"એમ કેમ બોલો છો? પ્રભુ તમને સાજા અને સારા કરે. એટલા બેઠા છો તો અમને સૌને છત્રરૂપ છો. હજુ ચંપકભાઈ કાચી બુદ્ધિના કહેવાય."

"આશાનો પાર નથી બહેન! ચંપક કાચી બુદ્ધિનો હોય કે પછી પાકી બુદ્ધિનો હોય; પણ મારા જેવાંના કાળ આવ્યો હોય તો તેને અટકાવનાર કોણ છે?"

હજુ તો આ વાતચીત ચાલતી હતી ત્યાં માંજુ વૈદને તેડીને ટપુ આવી પહોંચ્યો. સેવકલાલ પણ પેઢીમાંજ હતા. ટપુ તને સાથે બે લાવીનેજ આવ્યો.

"આવો વૈદરાજ! બેસો આ ખુરશી ઉપર." ઇન્દુએ ખુરશી ઉપર બેસવાનું કહયું માંજુ વૈદે તે પ્રમાણે કર્યું અને શેઠની નાડી હાથમા ઝાલી. નાડી જોયા પછી ઉભા થઇને આંખો જોઈ; જીભ જોઈ અને તેના ચહેરો પણ જોયો.

"હબે પડખે દુખાવો થાય છે કે? શ્વાસ લેવામા અડચણ છે કે?"

માંજુએ પ્રશ્ન પુછયો અને બંગુભાઈએ તેના ઉતર ડોકું નમાવીને આપ્યો. સેવકલાલે ત્યાર પછી શેઠની અથીતિ હકીકત કહી સંભળાવી. તની સાથે શેઠાણીના દિહાય થયાના ખબર પણ આપી.

માંજુ વૈદે શેઠાણીને માટે પોતાનો ખેદ દર્શાવ્યો અને તેણીની પ્રશંસા કરી. પછી માંજુ વૈદે કહેવા માંડયું.

"જુઓ સેવકલાલ ભાઇ! શેઠ ઘણા નબળા પડી ગયા છે. એમનું હવા પડીઆનું લોહક ઘણું ઘણું જ ધીમું ચાલે છે. જો તમારી મરજી હોય તો પડીકા મોકલવું. ચાર ચાર કલાકે એકેકું દુધની સાથે લેવાનું. આખા દીવસમાં એ હિસાબે ત્રણ પડીકાંનો ઉપયોગ કરવાનો છે. પથ્યમ. ગાય અગર બકરીનું શેડ-કઢું દુધ. જો ચાર પાંચ બકરીઓ ઘર આગળ બાંધીને તનું તાજુ દુધ પાસર કરશો તો સરસ આરામ થશે. ગાયનું દુધ વાર વાર શેડકઢું મળશે નહિ. ગાય તો વખતસરજ દુધ આપે અને બકરી તો જયારે દોઇએ ત્યારે થોડું ઘણું પણ આપ્યા જ કરે. વળી બકરી ચાર પાસ હોય એટલે દુધની તાણ જ ન પડે. આપને ખબર તો હશે કે દુધહારીને પાણીની તરસ લાગતી નથી. દુર્ભાગ્યે આપણા દેશની અંદર ગાયોનો દુકાળ પડયો છે અને તેમાંય મુંબઈમાં ગાયોનું દુધજ મળવું મુશ્કેલ. જો ગાયના દુધનો બંદોબસ્ત થાય અને તે તાજુજ મળે તો સારૂં છે."

"વૈદરાજ! એમ બેવ વાત કરો ના. તમારી વાત ખરી છે કે વારંવાર ગાયનું તાજું દુધ મળી શકશે નહિ. તમે જેમ કહો તેમ કરવાને હું તઇયાર છું. સેવકલાલ! એકદમ જઇને સારી બકરીઓ ચાર પાંચ લાવો અને બીજે માળે આપણું જે દીવાનખાનું ખાલી થયું છે ત્યાં બાંધો."

ભગુભાઇએ સેવકલાલને જે કહેવાનું હતું તે કહી દીધું, જેથી માંજુ વૈદને પણ સંતોષ થયો.

'વાહ રે શેઠ ! દરદી મળો તો તમારા જેવા જ મળજો. તમે મારા કહેવાનું રહસ્ય બરાબર સમજ્યા છો. મને આથી પણ હિંમત પણ આવી છે. હું જો કે પરમેશ્વર નથી. પણ મને એમ લાગે છે કે કદાચ મને જશ પણ મળે.

'એ તો જેવી લેણા દેવી. અંત ન આવ્યો હોય ત્યાં સુધી ઉપાય કરવા એ આપણો ધર્મ છે; ધાર્યું ધણીનું થાય.'

ભગુભાઇએ વૈદના મનનું સમાધાન કર્યું ભગુભાઇ પોતાને ઓસીકે થોડાક રોકડા રૂપિયા રાખતા હતા. તેમાંથી પાચ રૂપિયા એમણે સેવકલાલના હાથમાં મુકયા. સેવકલાલે માંજુને આપ્યા.

"પાચ રૂપિયા તો હું નહીં લઉ મારી ફી બે રૂપિયની છે."

"તમારી વૈદ્યની શું આ કિંમત કરવાની છે ! સાચુ કહેવું એ તમારો ધર્મ છે; પણ અમારો ધર્મ અહીં જુદો છે. એમ તો તમે ગરીબની ફી ન લ્યો તો એમાં તમારી વડાઇ છે. અહીં વાણીઆઇ હિસાબ થોડોજ છે. શેઠને જો સારૂં થયું તો જુઓ પછી તમારૂં ભાગ્ય કેવું ખીલે છે !"

"સેવકલાલભાઇ ! સાચે વૈદ્ય તો એક સર્વેશ્વર છે. મારા ભાગ્યના વિધાતા જો પ્રભુ બને તો શેઠના રોગના વૈદ્ય પણ પ્રભુજ ગણાય. એ મટાડે તો મટે. હું તો નિમિત્તરૂપ છું."

'ભાઇ સેવકલાલ ! આ વૈદરાજથી મારૂં દર્દ મટે કે ન મટે; પણ મારે દવા તો એમનીજ કરવાની છે અને એ જેમ કહેશે તેમ હું કરવાનો છું. મારો વિચાર એવો છે કે તમે વૈદને જોડેજ લઇ જાઓ અને એ કહે તેવી પાંચ બકરીઓ ખરીદ કરીને લાવો કાંજી અને કઢી પીને હું કંટાળ્યો છું. ઉલટું અને એનાથી દુઃખ થાય છે. પાચન થય નહી. પરાણે પેટ ભરવું શ કામનું ?"

"ધન્ય છે મારા શેઠ ! આપ બીનકુશળ સાચા માણસ છો. ગાયનું કે બકરીનું તાજું દુધ જેટલું તમારા જેવા દરદીને માફક આવે તેવું બીજું કાંઇ પણ નહીં આવે. જો આઠ દહાડા આ પ્રમાણે નિશ્ચય કરીને રહશો તો આપને ઘણો આરામ જણાશે ભેંસનું દુધ માફકજ નથી આવતું. તે પચવામાં ભારે છે. આ દુધ તો તરતજ નાડીઓમાં ચડી જાય છે અને તેનું લોહી બને છે."

"તમે કહો છો એમજ હું માનું છું. સાંભળો સેવકલાલ ! તમે હવે જાઓ. આજ ને આજ જો વૈદના કહેવા પ્રમાણે તઇયારી થઇ જશે તો હું આવતી કાલથીજ દવા શરૂ કરવાનો છું."

"ચાલો વૈદરાજ."

સેવકલાલ પોતાની જોડે માંજુ વૈદને તેડી ગયા અને ભગુભાઇ શેઠ પગથી તે મસ્તક સુધી એક બારીક વસ્ત્ર ઓઢીને સુઇ ગયા.

## પ્રકરણ ૫૪ મું.

દશા નિહાળી બેયની, સાવધ થયો ભવાન;
સ્વાર્થ જેટલું સર્વથા, આવ્યું એને જ્ઞાન.

પેલો રમતારામ ભવાની મોડા મોડા પણ એક બે વખત બહુને ઘેર જઇ આવ્યો અને તેની સ્થિતિ પણ જોઈ આવ્યો. નંદલાલની સ્થિતિની તો તેને ક્યારની ખબર પડી ગઇ હતી. બહુની આટલી બધી હીન દશા કેમ થઇ અને નંદલાલ આ પ્રમાણે આગળ કેમ વધ્યો એ મર્મ તેનાથી યથાર્થ સમજાયો નહીં. તે ભ્રમમાં પડ્યો. પોતે હલકા વાતાવરણના ધક્કેલા ખાઇને રીઢો બન્યો હતો. એવાં વાતાવરણમાં તે ટેવાઈ ગયો હતો, એટલે તેને કશી ગમ પડી નહીં. તે અત્યાર લગી પોતાને સુખીજ માનતો અને એવી દુર્ઘટ અવસ્થામાં પણ તે આનંદ મેળવતો; પણ ધીમે ધીમે તે સાવધાન થતો ગયો અને પોતાની આ સ્થિતિને તે દુ:ખરૂપ માનવા લાગ્યો. બહુને નંદલાલ સો રૂપિયાની નોટ આપી આવ્યો અને પોતાથી પાંચ રૂપિયાની પણ તેને મદદ થઇ શકતી નથી એ સ્થિતિનું તેને ભાન થયું. બહુને તે મહોટો માણસ માનતો હતો અને નંદલાલને તો તે પોતા કરતાં પણ હલકા દરજ્જાનો માનતો હતો. આ તેની માન્યતામાં પણ હવે પલટો થવા લાગ્યો. તે ઉંડુ તો જોકે સમજી શક્યો નહીં; પણ તેનાં કારણોની તપાસમાં ઉતરવાનું તેને થોડુંક કુદરત તરફથી ઉત્તેજન તો મળીજ ગયું. અત્યાર સુધી પોતે અત્યંત નિંદવા લાયક પ્રવૃતિમાં રચ્યો પચ્યો રહ્યો પણ તેનું પરિણામ શું આવ્યું ? આ પ્રશ્ન તેને મુંઝવવા લાગ્યો. તે આટલું તો સમજી શક્યો કે પોતે ઘરનો કે ઘાટનો રહ્યો નથી. નંદલાલને પણ તે બે ત્રણ વખત અનાયાસ રસ્તામાં મળી ગયો હતો; પણ નંદલાલનો તે વખતનો મેલાપ તેને ત્રાહિત જેવોજ જણાયો હતો. આ તેનો માત્ર સંશયજ હતો.

ભવાનીએ આજદિન પર્યંતનો પોતાનો સમય કોઇ પણ જાતના વળગણ વગરનોજ પસાર કર્યો હતો. તુચ્છમાં તુચ્છ ટોળાંમાં પણ તે પ્રસંગે પાત જઇ આવ્યો હતો, પણ તેણે તેની મેલ પોતાને અંગે અત્યાર લગી અડવા દીધી નહોતી. ભવાનીમાં આ એક જબરો ગુણ હતો. કાળાં ધોળાં કર્મોનો વિચાર કર્યા વગર પોતાનું પેટીયું કુટી કહાડવામાંજ સ્વકર્તવ્ય પુરૂં થાય છે એમ તે માનતો હતો. પોતાને હમેશાં જે જોઇતું હોય તેમાં કશો સંકોચ આવવો ન જોઇએ એટલીજ હદ તેણે બાંધી લીધી હતી. કહેવાનું તાત્પર્ય અહીં આ એકજ છે કે ભાવીનો તેને વિચારજ નહોતો આવ્યો કે આવતો. અત્યાર લગી દૈવે પણ ભવાની પ્રત્યે દયાજ રાખી હતી. અનિયમીત રીતે વર્તવા છતાં પણ તે દેહ દંડથી મુક્ત રહ્યો હતો.

બહુની અધમતા અને માંદગી જોઇને હવેજ તેની આંખ ઉઘડી કે કદાચ કોઇવાર આપણે પણ આવી સ્થિતિ ભોગવતા થઇએ તો આપણું શું થાય ?

બહુને તો આશ્વાસન આપનારાં પણ છે. બે પિતળીયાં પણ તેની પાસે હશે. આપણી પાસે તો કાંઈજ નથી! નથી કોઇ આશ્વાસન આપનારૂં કે નથી ધનની જોગવાઈ! ભવાનીનો એવો એક પણ ધંધો નહોતો કે તેને પાંચસો હજારની એકદમ રકમ મલી જાય. જેનો ધંધો રોજ કમાવાનો અને ખાવાનો હોય તેને આવી સંધી કયાંથી મળે? ભવાનીએ આ એક નવા તર્કને લીધે પોતાનો જન્મ નિષ્ફળ માન્યો. જે સ્થિતિમાં તે આનંદ માનતો હતો તે સ્થિતિજ તેને આકરી લાગી. ભવાનીના મનમાં પ્રાપ્ત સુખની કશી કિંમતજ રહી નહીં. તે આવાં ઉલટાં સુલટાં ઉદાહરણોને લક્ષમાં લઇ ભાવી સુખની કિંમત વધારે આંકવા લાગ્યો. આ માન્યતામાં ભવાની ખોટો પણ કયાં હતો? સાચોજ હતો. જે માણસ ભલે વ્યવહારમાં પણ ભવિતવ્યનો વિચાર નથી કરતો તે માણસને કેઇવાર પારાવાર પસ્તાવો કરવાનો વખત જોવો પડે છે. ભવાની એકલોજ હતો અને તે પોતાને માટેજ ઝુઝતો હતો. તેના કાન આગળ સુખ દુઃખની વ્યાખ્યા સંભળાવનાર કોઈજ નહોતું. જે માણસ સુખી માણસોની નજર આગળ દુઃખી દેખાતો હતો તેજ માણસ પોતાને તે વખતે સુખી સમજતો હતો. આનું મુખ્ય કારણ આ એકજ હતું કે તેની આશાની તે વખતે મર્યાદા હતી. હવે આ મર્યાદા રહી નહીં. ખુદ ભવાનીએજ તેની પાળ ત્રોડી નાંખી. હવે આ માણસે શું કરવું અને કયાં જવું? જો ભવાની પોતાનું રોજનું કામ પડતુ મુકે તો તે ભુખેજ મરે! બીજી રીતે પોતાની નવી ઘટનાને પાર ઉતારવાનો તો તેની પાસે કોઇ રસ્તોજ નહોતો! જે કામ જેને પ્રથમથીજ સુગમ પડી ગયું હોય છે તેમાથીજ તેને લાભ મળે છે. પછી ભલે આ લાભ થોડો હોય કે વધારે હોય. જે પોતાને અનુકુળ પડી ગયું હોય તેને પ્રતિકુળ માનવું અને તેને ઠેકાણે બીજુંજ યોજવું એ કામ કાંઇ સહેલું છે? ભવાનીને પણ આ સહેલું તો નજ લાગ્યું; પણ નંદલાલનો દાખલો તેની નજર આગળ પ્રત્યક્ષ હતો. નંદલાલને તે કામનો કરવઇયો પહેલેથીજ નહોતો માનતો. તે તેને આળસુ અને અન્યના ઉપર આધાર રાખનારો યાચક જેવો સમજતો હતો. આમ છતાં તે કેવી રીતે આવી ઉચ્ચ સ્થિતિને પામ્યો? આ સવાલનો નિકાલ તે કરી શકયો નહીં.

નંદલાલે પોતાની પુર્વની સ્થિતિ પોતાના સહચારીઓથી પણ ગુપ્ત રાખી હતી. તેના કીલાંની જોડેનો પુર્વનો સંબંધ આ લોકોથી સાવ છાનો હતો. નંદલાલની પાસે આ પ્રકારનો ધંધો કરવાનું સાધન કયાથી સાંપડયું, એ વિષેનો નિર્ણય આ કારણને લીધે ભવાની શી રીતે કરી શકે? અને તેની સાથે આ પણ ખરૂં કે ખુદ નંદલાલ ભુતકાળની વાર્તા હવે કોઈની પાસે કરે પણ ખરો કે? નંદલાલ તો પ્રથમથીજ પકકો હતો. પોતાની પુર્વની સ્થિતિ ગત સમયે તેણે વર્ણવી દેખાડી હોત તો તેમ કરી શકત; પણ નંદલાલનો એ સ્વભાવજ નહોતો.

ભવાનીના હૃદયમાં અત્યારની ધુન જુદીજ હતી. પોતાના ચાલુ ધંધા પ્રતિ

તેને તિરસ્કાર ઉપજ્યો હતો અને ભાવી સુખની શોધમાંજ તેનું મન લાગી રહ્યું હતું. ભવાનીનું ખીસું તો સદાનું ખાલીજ રહેતું હતું. જે રોજી મળી તે તો ભાગ્યે બીજા દિવસને માટે હોયજ નહીં! ભવાનીનું આ પ્રકારનું જીવન જ્યારથી તે શરૂ થયું ત્યારથીજ અત્યાર લગી કાયમ રહ્યું હતું અને એ પણ ખરેખર કોઈને માટે આશ્ચર્ય પમાડનારૂં હતું. ભવાનીને પોતાનું આ જીવન ગમ્યું નહીં તેનું સબળ કારણ આ હતું કે તેને હવે બલુ અને નંદલાલ વચ્ચેની સ્થિતિનો ફરક જોઈને પોતાને માટે સારૂં ભાવી ઘડવાનો છંદ લાગ્યો. ભવાનીને પોતાનું દરરોજનું કામ કર્યા વગર છુટકોજ નહોતો. તે કરતો; પણ તેમે તે હવે વેઠ જેવુંજ સમજતો. આમાંથી પણ તેણે એક ગુણ લીધો. પોતાની પાસેની દરરોજની કમાઇ તે જે રીતે વેડફી નાંખતો હતો તે હવે તેમાંથી તે થોડું ઘણું બચાવતાં શીખ્યો!

ભવાની માત્ર આઠ બાર આનાની રોજી કમાનારો મજુર જેવો હતોજ નહીં. તે ડોરકીપરનું નાટકશાળામાં કામ કરતો. બલુ જેવાના કુહાડાના હાથારૂપ બની જતો. નાટક, તમાસા કે સીનેમામાં આવનારા ધનાઢયોની તે નાડ પારખતો અને તેઓને કેમ રીઝવવા અગર સપાટામાં લેવા તે બાજી પણ તે જાણતો હતો. આમાંથી તેને કોઇવાર તડાકો પડતો; પણ તે તડાકો ભડાકા જેવોજ હતો! અત્યંત ઉતરેલાં વાતાવરણમાં પણ તે ઝંપલાવતો અને તે દ્વારા પણ પોતાનું કામ કઢાડી લેતો. આમ સર્વ પ્રકારે ભવાનીને કમાવાનું તો સરલ હતું; પણ તેના હાથમાં ભમરો હતો. કપાળમાં કહો તો પણ ચાલે! ભવાનીના હાથમાં જે રકમ આવતી તે સરી જતી! ભવાનીને માટે આમ કેમ બનતું? શું તે વ્યભીચારી હતો? દાતા હતો? દુર્વ્યસની હતો? આ ત્રણમાંનું એક પણ લક્ષણ ભવાનીમાં નહોતું. તે વ્યભિચારીઓ તથા દુર્વ્યસનીઓમાં ફરનારો હતો. ઠગ, લુચ્ચા તથા ચોરોના સહવાસમાં પણ તે દૈવયાત આવતો; પણ તેણે એવા અપરાધો આજ દીન પર્યંત કર્યા નહોતા. ને નિરક્ષર હતો અને જેની જોડે તેનો મેળ હોય તેના ગમે તેવા જોખમ ભરેલાં કામમાં તે ભળતો; પરન્તુ અત્યાર લગી તે ચોરી કે જારીથી અલગ જ રહયો હતો. શું ભવાની ત્યારે કમળ જેવો હતો? કમળ પાણીમાં રહે છે પણ તેને પાણીનો સ્પર્શ થતો નથી. શું તે આવો હતો? એમ પણ કેમ કહેવાય? કાજળની કોટડીમાં એકરેખ તો તેને લાગવીજ જોઈએ. આમ છતાં ભવાનીને તેવો ડાઘ ન લાગ્યો એ પણ નવાઈ પામવા જેવું તો ખરૂં ના? ભવાનીને માટે અમે તેવી કલ્પના કરે, પણ જાણ્યે અજાણ્યે તે એવે પ્રકારે વર્તતો કે તે અત્યાર સુધી કોરો જ રહયો!

ભવાનીને ઠગાઈના કામમાં ભળતો આપણે જોયો છે; પણ તે જાતે ઠગ તો નહોતો. તેને ઠગાઈની ઘટના ઘડતાં જ આવડતી નહોતી. માણસને વશ કરવાનું તેનામાં એક ખમીર હતું; પણ આ ખમીરનો ઉપયોગ પોતાને માટે ખપ જોગો જ કરતો. આથી એટલું કહેવાય કે ભવાની વ્યવહારમાં વેદાન્તી હતો અગર તેનો ગ્રહ જ બળવાન હતો!

આ જગતમાં સદાચરણ શું ? અને દુરાચરણ શું ? આનું ભાન ભવાનીને થોડુંજ હતું. નહોતું એમ કહીએ તો ચાલે. આ ભોળો બ્રહ્મા જેવો ભવાની ચારિત્રને કે તેનાં સ્વરૂપને ક્યાંથીજ જાણે ! એ તો એટલુંજ સમજે કે કુલાણાને માટે કુલાણું કામ કરવાનું છે અને તેમાં આપણને ભલે થોડો પણ લાભ મળે તેમ છે !

હવે ત્યારે સવાલજ આ એક રહ્યો. ભવાની જે રળતો તે ગુમાવી ક્યાં દેતો ? ભવાનીમાં બે ગુણ તો ખાસ હતા. તે જબરો કામગરો અને કહ્યાગરો હતો. જો ભવાની કોઈ ઉંચી પ્રવૃત્તિમાં પડયો હોય તો તે કામ પણ પાર ઉતારે એવો તે હતો; પણ આ કામઢા ભવાનીને તેવી કોઇ પ્રવૃત્તિમાં પડવાનો યોગજ મળ્યો નહીં. તેનું ભાગ્યજ એવું કે તેને હલકાં વાતાવરણમાજ કામ કરવાનો યોગ મળ્યો. તે કોઇનું પણ કામ જોઈએ તે કરતાં વધારે કરતો; પણ તેનો લાભ ઓછો મેળવતો. તે જેમ મહેનતુ હતો તેમ તેનો આહાર વધારે હતો. તાજી મીઠાઇ ખાવાની તેને જાણે ટેવજ પડી હતી. કોઈ વાર ફરસાણ ઉપર પણ તે ઉતરી પડતો. સુકો લીલો મેવો પણ તેને પ્રિય હતો. અર્ધ રાત્રીએ પણ ભુખ્યો થઇ જતો હતો. ખીસ્સામાં ખણખણાટ વધારે હોય તો તે હોટેલમાં પણ જતો અને કવચિત્ બે ચાર ઓળખીતાને પણ ત્યાં પોતાની સાથે બેસાડીને ખવડાવતો અને તેના પૈસા પોતે ચુકવતો. આને દયાળુ કહેવો કે દાતાર કહેવો ? આ પ્રશ્નનો નિર્ણય થઈ શકે તેમ નથી. ભવાનીને માટે અત્યારે આટલુંજ કહેવું બસ થશે કે તેની આવી આદત હતી. આ આદતને આપણે એક જાતની ઘેલછાનું નામ આપીએ તો અપાય તેમ છે. ટુંકમાં ભવાનીને માટે આટલુંજ કહેવાય કે કાં તો તેને પૈસાની કિંમત નહોતી અથવા તો તેને રોજે રોજનું કમાવાની અને કમાયેલું ઉડાડવાની ટેવ પડી હતી !

શું આ ઉપરથી આપણે એમ ન કહી શકીએ કે બલુ તથા નંદલાલ કરતાં ભવાનીનું વર્તન ઉંચું હતું ? જો કહેવા ઇચ્છીએ તો કહેવાય એમ છે. ભવાની અત્યાર લગી બ્રહ્મચારી રહ્યો એ શું તેનું જીવન પ્રશંસનીય નથી? અલબત્ત છેજ.

ગજવામાંથી કોઈ વાર પઇસા સરી પડયા હોય તો તેની યે ભવાનીને પરવા નહોતી. આજ કેટલું કમાયો ને અને કેટલું વપરાયું તેનો પણ હિસાબ કે તેની ગણત્રી તે રાખતોજ નહીં. ભવાનીને અત્યાર લગીના બધા દિવસો વિશ્વમેળા જેવાજ હતા !

ભવાનીના મનમાં જ્યારથી સંગ્રહ કરવાનો તર્ક ઉઠયો ત્યારથી તેણે તેની શરૂઆત પણ કરી દીધી અત્યાર સુધી તેની પાસે રૂપીઆ પાંસઠનો જોગ થઈ ગયો હતો. આટલો સંગ્રહ થતો હતો તે છતાં તે ભુખ્યો તો નહોતો રહેતો. પેટ પુરતું ખાતો હતો અને પોતાનો આગલો વખત જે રીતે વ્યતીત કરતો હતો તેજ રીતે હમણાં તો પણ કરતો હતો. તેને આશ્ચર્ય જેવું તો લાગ્યું કે હું આ પ્રમાણે સંઘરતો જાઉં છું તો છતાં મારૂં પેટ આગળની પેઠે ભર્યું તે ભર્યું કેમ રહે છે ! ભવાનીને કયાંથી ખબર કે મારી ભુખ માનવાનું સ્વરૂપજ ફરી ગયું છે.

એક દહાડો ભવાનીના મનમાં એવો તર્ક પણ ઉઠયો કે જેઓની પાસેથી હું ખાવાનું ખરીદ કરૂં છું તેઓ પણ મારી પાસેથી સવાઈ અગર ડ્યોઢી કિંમત તો જરૂર લેતા હશે. આ કરતાં તો હું પોતેજ રસોઈ કરીને જમી લઉં તો કેવું સારૂં !

ભવાનીને કામનો કંટાળો તો હતોજ નહીં. સવારમાં તો તે નવરોજ પડયો રહેતો; કારણ કે તેને માટે સવારનું આથુંનું કોઇ કામજ નહોતું. કદાચ આવું કામ આવે તો તે કોઇ વખતેજ.

ભવાનીને જેમ જુદું જુદું ખાવાનો શોખ હતો તેમ હવે તેને ધન સંઘરવાનો શોખ લાગ્યો. પોતે પોતાના કામનો બદલો ઓછો લે છે એમ પણ તેને ભાસ્યું. કોઈ પણ માણસ જ્યારે એક વસ્તુની પાછળ પડે છે ત્યારે તેને તે વસ્તુ સાધ્ય નથી થતી ? થાય છેજ.

ભવાની ક્યાં આળસુ કે એદી જેવો હતો ? તેણે પોતાની ઓરડીમાં રસોઇ કરવાનાં સાધનોની એકદમ યોજના કરી અને પોતાને હાથે પોતાની રસોઈ કરવાનો આરંભ કર્યો. સવારમાં બાટો આ અને અગિયાર બારની વચ્ચે પોતાને રૂચે એવું ખાનપાન તઈયાર કરતો. રાત્રે ત્રણ ચાર રોટલી વધી હોય તે દુધની સાથે ખાઈ લેતો. આથી ભવાનીનું શરીર આગળ કરતાં પણ સ્ફુર્તિવાળું તથા તેજસ્વી બનવા માંડયું અને તેની પાસે દ્રવ્યનો સંચય પણ ઠીક ઠીક થવા લાગ્યો.

જેને દ્રવ્ય સંચય કરવાની લાલચ થઇ તે પછી ખોટા વ્યયથી મુક્ત રહે છે. કંજુસ કે મખ્ખીચુસની આ વાત નથી. જે લોકો ખાય નહીં અને ખાવા પણ દે નહીં તે લોકોની આ પ્રકારની પ્રકૃતિ કેવળ ધિક્કારવા યોગ્ય છે.

ભવાનીનો સ્વભાવ આવો ક્યાં હતો ? એ ધન વ્યયનું શાસ્ત્રજ નહોતો જાણતો, તે હવે તેણે જાણ્યું. મનથી ઉપજાવી કહાડેલા ખોટા ખર્ચથી બચવું અને યોગ્ય રીતે ધનનો બચાવ કરવો એ તેની માન્યતા અત્યારે દ્રઢ થઇ હતી. ભવાનીના અંતરમાં હવે એકજ વાત ખુંચતી હતી અને તે ધંધો બદલાવવાની. ભવાની જ્યારે નવરો પડતો ત્યારે તે વિષેનો પણ વિચાર કરતો હતો. 'સર્વમાં વિચાર સાર' આ સુત્ર કાંઈ જેવું તેવું નથી. કોઈ વાર શાન્ત ચિત્તે વિચાર કરવાથી પછી એવો માર્ગ મળી આવે છે કે તેનું મુલ્ય પણ આંકી શકાતું નથી ! ભવાનીને ધનનો સંગ્રહ કરવાની લલુતા તો લાગીજ હતી; પણ તેની સાથે પોતાનો ધંધો બદલાવવાની પણ એટલીજ લલુતા લાગી હતી. ભવાનીને બહુને ત્યાં જવાનો પાછો ઉનગકોજ આવ્યો નહીં. જ્યારે તેના પાસે ફુટી બદામ પણ રહેતી નહીં ત્યારે તે બહુને મદદ કરવાનો મનસુબો કરતો હતો; પણ જ્યારે તેની પાસે થોડી ઘણી રકમ જમા થઈ ત્યારે તેને તેમાંથી ઓછું થવાની બીક લાગી ! ભવાનીને હવે કેવો માનવો ? આ પણ એક પ્રકૃતિનોજ ફેરફાર ના ? ચાર છ આના તો બહુને લીધેજ ભવાની ઉજળો ફરતો હતો. તે બહુને ભવાની ભુલી ગયો અને તેની તંગ હાલતની તેણે બિલકુલ દરકાર કરી નહીં; તો જો કે બહુ પ્રત્યે ભવાનીનો અભાવ નહોતો; તો પણ અત્યારે તેનો સ્વભાવજ એવો

બની ગયો હતો કે સંગ્રહ કર્યેજ રાખવો અને સંગ્રહેલામાંથી ઓછું થવા દેવુંજ નહીં !

પોતાના એક સંગીની પડતી જોઇ અને બીજા સંગીની ચડતી જોઇ. આ પ્રકારની જુદી જુદી સ્થિતિનાં અવલોકનમાંથી ભવાનીએ શું ગ્રહણ કર્યું ? બલુની સ્થિતિનાં અવલોકનથી તેને ભાવી સુખને સારૂ સંગ્રહ કરવાનું સુજ્યું અને નંદલાલની સ્થિતિનાં અવલોકન વડે તેનામાં મહત્વાકાંક્ષા જન્મી. આ મહત્વાકાંક્ષાને યોગે તે આબરૂવાળો નવો ધંધો શોધવામાં તથા તેની જમાવટ કરવાના પ્રયત્નમાં ઉતર્યો. ભવાનીની પાસે હજુ એટલી મુડી થઇ નહોતી; પરન્તુ તેની આ આકાંક્ષા તો દિવસો દિવસ વધતીજ ગઇ. બલુની પાસે તો તેણે જવાનુંજ માંડી વાળ્યું હતું. તેને તે કાંઇક માગે તેનો ભય હતો; પણ નંદલાલની આગળ જવામાં તેને કશુંય આવરણ નહોતું. તેણે નિશ્ચય કર્યો કે નંદલાલને પોતાની ઇચ્છા જણાવવી અને તેની પણ સલાહ લેવી. ભવાનીના મનમાં નંદલાલની પાસે જવામાં નીચા જોણુ જેવું તો નહોતુંજ. તેને ક્યાં તેની પાસેથી માગવાનું હતું. ? માત્ર તેને તેનો મતજ પુછવાનો હતો.

## પ્રકરણ ૫૫ મું

ઋષિવરો આ દેશને, કર્મભુમિનું નામ;
આપે છે તે સત્ય છે, અવલોકો પરિણામ.

આપણા મહાન પુર્વજોની આધ્યાત્મિક બળની સાથે આધ્યાત્મિક દ્રષ્ટિ હતી. આ સિધ્ધાંત તથા સંકલ્પને એમણે કેળવ્યો હતો અને તે દ્વારા આ નિર્ણય ઉપર આવ્યા હતા કે જેવું કર્મ તેવું ફળ. પછી આ ફળ મોડું મળે કે વહેલું મળે તે સવાલ નથી. વચ્ચે કોઇ પુણ્યનો યોગ હોય તો નઠારા કર્મોનું ફળ મોડું પણ મળે. પાપ પછી પાપજ ભોગવવાનું હોય તો તરતમાં પણ મળી જાય. કહેવાનું તાત્પર્ય અહીં આ છે કે કર્યાં. કર્મોનો બદલો મળ્યાં વગર રહેતો નથી. બલુને પોતાના બાપનો આસુરી સંપતિનોજ વારસો મળ્યો હતો અને પોતે પણ એવીજ સંપત્તિનો સંગ્રહ કરવાની પ્રવૃત્તિ લઇ બેઠો હતો. તેણે બાપના વારસામાં ઉતરેલું આ કર્મજ માન્યું હતું. આપણે જોયું કે આવી સંપત્તિ તેની પાસે ટકી નહીં. તે ધન વગરનો તો થયો પણ તેની સાથે માંદગીનું મહા દુઃખ ભોગવતો પણ થયો.

બલુને પુણ્ય પાપ કે કર્મ અકર્મની તો ખબર જ નહોતી. તે તો એમજ જાણતો હતો કે હું જે કરૂં છું તે ઠીકજ કરૂં છું. બલુ જ્વરથી મુકત થયોજ નહિ. સારા ડાકટરોએ ચોકખું કહી દીધું કે મુંબઇમાં તું તાવથી મુકત થઇ શકવાનો નથી. બલુ પણ આ રહસ્ય સમજી ગયો હતો અને તેથી તેણે બહાર ગામ હવા ફેરને માટે તૈયારી કરવા માંડી. બલુની પાસે એટલું સાધન નહોતું કે તે સકુટુંબ બહાર ગામ જઇને સુખરૂપ રહી શકે. પાંચ પિતળિયાં કે જે પોતાની પાસે હતાં તે પણ વટાવીને તે ખાઇ ગયો હતો, બલુ ઠગ વિદ્યા

સિવાયની બીજી વિદ્યા પણ જાણતો નહોતો અને કદાચ જાણતો હોય તો આવે વખતે કરે પણ શું ? આ દેશનાં કુટુમ્બોમાં ઘરગતુ ઉદ્યોગની તો સદાની ખામી છે. રળનારો એક હોય અને ખાનારાં ઘણાં હોય ત્યાં આવો સમય શી રીતે નિભાવવો ? આ એક અગત્યનો પ્રશ્ન છે. બલુની મા તથા બલુની વહુ અત્યાર લગી સુખ ચેનમાં રહયાં. તેણીઓને આ પ્રકારનાં ભાવી સંકટનું સ્વપ્ન પણ ક્યાંથી આવે ? આવે વખતે કોઇ ઘરગતુ ઉદ્યોગ કે કોઇ ઘરગતુ ઇલાજ કામમાં આવે છે; પરન્તુ જ્યાં એવો સંયોગ ન હોય ત્યાં પછી આવાં લોકોએ શું કરવું ? અને ક્યાં જવું? આ દેશની અંદર આ પ્રકારની એક મ્હોટી ખામી છે. આ ખામીને લીધે જેઓએ સુખ ભોગવ્યું હોય છે તેઓને દુઃખ ભોગવવું બહુ ભારે થઇ પડે છે.

બલુની સ્થિતી અત્યારે દયાજનક હતી. એક તરફ માંદગી અને બીજી બાજુ આર્થિક ચિંતા. કોઈ પણ માણુસને ભોંય ભેળો કરી મેલે છે. જેણે કોઈની આગળ લાબો હાથ કરેલો ન હોય તે શી રીતે અન્યની મદદ માગી શકે?

બલુનો વિચાર એકાદ ગામડામાં જઇને રહેવાનો તો નક્કીજ થયો હતો; પણ હજુ તેની તેમ કરવાની હિંમત ચાલતી નહીં. જો કે તેની વહુની પાસે હજી અઢીસો ત્રણસોની કીંમતનાં બે ત્રણ અલંકારો રહયા હતા. પણ એટલું ઘરેણું બલુની વહુ મેનાને માટે જરૂરનું હતું. નંદલાલ સો રૂપીઆ આપી ગયો એટલે તેની પાસે માગવાનું બલુને અયોગ્ય લાગ્યું. આમ છતાં પણ પોતાની પાસે બીજો ઉપાય નહી હોવાથી તેણે પાછી તે તરફ નજર ઠેરવી. ભવાનીને તો એ પહેલેથી કડકો માનતો હતો એટલે સોનાની ઝાલ પાણીમાં બોળવાનું તેમે ઠીક લાગ્યું નહિં.

બલુને આજ વધારે શોકગ્રસ્ત થએલો જોઈ તેની માએ તેને પુછ્યું.

"કેમ ભાઈ બાપુ તેં હવે શું ધાર્યું? તાવ તો જાતો નથી. મોડો વહેલો આવ્યા જ કરે છે".

"દીકરા! આ તાવ તને અહીં તો સાજો થવા નહીં દયે".

એ તો હુંય જાણું છું પણ મારો કોઈ મળતીયો નથી કે અત્યારે ખરેખરો કામ આવે. જે મારા સંગી છે તે તમામ મારા જેવાજ છે. મેં મારા સારા વખતમાં કોઇને મદદ નથી આપી, તો તે મને મારા નબળા વખતમાં શી રીતે આપે? અને કદાચ કોઈ આપે પણ; પરન્તુ મારાથી એ લોકોને કેમ કહેવાય? વળી બે ત્રણ છે તેઓને હું જાણું છું. એ લોકો વાતને ઉડાવી દયે અથવા તો હસી કહાડે એક વખત પોતા કરતાં પણ જે લોકો મને પૈસાદાર માનતા હોય તેઓની પાસે મારાથી શી રીતે મગાય? મારા સમજવા પ્રમાણે તો તે માગ્યું આપે તેવા નથી અને એ લોકોનું એવું જીગર પણ નથી".

"હું તને નહોતી કહેતી કે દીકરા એક ઠેકાણે ધન રાખીએ નહીં. નોખે નોખે ઠેકાણે રાખીએ."

"એ તો સાસુજી! 'હૃદય અકકલ જે પછે આવી.' આવી તમારી વાત છે. જે થવાનું હતું તે થઇ ગયું. ગઇ તીથી તો બ્રાહ્મણો વાંચતા નથી. ! હવે તો જે કરવાનું છે તેજ કરવાનું કહો. આ બન્ને સોનાની બંગડીઓ છે તેમાંથી એકેકી ભલે લઇ જાય અને ગળામાં આ એક છેડો છે તે પણ તમે કહો તો આપવા તઇયાર છું. જે તે રીતે હવે આપણે હવાફેર કરવા જઈએ તોજ ઠીક. અહીં વધારે રહેશે તો વધારે ગાંજી જાશે. જુઓ છો ના? કેવા હેવાઇ ગએલ છો! સાવ પીળા પડી ગયા છે. એ લાંધી લોટીને ઉઠે તો મારે બધુંએ છે?"

"જો સાંભળ. તેં જે કહયો તે છેવટનો ઉપાય છે. ન છુટકેજ કરવાનો છે. તારી પાસે રહયું છે શું કે હું માગું? મારો વીચાર એવો છે કે એકવાર નંદલાલને બોલાવીએ. જોઇએ તો ખરા કે એ શું કહે છો કેમ બા?"

"હા દીકરા એ તને ઠીક સુજયું છે. તું કહેતે હે તો હું તેડી આવું. હું એનું રહેવાનું ઠેકાણું જાણું છું તારી વહુ જાય એ ઠીક નહી. મનેજ જવા દે."

'ભલે બા તું જા"

બલુંની બા નંદલાલને તેડવા ગઇ. મેના બલુની પાસે બેઠી. બલુંએ તેણીની સામે ટગર જોયા કર્યું અને મેનાએ તેની પગચપી કરવા માંડી. આવા તંગીના વખતમાં મેના જેવી એક ઉચ્છંખળ નારી પોતાના પતીની માંદગીમાં છેક સુધી કોઇ પણ પ્રકારનો અણગમો નહી બતવતાં હસતે મ્હોડે સેવિકા થઇને રહે અને પોતાની પાસેનું સર્વસ્વ અર્પણ કરવા તૈયાર થઇ જાય એમાં ઉચ્ચ વર્ણની આપણી લગ્ન પધ્ધતીનું ગૌરવ શું નથી રહયું? મેનાનાં એક આદર્શ પત્નીનાં લક્ષણો ભલે ન હોય; અત્યાર લગી આપણે તેણીનું આચરણ ભલે જુદું જોયું હોય તો પણ તેથી શું? આ દોષોને માટે ખુદ મેના કયાં જવાબદાર હતી? સ્ત્રી પૂરુષનું જોડું જોડાયા પછી બહુ ભાગે પરસ્પરનો સ્વભાવ એક થઇ જાય છે એ કોણ નથી જાણતું? પોતાના પતીના ગુણનો વારસો મેનામાં ઉતરવો જોઇએ. પતીને અનુકુળ થવા સારૂં મેનાએ આ એક પાઠજ ભજવ્યો હતો એમ ન કહેવાય? આમ છતાં પત્ની તરીકેની આપણી મુળ સસ્કૃતી છેક સુધી મેનામાં જળવાયલી આપણે જોઇએ છીએ એ શું છે? જેને આપને સુધરેલા સંસારના નામથી ઓળખીએ છીએ તેમાં કેઈ પતી કે પત્ની અટલે દરજજે અને તેય પણ આવે વખત સ્વાર્થનો ભેગ આપવા તૈયાર થાય છે કે? ધારવા પ્રમાણે ભાગ્યેજ આવાં ઉદહરણો મળી આવતાં હશે. આપણામાં તો આવા પ્રકારના અનેક બનાવો સદાય બને છે. જયારે મેના જેવી ભાર્યા પણ આટલી પતિપરાયણ થઇને વર્તે છે. ત્યારે જેને આપણે આદર્શ પત્નીનું નામ આપીએ તેણી તો કોણ જાણે પોતાના પતિના દુઃખમાં કેટલેએ ભાગ લેતી હશે! જેની મર્યાદા બાંધવી પણ મુશ્કેલ છે. સીતા, તારા દમયંતી જેવી રાજરાણીઓની વાતો ઘણી જુની થઇ ગઇ; પરન્તુ આ હડહડતા કલીકાળમાં પણ ઝુંપડઓની અંદર આવી ઉંચ પ્રતીની સાધવી સ્ત્રીઓ વસતી હશે તેની કોણ નોંધ લે છે? મ્હોટેરાંઓની નોંધ રાખવાનું અને તે વીષયની કથા કહેવાનું સર્વને મન થાય.

પરન્તું ઉત્તમ વ્રતધારી સામાન્ય સ્થીતીની સ્રીઓને કોણ સંભાળે? સંભવ પણ નથી. અહીં કહેવાનું તાત્પર્ય આટલુંજ છે કે જેને આપણે ખરા વીવાહવીધીનું નામ આપીએ છીએ તેમાં એક એવો હચ્ચાશય રહેલો છે કે તેનું સ્વરૂપ સુક્ષ્મ દ્રષ્ઠિવાળોજ બરાબર જોઈ શકે. મને તો એમ લાગે છે કે આપણા રૂષિમુની-ઓએ લગનના અનેક પ્રકારના પ્રયોગોને અનુભવ કરી જોયો હશે અને તે પછીજ આવું બંધારણ બાંધ્યું હશે. પતી પત્ની વચ્ચેનું બંધન સમજવા માટે આ બે લીંટીજ બસ છે.

પ્રથમ હતાં બે પણ પછી, થયાં એક તદરૂપ;
પતિ, પત્ની કહેવાય પણ, ન મળે ભીન્ન સ્વરૂપ!

પતિ પત્નીનું જોડલું માત્ર એક જોડલાં તરીકે જયાંસુધી એક બીજાથી સ્વાર્થ સરતો હોય ત્યાંસુધી ચાલુ રહે ને પછી નહી. આ શું દંપતી ગણાય? આ તો સાટું કહેવાય! સુધરેલા દેશોમાં ખરેખરાં લગન નથી થતાં; પણ સાટાં થાય છે. પણ આ સાટાં આદીથી તે અંત પર્યંત શી રીતે નભે? અને તેમાં મીઠાશ પણ શી રીતે આવે? પરસ્પરના મોહમાં ફસીને એક બીજાએ પ્રેમ બાંધ્યો અને પછી પરણ્યાં. આ સંબંધ અમુક કારણને લીધે પરવડયો નહીં એટલે એક બીજાં એક બીજાંથી છુટાં પડયાં ! આનું નામ લગન? લગનનો ખરો અર્થજ જોડાવું એવો થાય છે. એમાં છુટાં પડવાની જરા જેટલી ગંધ પણ કયાં છે?

સત્યની ખાતર મારે કહેવું જોઈએ કે અસમ વિવાહ બીલકુલ ઇચ્છવા યોગ્ય નથી. ગૃહસ્થાશ્રમમાં કયાંક જે ભયંકરતા દેખાય છે તે અસમ વીવાહનુંજ પરીણામ છે. સમય અને સંયોગને લીધે જે રૂઢીઓ ઉપસ્થિત થઇ છે અને જેને લીધે કોઇ કોઇ ઠેકાણે આપણો સંસાર કડવો થઇ પડયો છે તેમાં હવે સત્વર સુધારો કરવો જોઇએ; પરન્તુ જે ધોરણ સ્વાભાવીક છે અને અનુંભવને આધારે બંધાએલું છે તેને અન્યનું ખોટું અનુકરણ કરીને ચુંથી નાખવું એ મહોટામાં મહોટું સાહસ છે. આવું સાહસ કરવાથી તો તેનું પરીણામ ઘોરજ આવે.

## પ્રકરણ ૫૬ મું.

ઉત્તમ હોય ઉપાય પણ, પાછો વળે ન કાળ;
જન્મ, મરણની જગતમાં, એવી છે ઘટમાળ.

'જ' એટલે જન્મવું અને 'ગત' એટલે જવું. આવો જગતનો અર્થ થાય છે. માંજુ વૈદે પોતાની પધ્ધતિ પ્રમાણે ભગુભાઈની ચિકિત્સા તો કરી, પરન્તુ ઓલવાતા દીપકનો પ્રકાશ કયાં સુધી ટકી શકે? હીરા શેઠાણીના વિદાય થયા પછી બીજા એકવીસ દહાડા ભગુભાઈએ સંસારનો વાયરો લેતાં કહાડયા. તેય પણ વિદાય થઈ ગયા. માંજુ વૈદનો પ્રયોગ શરૂઆતમાં તો લાગુ પડયો હોય એમ સર્વેની નજરમાં જણાયું; પણ જયાં જીવનનાં તત્વોજ ખપી ગયાં હોય ત્યાં તેને કોણ બચાવી શકે? અર્શના વ્યાધિ વડે ભગુભાઇ ફીકકા તો કયારના

પડી ગયા હતા, તેમાં હૃદયની નિર્બળતા લાગુ પડી. મ્હોટા ડાક્ટરોએ ભગુ. ભાઇનું ભાવી કહી દીધું હતું. માંજુએ પણ પોતાના જ્ઞાન પ્રમાણે સેવકલાલને એટલું તો કહયું હતું કે ઉપાય અજમાવું છું. નવાણું ઇલાજ છે પણ સોમો નથી ! માંજુનું નિદાન ડાક્ટરોના જેવું ચોક્કસ નહોતું.

ભગુભાઈ પોતે પણ આટલું તો સમજ્યા હતા કે જ્યાં સુધી શ્વાસ છે ત્યાં સુધી ઉપાય લેવા. ભગુભાઇએ ભલે ધીમી પણ બોલવાની શક્તિ મરણ પર્યંત ગુમાવી નહોતી. જેવી જેને સુચના કરવાની હતી તેવી તેણે કરી. નવનિધનાં પિયરમાંથી હજુ સુધી કોઇ કેમ ન આવ્યું તેની થોડી ચિંતા તેને થઈ, કેમકે વસિયતનામામાં નવનિધના મ્હોટા ભાઇ જયંતીલાલનું નામ હતું. આ વસિયત–નામું પણ લુખું નહોતું. ભગુભાઇ પ્રથમથીજ દાનેશ્વરી હતા. જ્યાં સુધી જીવ્યા ત્યાં સુધી તેણે યોગ્ય સ્થળે તથા પાત્રે ગુપ્ત દાન કર્યાજ કર્યું હતું. આમાં પણ કેટલીક આવી જોગ[illegible] હતો

ભગુભાઈ તો ગયા. ચંપક[illegible] ભલામણ સેવકલાલ, વિઠલરાય, મોતીલાલ તથા છેવટ નંદલાલને પણ કરી ગયા. ચંપકના મસ્તક ઉપર હાથ મુકીને તેને આશીર્વાદ આપ્યો અને જે કહેવા જેવું હતું તે કહયું. ચંપક આ વખતે રડયો હતો. ઈન્દુએ તે વખતે તેને દિલાસો આપ્યો અને ડાહયા થવાનું સુચવ્યું.

વસિયતનામામાં સેવકલાલને રૂપિયા પાંચ હજાર આપવાનું ઠરાવ્યું હતું. વિઠલરાયને તેની રહેવાની ઓરડીના બાજુમાં જે દિવાનખાનું ખાલી થયું હતું અને જેમાં ભગુભાઇના મંદવાડના વખતમાં બકરીઓ બાંધવામાં આવી હતી ત દિવાનખાનું તથા ઓરડી માત્ર દર માસે પાંચ રૂપિયાના ભાડાથી આપવાનું મ્હોડેથીજ ભગુભાઇના તરફથી કહેવામાં આવ્યું હતું. વિઠલરાયે તો ના કહી; પણ ભગુભાઈએ તેને આગ્રહ કર્યો એટલે વિઠલરાય વિવેકની ખાતર ચુપ રહયા. વિઠલરાયનો સ્વભાવજ એવો હતો કે કોઇના ઉપર બોજા રૂપ થવું નહીં. પિછોડી પ્રમાણેજ સોડ તાણવી. બે હજાર રૂપિયા બીજા ઇન્દુને આપવાનું પણ કહયું. વિઠલરાયે તે માંડ માંડ સ્વીકાર્યા.

માંજુ વૈદને રૂપિયા બસો આપવામાં આવ્યા. નંદલાલને પણ એટલીજ રકમ અપાઇ. નંદલાલ તો લેતોજ નહોતો પણ સર્વના કહેવાથી જ તેણે લીધી.

ભગુભાઇ વિધવાઓનાં આંતરિક કષ્ટોથી અજ્ઞાત હતા એમ પણ નહોતું. તે સારી પેઠે જાણતા હતા કે હવે જસુની મ્હોટી બહેન આ સંસારમાં નથી. ગમે તેમ પણ તેણી જો જીવતી હોત તો તેણીને ઢાંકત. શેઠ તથા શેઠાણી જુના વિચારનાં હતાં એટલે એ બેમાંથી એકની પણ પુનર્લગ્નને માટે સહાનુભુત તો ન જ હોય. ભગુભાઇના સહવાસમાં કવચિત સુધરાના સાથીઓ પણ આવતા. ખુદ મોતીલાલની જોડે પણ એક વખત કોઇને ઉદ્દેશીને નહિં પણ સહજ વિધવા–વિવાહની વાત થયેલી. ભગુભાઇએ આ વિષયની દલીલો સાંભળીને એટલું કબુલ કર્યું હતું કે જ્ઞાતિના રિવાજ તરીકે નહી; પરન્તુ સમય તથા સંયોગ જોઇને

ક્યાંક એવું પગલું ભરવું અવશ્યનું જણાય છે. ભગુભાઈએ જસુના સંબંધમાં અત્યારે એટલોજ વિચાર કરી રાખ્યો હતો કે તેણીને ઘરનું જ્યાં યોગ્ય હોય ત્યાં ઉપરીપણું સોંપવું. ઘણે ઠેકાણે પીઢ ગૃહસ્થો વિધવાઓને માટે આવો પ્રબંધ કરવાનું ઠીક માને છે. આનું કારણ એકજ છે કે વિધવાનું મન સન્માનપુર્વક આ પ્રમાણે ગુંથાયલું રહે ભગુભાઈએ પણ નવનિધ તથા ઇન્દુને પોતાની પાસે બેલાવીને જસુને માટે આવી સુચના કરી હતી. મરણની પુર્વે જસુનેપણ એમણે આશ્વાસન આપ્યું હતું, એટલુંજ નહીં, પણ જસુને સારૂ રૂપિયા એક હજાર અનામત મુકી તેના વ્યાજમાંથી તેણીને જોઇતું આપવાનું પણ કહી ગયા હતા. ઘરના દરેક સભાસદને તથા પોતાના સ્નેહીઓને જસુ ન મુંઝાય અને ઘરકામમાંજ રચી પચી રહે એવી ભલામણ પણ એમણે ભાર મુકીને કરી હતી.

હીરા શેઠાણીને કહેવા સાંભળવાનો સમય જ ન મળ્યો અને ભગુભાઈને મળ્યો એટલી દૈવની આ ઘર ઉપર કૃપા હતી.

હીરા શેઠાણીએ ચંપકને એકનો એક લાડકવાયો જાણીને લાડમાં ઉછેર્યો અને ભગુભાઇએ આંખ આડા કાન કરીને તેમ ચાલવા દીધું. જો ચંપકના આસપાસના સંયોગો આટલા પણ પલટાયા ન હોત તો ચંપક કયે પાટલે જઇને બેસત ? આ પ્રશ્નનો ઉત્તર આપણે આપી શકતા નથી. કદાચ આપણે અનુમાન કરી શકીએ કે માબાપના મરણ પછી કાં તો તેનું અધઃપતન થાત અગર તો લાંબે વખતે તે સુધરત.

ચંપકના મનમાં પોતાની જનેતાના મરણનો આઘાત જબરો લાગ્યો હતો. પિતાના મરણનો આ બીજો આંચકો હતો અને તે તરતનો હતો. ચંપક આથી ખિન્ન રહેતો હતો.

શેઠ, શેઠાણીના મંદવાડની ખબર તો નવનિધનાં પિયરમાં ક્યારની પહોંચાડવામાં આવી હતી; પરન્તુ લોકાચાર પ્રમાણે ત્યાંથી હજુ સુધી કોઈ કેમ ન આવ્યું તેને માટે સર્વને આશ્ચર્ય ઉપજ્યું હતું. નવનિધે વચ્ચે એક પત્ર પણ લખ્યો હતો; પણ તેનોય ઉત્તર મળ્યો નહોતો.

વચ્ચે કેટલાક એવા સંયોગો આવી ગયા કે જેથી ચંપકને સાવધ રહેવાનાં અનેક કારણો મળ્યાં. ક્યાંક ક્યાંક એવું બને છે કે જીવંત માતા પિતાનુ મુલ્ય તેની સંતતિ આંકી શકતી નથી; પરંતુ જ્યારે તેઓ વિદાય થાય છે ત્યારેજ તેને ખબર પડે છે કે માબાપની જરૂર કેટલી છે ! ચંપકની સ્થિતિ આ પ્રકારની થઈ. નવનિધને પણ આથી ઘણું લાગી આવ્યું હતું. પ્રથમથીજ તેણીને સાસુ સસરાની કિંમત હતી. નવનિધ શાણી અને હિંમતવાન હતી. તેણી જાણતી કે હિંમત છોડવાનો આ વખત નથી. તેણી આટલું વધારે પણ સમજતી હતી કે જો તેણી પોતે હિંમત છોડશે તો ક્યાંક ચંપક જુદે રસ્તે ઉતરી પડશે ! ચંપકને તેણી આ કારણથી ઉત્સાહ આપ્યે જતી હતી, અને તેને ભાર–વકરમાં ઉતારતી હતી. તેણી તેને હવે તેનું સ્વરૂપ સમજાવતી અને નવો ઉત્સાહ પ્રેરતી. ઇન્દુનુ પણ એજ ધોરણ હતું.

ભગુભાઇની ઉત્તર ક્રિયા કરવાનો સમય હવે નજીક આવતો જતો હતો. નવનિધને અહીં આ કાર્ય પાર ઉતારવામાં કાંઇ પણ પ્રતિકુળતા નહોતી. જેમ શેઠાણીનું કારજ થઈ ગયું તેમ ભગુભાઈનું પણ થાય તેમ હતું; માત્ર તે પહેલાં પોતાના પિયરમાંથી કોઇ આવી જાય તો સારૂં; આટલોજ નવનિધનાં મનમાં ઓરતો રહેતો હતો.

આખું એક અઠવાડિયું ભગુભાઈનાં મરણનું પણ વીતી ગયું. નવનિધ આ પ્રકારની ચિંતામાંજ હતી કે મારા માવતરમાંથી હજુ કોઈ કેમ ન આવ્યાં. નવનિધ અત્યારે પણ આ વિચારમાંજ હતી ત્યાં તેણીએ સાંભળ્યું કે પોતાનો ભાઇ જયંતિ તથા પોતાની માતા કેસરબાઇ આવી પહોંચ્યાં છે. બ્હેન ભાઈ અને મા દીકરી મળ્યાં. ચંપક પણ મળ્યો. સમય જો કે શોકનો હતો; તો પણ આ વખતે સર્વને આનંદ થયો. સઘળાંએ એક બીજાનો મત મેળવીને કારજની તઈયારી કરવા માંડી. આખું ઘર યાત્રાએ ગયેલું હોવાથી અને ઘર આગળ આવ્યા પછીજ પત્રો મળેલા, તેથીજ અહીં આવવામાં આટલો વિલંબ થયો એવો ખુલાસો નવનિધની માએ તથા તેણીના ભાઈએ આવતાંવેંત જ કર્યો હતો.

## પ્રકરણ ૫૭ મું.

નંદલાલ આવ્યો નહિં, બલુ મનમાં મુંઝાય;<br>
મેનાની હિંમત વડે, પાછો સાવધ થાય !

બલુએ બહાર ગામ જવાનું તો નક્કી જ કર્યું હતું. ઘરનું ભાડું તો જેમ તેમ કરીને અપાઈ ગયું હતું; આટલી તેને નિરાંત હતી. બહારના માગણા-વાળાનું તો વાયદાથી ચાલે તેમ હતું. મેનાએ પોતાની પાસે બાકી સાકી રહેલું સર્વસ્વ આપવાની તૈયારી કરી. થાપણની બે ત્રણ સાડીઓ પણ વેચવા કહાડી. બલુની મા ગમે તેમ તો આધેડ વયનો ઉંબરો ઓળંગી ગયલું બૈરૂં કહેવાય. તેણીએ આવું અનિવાર્ય સંકટ કોઇ દહાડો જોએલું નહીં અને તેથી તેણી છેક જ નાસીપાસ થઇ હતી; પણ આવે વખતે મેનાએ તો રંગ જ રાખ્યો હતો ! તેણી જાતે હિંમતવાન બનીને પોતાના પતિ બલુને હદ વગરની હિંમત આપતી.

આ લોકોની નજર આગળ હવે એકજ અગવડ આવીને ઉભી હતી. ઘરનું ભાડું ઉતારવું કે ચાલું રાખવું ? આ સવાલ જ તેને માટે અટપટો હતો. જો ભાડું ઉતારે તો ઘરની અંદરનો બધો સામાન કયાં મુકે ? અગર જો ચાલુ રાખે તો પછી ચડેલું ભાડું કેમ ભરવું ? ત્રણેમાંથી કોઈ પણ આ ગુચ ઊકેલી શકયાં નહિં. આખર મેનાએ પોતાનો આવો નિશ્ચય જાહેર કર્યો કે ભાડું ઉતારવું જ નહિ. આગળ ઉપર જોઈ લેવાશે. નાળિયેરનું પાણી નાળિયેરમાં રહે તેજ સારૂં. મફતની હો હા થાય એ ઠીક નહિં.

આ હજુ ભાંજગડ ચાલે છે ત્યાં નંદલાલ ભવાનીને સાથે લઈને આવી પહોંચ્યો. નંદલાલે બલુની માને કહયું કે તમે બે વખત મારા ઘર આગળ આવી ગયાં તે ખબર મને મારા પાડોશીએ આપ્યા હતા. ચંપકનાં માબાપ વિદાય

થઇ ગયાં એ સમાચાર પણ એમણે બલુને સંભળાવ્યા. તે સીવાયની આ ઘરની જોડે પોતાના સંબંધની બીજી કશી વાત જ કરી નહીં ! તે એટલું છેવટ બોલ્યો કે ચંપક હવે ઘણો જ સુધરી ગયો છે અને પોતાની પેઢીનું કામ એ પોતે જ સંભાળે છે. ભવાની તો મુંગો મુંગોજ બેસી રહયો તેનો સ્વભાવ જ એવો હતો. સફેદ બિલોરી કાચનાં પ્યાલામાં જેવો રંગ ભરો તેવો તે દેખાય. ભવાની આ પ્રકારનો જ માણસ હતો. ભવાનીને અહીં કહેવા જેવું પણ શું હતું ? નંદલાલે તેની આગળ કયાં કોઇ વાતનું સ્પષ્ટીકરણ કર્યું હતું ? નંદલાલ જેટલું કહેવા જેવું હોય તેટલું કહે અને નહીં કહેવા જેવું હોય તેટલું ન કહે એવી શક્તિ ધરાવતો હતો.

નંદલાલે બીજી સો રૂપિયાની નોટ બલુના હાથમાં મૂકી અને ભવાનીએ પણ ત્રીશ રૂપિયા આપ્યા. આ બેઉ જણા આવો સંકેત કરીને જ અહીં આવ્યા હતા.

બલુ શરમનો માર્યો નીચું જ જોઇ ગયો. તેની મતિ જ મુંઝાઈ ગઇ. તે અત્યારે શું બોલે ? બોલવા જેવું કાંઇ હતું જ નહિં.

જેના ઉપર પોતે ભલે ગમે તે કારણે પણ અનેકવાર હાથ રાખેલા તેની આગળ પોતાને હાથ ધરવાનો સમય આવ્યો એ મેળ કાંઇ જેવો તેવો ગણાય ?

નંદલાલ જેવો એક સાધારણ માણસ આ પ્રમાણે સો સોના બે કટકા આપી જાય એ બનાવ જ બલુની મા તથા બલુની વહુ મેનાને અજાયબી ભરેલો લાગ્યો.

ધણી ધણીઆણી તો ચુપ રહયાં પણ બલુની મા કેસરબાઈ આટલું બોલ્યાં:-

" નંદલાલભાઇ ! તમે આ ટાણે અમારો ઘણો અરથ સાર્યો છે હો ! જ્યારે અમારી ખબર લેવા કોઇ નથી આવ્યું ત્યારે તમે આવ્યા. મારા બલુનો તમારા-માં વિશ્વાસ હતો એટલે મને એણે તમારી પાસે જ મોકલી. પહેલી વાર તો તમે તમારી મેળે જ આવ્યા હતા. "

" જુઓ મા ! આમાં મેં તમારા ઉપર પાડ કર્યો છે એમ માનશો જ ના અત્યારે પ્રભુની દયાથી મારો હાથ પહોંચે છે તો હું તમારી પાસે આટલું લઇને પણ આવ્યો; પણ ન પહોંચતો હોય તો શું લઇને આવું ? સાવ ખોટો વિવેક કરીને આવ્યો જાઉં ! "

" હા, ભાઇ, એ તો એમ જ તો ! પણ નંદલાલભાઈ ! મારે તમને એક વાત પુછવાની છે. અમે બહાર ગામ તો જવાના; પણ અમારે આ ઘર ખાલી કરવું કે તેનું ભાડું ચાલુ રાખીને જવું ? જો ખાલી કરીએ તો આટલો બધો સામાન અમે કયાં રાખીએ ? મુંબઈનું તો તમે જાણો છો. દિવસ ઉગે કે સવા રૂપીઓ ચડે એ કયાંથી લાવીએ ?"

"આટલા વખત સુધીનું ભાડું તો તમે ચુકવી આપ્યું છે ના ?"

" હા, ફક્ત આ મહિનો જ ચડે છે. "

" આ તમારી મુંઝવણ ખરી છે. મુંબઈના ભડાંને પહોંચવું જ મુશ્કેલ.

આ ઉંચી જાતનું ફરનીચર, આ રાચરચીલું, આવાં મજેનાં વાસણકુસણ વેચાય પણ કેમ ? અધીં કિંમત પણ ન ઉપજે. મારા જેવાએ અનેક પ્રકારનાં દુ:ખો જોયેલાં તેને કશું લાગે નહી; કેમ કે ભોગવ્યાં થયાં; પણ જેણે આવા દી સો ન જોયા હોય તેને ઘણું લાગે. મારો વીચાર એવો છે કે તમે તમારો આ તમામ સામાન આ સામેની ઓરડીમાં ભરો. એમાં એ સમાઇ જશે. પછી તો આ રસોડાનો ઓરડો અને આ બાજુનું દીવાનખાનું એ બે ખાલી થશે. હું અને ભવાની અહીં જ રહીશું. હાલ હું જે ઠેકાણે રહું છું તે બરાબર નથી. તમારે એક પૈ પણ આપવાની નહિં. જયારે બલુભાઈ સારા થઈને આવે ત્યારે તમે તમારૂં સંભાળી લેજો. બોલો, હવે કાંઇ કહેવાનું છે ?

બલુ તો મનમાં ને મનમાં જ નંદલાલનું આ કથન સાંભળીને સમસમી રહયો. કેસરબાઈ બોલ્યાં:—

" ધન્ય છે ભાઈ તને. આવી ઓલપ અમને આ ટાણે કોણ આપે ? તું તો જાણે મારો બીજો દીકરો અને બલુનો બીજો ભાઇ. ભાઇ પણ આટલું કરતા નથી. તું તો એનાથી પણ ચડયો. પ્રભુએ તને આટલો ઉજળો કર્યો એ તને જોઇને જ કર્યો છે. ભલે ભાઇ, તારો હજી પણ દીવડો ચડો એમ મારી આંતરડી બોલે છે ! "

"તમારી દુવા ફળે. બલુભાઈ સારા થઈને તરત પાછા ફરે એમજ હું ચાહું છું. મેં સાંભળ્યું છે કે તમે બહું છેટે જવાનાં છો. મારો વીચાર એવો છે કે તમે મુંબઇની નજીકમાં જ રહો નાશીક, દેવલાલી, અગર તો લાનોલી જાઓ. લાનોલીમાં તો ઘણી ધર્મશાળા છે. હું જેને ત્યાંથી ફેન્સી કાપડ લઉં છું તેની જોડે મારો સંબંધ મોટો છે. મેં અમને આ વાત કરેલી. મને એમણે વચન આપ્યું છે કે ભલે કોઇ ત્યાં જવાનું હશે તેને માટે હું બંદોબસ્ત કરી આપીશ."

" શું કહો છો નંદલાલ ભાઇ ! અમારે માટે તમારી આટલી બધી કાળજી? ભલે દીકરા ! એમ થાતું હોય તો અમારે બીજું જોઇએ પણ શુ ?"

બલુને હવે બોલ્યા વગર ચાલે તેમ નહોતું. તે એકદમ આ પ્રમાણે બોલી ઉઠયો.

" નંદલાલભાઇ ! "

" હું તમારો નંદલાલભાઇ કયાંનો ? હું તો તમારો નંદો કે નંદું ! "

" હવે મારાથી એમ તમને કહેવાય પણ ખરૂં કે ? "

" કેમ ન કહેવાય ? હું તો તમારો જ છકું તેજ છકું. ગમે તેમ તો ફેરી કરનારો. શેઠીઓ તો નહિં જ. અને કદાચ શેઠ બનું તો પણ તમારી આગળ મારો શો હીસાબ ? તમારૂં ચિંધ્યું કામ કરનારો કે કોઇ બીજો ? "

" બસ, બસ; નંદલાલ! હવે બસ કર. તારામાં કોઇ જુદી જ લાયકાત આવી છે. અને મને લાગે છે કે તેનું જ આ ફળ છે. "

" હું પણ તમને એજ ભેદ સમજાવવા માગું છું. પણ આ વખતે નહીં, તમે

જ્યારે ખાસ થઇને અહીં પછી આવશો ત્યારે મારે જે કહેવાનું હશે તે કહીશ. હાલ તો જાઓ. આવતી કાલે હું આ ભવાનીની જોડે પંચશાળામાં તમને સારી જગ્યા મળે એવી ચીઠી મોકલાવી આપીશ. વાસણો તથા બીજાનાં પણ મળશે. વધારે જે ઢમ પાથરવાનું તથા લોટા પ્યાલા અહીંથી લઈ જજો."

હજી તો આ વાતચીત ચાલે છે ત્યાં તો મેનાએ ચ્હા, ચેવડો, બટાટાની સળી તથા તળેલાં કંદની રકાબીઓ એકદમ મુકી જ દીધી !

"વાહરે ભાભી ! આ બધું તમે તૈયાર ક્યારે કર્યું ? હમણાં સુધી તો તમે અહિંજ ઉભાં હતાં !"

"નંદલાલ ભાઈ ! તમે શું આ નવું જ જાણ્યા છો ?"

"એમ તે હોય ! તો પણ આજની ઝડપ કંઈક જુદીજ જોવામાં આવે છે ! બલુભાઇની જોડે મારો ભલે જુનો નાતો છે; તો પણ હું તો તમારે ઘેર એ ત્રણું વખતજ આવ્યો હોઇશ. અમે તો બહારો બહાર જ મળતા. ફક્ત એકજ વાર મેં ચ્હા પીધેલો. હા, હજી ભવાનીને મ્હોડેથી સાંભળેલું ખરૂં કે ચાલાક બહુ છે."

આટલું નંદલાલનું કહેવું સાંભળ્યા પછી સૌ ચુપ રહ્યાં અને મનમાંજ સમજી ગયાં. જેને જે ઠીક પડયું તેણે તે લીધું. નંદલાલે તો તળેલા કંદજ પસંદ કર્યો. ઉપર ચ્હા પીધો. સત્સંગ મંડળમાં જવા પછી નંદલાલ આચર કુચર કે કાચું કોરૂં ખાતોજ નહીં. સીધો અને સાદો ખોરાક લેતો. નંદલાલે હવે ઉઠવા માંડયું. ભવાની પણ ઉઠયો.

"બેય આવજો હો ભાઇ !"

"માજી ! બેસો. ફિકર કરશો નહીં. ત્યાં મુંઝાઓ તો લખજો. મારી શક્તિ પ્રમાણે હું ભક્તિમાં ઉભો રહીશ."

નંદલાલ અને ભવાનીએ ચાલવા માંડયું. બલુએ તો પોતાના સારા વખતમાં પણ કોઈને માટે આવું કરેલું જ નહીં. તે તો નંદલાલની આટલી ઉદારતા જોઇને વિસ્મય પામ્યો. હું પડયો અને એ ચડયો એનું કારણ શોધવા લાગ્યો. તે એમાંજ ઉંડો ઉતરી ગયો. બલુની મા તથા બલુની વહુ તો ચકિતજ થઈ ગયાં. કાલ સવારના નંદલાલને માટે તેણીઓને આશ્ચર્યજ ઉપજ્યું. અત્યારેજ આ બધાંએ પ્રભુનો થોડો ઘણો પણ મહિમા જાણ્યો.

મેના જેવી ધારો કે ન છુટકે પણ મર્યાદાની બહાર ગયેલી સ્ત્રી જરા જેટલું શોચનું ચિન્હ દેખાડયા વગર આનંદ સહિત પોતાનાં પતિનાં દુઃખમાં આટલે દરજ્જે આત્મભોગ આપવા તૈયાર થાય. એ ખુબી ખુદ મેનાની નહોતી; પરંતુ તેણી જે ઘરમાં જન્મીને મ્હોટી થઇ તે ઘરના પ્રથમના સંસ્કારની તથા તેણી લગ્નની જે ક્રિયાઓની વચ્ચે પરણી તે ક્રિયાઓની હતી. નીચી અને ઉંચી પાયરીના દરેક દેશના લોક સમુદાયમાં ઓછું વત્તું પણ લગ્ન ક્રિયાનું ધોરણ નિયત કરવામાં આવ્યું છે. જંગલીમાં જંગલી જાતમાં પણ લગ્ન વિધાનની કંઈક

ક્રિયાઓ તો જોવામાં આવે છેજ; પણ જેટલે દરજ્જે જેમાં ઉચ્ચતા હોય છે તેટલે દરજ્જે તેમાં વધારે ગૌરવ પણ દેખાય છે. પરણુતું જોડું આ દ્રશ્ય જુએ છે; એટલુંજ નહીં; પરંતુ એ એમાંનો ઉપદેશ પણ યથામતિ ગ્રહણ કરે છે. પુરૂષ બહુ ભાગે એમ સમજે છે કે આ મારી પત્ની છે અને મારા સુખ દુઃખની ભાગીદાર છે અને પત્ની એમ સમજે છે કે આ મારો પતિ છે અને હું એના સુખદુઃખની ભાગીદાર છું. આ વખતે આ માન્યતા બેયની લગભગ એક સરખીજ હોય છે; પરન્તુ પરણ્યા પછી વખતના વહેવાની સાથે કેટલાક મર્દો પોતાનો દરજ્જો બેરી કરતાં ઉંચો માને છે અને તેથી સ્ત્રીઓ કરતાં તેઓ વધારે ચારિત્ર હીન બને છે. એવા મર્દો પોતાનો દોષ તો જોતાજ નથી; પણ પોતાની સ્ત્રી આવો દોષ ન કરે એટલા માટે તેણીના ઉપર મજબુત અંકુશ રાખે છે! મર્દનું આ વર્તન કેટલું બેહુદું છે. પોતાનાં પતિનું આવું અયોગ્ય વર્તન જોઈને કદાચ કોઈ સ્ત્રી પોતાની હદ છાંડે તો તે સંભવિત છે. આમ છતાં મુંગે મહોડે જે સ્ત્રી પોતાનાં પતિની આવી અછાજતી વર્તણુંક સહન કરે છે તે સ્ત્રીને ખરેખર ધન્ય છે! મારા સમજવા પ્રમાણે આપણા સમાજમાં આ પ્રકારની સહન શીલતા રાખનારી સ્ત્રીઓની સંખ્યા વિશેષ છે એ આપણે માટે માન ભરેલું છે

મૈના જેવી સ્ત્રી તો પોતાના પતિનાં આવાં દુષ્કાર્યમાં સામેલ રહી ઉલટી તેને સહાનુભુતિ આપવા લાગી; પરંતુ આ તેણીનું કૃત્ય અગળાનું પરંપરાગત ન હોવાથી તેણીને તેની તુચ્છતા જણાઈ રહી. જ્યાં એક ધિક્કારવા લાયક કાર્ય પોતાનું કર્તવ્ય મનાતું હોય ત્યા તેનો કોણ અવરોધ કરનાર? કોઈ કોઈ જગોએ આ પ્રકારના બનાવો બને છે. મૈના તો બલુની પત્ની હતી; પણ ખુદ તેની જનેતાનું શું? આ આખા ઘરનો આ પ્રકારનો વ્યવસાય હતો અને તેથી તેમાં કોઈએ કશું પાપજ માન્યું નહોતું! અહીં તો ધન હરવાની આ ક્રિયા હતી; પરંતુ કોઈ યુવતીનું શિયળ બગાડવાનું જેણે નિશાન માંડયું હોય અને તેમાં તેનાં ઘરનાં માણુસો સામેલ હોય તો પછી શો ઉપાય? આવા પાશમાં સપડાયેલી સ્ત્રીએ કરવું શું? માત્ર એકાદ મર્દના પંજામાં આવી પડેલી તરૂણી જ્યારે ભાગ્યેજ સુરક્ષિત રહી શકે છે ત્યારે અમુક ઘરનાં તમામ માણુસોના કબજામાં આવેલી મૃગલીને જવું કયાં? મને તો એમ લાગે છે કે પ્રભુની સહાયતા હોય તોજ તેમાંથી તેણીનો છુટકો થાય. લેલાં જાણ્યે અજાણ્યે પણ બલુના પંજામાંથી છટકી ગઇ. બલુએ તેણીને પાછી પકડી નહિં. પાડોશીઓની તેને શરમ આવી. વળી લહેરૂની સાથે જે બાજી રમવામાં આવતી હતી તેમાં આથી ખતરો પડે તેવી તેને બીક હતી એટલે બલુએ પોતાનો આ વિચારજ માંડી વાળ્યો. બલુનું ઘરની અંદરનું આવું વર્તન આ પહેલુંજ હતું; પરંતુ જેણે આવી અટપટી ગલીકુંચી અનેકવાર ઓળગી હોય અને વચ્ચે બીજી આડખીલી ન હોય તો તેની આગળ લેલાં જેવી નાજુક લલનાનું શું ગજું? મારી માન્યતા પ્રમાણે, આ ઘર મધ્યમપણે વર્તનારૂં હતું. જાહેરમાં જે કૃત્ય ગુન્હો ગણાય તેવું કૃત્ય

અહીં થયું નહોતું કે થતું નહોતું; બાપના વખતથી ચાલતી આવેલી આ પ્રકારની કેળવણીનો બહુ અભ્યાસી હતો અને તેમાં તેની માતા અને બ્હેનનું ઉત્તેજન હતું. ઠગાઈ પણ એકજ તરેહની હોતી નથી. તેના અનેક ભેદ છે. બહુની આ વિદ્યા માત્ર હાલની ઠગાઈ જેવીજ હતી એમ કહીએ તો ચાલી શકે.

## ઉપસંહાર

બહુભાઈ ગયા. એમનું કારજ સારી રીતે કરવામાં આવ્યું. જયંતીલાલ એક માસ પર્યંત અહીં રહયા. ચંપક હવે સુધરતો જાય છે એવું પણ એમણે જોયું.

ચંપક સેવકલાલની જોડે પેઢીમાં બેસતો. કામકાજ ઉપર ધ્યાન આપતો અને કાળજી રાખી શીખતો. વિઠલરાય પોતાનું કર્તવ્ય સમજી અવકાશ મેળવીને તેના માર્ગદર્શક થઈ પડતા. નંદલાલ પણ ચંપકને સત્સંગ મંડળમાં પ્રસંગવશાત પોતાની સાથે તેડી જતો. એક વખત કોઈ સ્વદેશહિતૈષી વક્તા આ મંડળમાં આવેલા તે સમયે ચંપક પણ તેમનું વક્તવ્ય સાંભળવા નંદલાલની જોડે આવેલ હતો. એમણે દાખલા દલીલો આપી એવું સ્પષ્ટ સમજાવ્યું કે દેશ સેવામાં પ્રભુ સેવા સમાઈ જાય છે. ચંપકને આ ખરૂં લાગ્યું. આ વાકયનો આધાર પકડીને તે કોઈ કોઈ વાર આવી સભાઓમાં પણ જતો આવતો થયો. આમાં તેને વધારે રસ પડવા માંડયો. આડમાર્ગે ચડી જનારને જેમ સીધો માર્ગ મળે અને જેવો તેને આનંદ થાય તેવો આનંદ હવે ચંપકને પણ મળવા લાગ્યો. નંદલાલે પણ આવી સભાઓમાં નવો પ્રકાશ અનુભવ્યો.

માત્ર રામ રામ કે કૃષ્ણ કૃષ્ણ કરવાથીજ જીવનું કલ્યાણ નથી થતું; તેની જોડે સદાચાર સેવવાની જરૂર છે અને તે ઉપરાંત બની શકે તો દેશ હિતમાં પોતાનો યથાશક્તિ ફાળો આપવાની પણ એટલીજ જરૂર છે. આવા અંવાજો ચંપકને કાને પડતા. જ્યાં સુધી દીવો પ્રકટ ન થાય ત્યાં સુધી અંધકાર જાય નહીં. સૂર્ય ઉગે ત્યારે છાબડાથી તે ઢંકાય ખરો ? તે તો પોતાના પ્રકાશવડે સર્વત્ર પ્રકાશ પ્રસરાવે જ. આશ વક્તા પણ શ્રોતાઓનાં અંતઃકરણમાં કયાંક દીવા જેવો તો કયાંક સૂર્ય જેવો પ્રકાશ આપતાજ રહે છે. કોઈ માણસને એક વખત જે વિષયની ધુન લાગી એટલે પછી ત્યાં કહેવાનું શું હોય ? ચંપકને હવે પહેલાં કરતાં જુદીજ ધુન લાગી હતી. તેનું હૃદયકપાટ દિવસો દિવસ ઉઘડતું જતું હતું. ઘણાં બાળકોને આપણે રાત ને દહાડો રમતમાં રત જોઈએ છીએ; પરંતુ જ્યારે સમયનો પલટો થાય છે ત્યારે તે રમતો તેઓની નજર આગળ તુચ્છ જેવી જણાય છે. ચંપકનું જીવન આમ બદલાતું રહ્યું. તે ધનવાનનો પુત્ર હતો એટલે આ અર્થ પ્રધાન કાળમાં તે જે સભામાં જતો ત્યાં તેને માન મળતું અને ચંપક આવી સભાના ફંડમાં પોતાનો નહાનોસરખો ફાળો પણ આપતો. સેવકલાલને આ વાત ગમતી. નવનિધ પણ રાજી થતી અને વિઠલરાય તથા બન્નેને પણ આથી આનંદજ ઉપજતો.

ભગુભાઇ ભાગ્યશાળી હતા. પ્રથમથીજ પાસિયા સારા મળ્યા. ચંપકને સાસરૂં પણ સારૂં મળ્યું. સેવકલાલ તો પોતાના નામ પ્રમાણે ભગુભાઈની પેઢીનો નીમકહલાલ નોકર હતો. ભગુભાઇએ પણ જતી વખતે એમની સાચી કદર કરી હતી. વિઠલરાય તથા ઇન્દુ પણ આ ઘરનાં નવાં શુભેચ્છક થયાં એ પણ કુદરતનો કાંઇ ઓછો ચમત્કાર નહોતો! આથી વધારે ચમત્કૃતિ તો નંદલાલની ગણાય. નંદલાલ કોણ? જો સાચું કહીએ તો એ એક કુમાર્ગે વહી ગએલો માણસ! આ માણસ આટલે દરજે સુધર્યો. ઘરનાં માણસોએ તેને ચંપકનો શુભેચ્છક ગણ્યો. કોઈએ તેને માટે કશી શંકાજ આણી નહી. સાચાએ સાચાને ઓળખ્યો. નવનીધ તો વાનો વિશ્વાસ કરે તેવી નહોતી. તેણીને પણ નંદલાલમાં વિશ્વાસ આવ્યો. ભગુભાઇ શેઠ તો નંદલાલનું કાળજી સાથેનું કામ જોઈને રાજી થયા હતા. ભગુભાઇનો એ રાજીપો છેક લગી કાયમ રહેત કે નહીં તે વીષે જો નંદલાલને માટે સેવકલાલનો સારો અભીપ્રાય પડયો નહોત તો કહેવાય એવું નથી.

નંદલાલની નજર નિર્મળ ન હોત તો આ વખતે પાછો તે ચંપકને પોતાના પંજામાં બીજી રીતે પણ લઈ શકત; કારણ કે સેવકલાલ તથા વીઠલરાય કરતાં તે નંદલાલનું વિશેષ માનતી. પણ સંસારના આઘાત પ્રત્યાઘાતથી શું નથી થતું? ભણતર કરતાં ગણતરનું વજન કેટલું મ્હોટું છે? દુઃખને સર્વ કોઇ વખોડે છે; પણ દુઃખ એ મુંગો શીક્ષક જ છે. અનેક પ્રકારની આપદા ભોગવ્યા પછી અનેક માણસો સારે માર્ગે ચડી જાય છે આવે વખતે જે માણસનું છેક સુધી અધઃપતન થવાનું હોય તેજ માણસ ચેતતો નથી. નંદલાલનો હૃદય પલટો થયો તે ખોટો નહોતો પણ સાચોજ હતો. સત્સંગનો તેને રંગ લાગ્યો એ પણ આ સાચાજ હૃદયપલટાનું ફળ હતું. એ દ્વારા એના મનમાં દેશહિતનો પણ રંગ લાગ્યો અને પોતાને લાગેલો આ રંગ ચંપકને પણ લગાડયો. સેવકલાલ કોઈવાર ગુપ્ત રહીને આ દૃષ્ય નીરખતો અને કોઈ વખતે તે પણ આ બેની જોડે જતો. વીઠલરાયને પણ આ વાતની ખબર હતી. તે પણ ચંપકને માટે આ માર્ગ ઉત્તમ માનતો. ચંપકને થોડુંજ આવી સભાઓમાં દરરોજ જવાનું હતું? અઠવાડીઆમાં એક બે વખત સત્સંગ મંડળમાં તો પખવાડીઆમાં એક વખત કોઈ જાહેર સભામાં તે જતો.

ભગુભાઈ મરણ પામ્યા અને તેની ઉત્તર ક્રિયા પુરી થઈ ત્યાંસુધી નંદલાલ ભગુભાઇના ઘર આગળ રહયો. બકુની મા પહેલીવાર ગઇ ત્યારે નંદલાલ પોતાના ઘરની અંદર નહોતો. તેણી તેને બીજી વાર મળી નંદલાલે તેણીને બીજી સો રૂપીઆની રકમ આપવાનું કહયું હતું. તે પોતાના કહેવા પ્રમાણે બકુને ઘેર જઇને આપી આવ્યો હતો. ભવાની પણ પોતાના ઠરાવ પ્રમાણે નંદલાલને મળ્યો હતો. નંદલાલને ભવાનીની સાથે વેરઝેર થોડુંજ હતુ? તે પોતાના ખરાબ વખતમાં તેની જ ઓરડીનો આસરો લેતો. નંદલાલના મનમાં વળી ભવાનીને માટે ખરાબ વીચાર પણ નહોતો. તે તેને એકમાર્ગી અને મહેનતુ માણસ સમજતો. નંદલાલે આ ભવાનીને પણ રસ્તે ચડાવ્યો અને તેને એક નહાની સરખી

શીવેલાં તઇયાર કપડાંની દુકાન નળ બજારની માર્કેટમાં મંડાવી દીધી. નંદલાલ જાણુતો હતો કે તે ભાઇ સાહેબ ફેન્સી કાપડની ફેરી કરી શકવાના નથી.

નંદલાલ આમ જ્યારે સુધરી ગયો હતો, અને જ્યારે બહુને તેણે આટલી પણ મદદ કરી હતી, ત્યારે ચંપક અને નવનીધની આગળ તે તેનું વાંકું કેમ બોલ્યો? આમ કરવાનું તેને સબળ કારણ હતું. જો ખરૂં કહીએ તો તે બહુનું વાકું નહોતો બોલ્યો: પણ બહુ કેવો માણસ છે તે વાત તેણે આ લોકો ને સમજાવી હતી. જે નંદલાલે નવનીધને પહેલીવાર જોઇ ત્યારે તેની તેણીની પ્રત્યે દ્રષ્ટી કેવી હતી? અને હવે કેવી છે? આ રહસ્ય પણ વીચારવા જેવું છે. તેમના મનમાં ભય હતો કે ચંપક પાછો બહુની પડખે ચડી જશે તો તેને પછી વાળનાર કોણ? આ કારણથી ચંપકના મનમાં નંદલાલે બહુ પ્રત્યેનો અભાવ સજ્જડ કર્યો હતો. જેણે નવનીધને પોતાની બેન માની અને ચંપકને પોતાનો બનેવી માન્યો તે તેનું અનિષ્ટ કેવી રીતે ઇચ્છે? નંદલાલને આટલે દરજ્જે સુધારવામાં તેના અંગે જે જે બનાવો બની ગયા તે તે બનાવો જ કારણભુત હતા એટલુંજ નહી પણ તેને સત્સંગ મંડળમાં જવાની જે કુદરત તરફથી પ્રેરણા થઇ તે કારણ પણ મુખ્ય હતુ.

પેલી કંકુ પોતાનાં ધણીની જોડે બહાર ગામ ઉપડી ગઇ. માંજુ વેદે પરણી ને ગ્રહસ્થાશ્રમ માંડયો. નંદલાલ પણ આ પ્રકારની તજવીજમાં હતો, અને પેલાં ભાણીમાં ક્યારનાં યાત્રાએ ગયાં હતાં તે હજુ સુધી પાછાએ નથી ફર્યાં. જો તે હોત તો હીરા શેઠાણીના મંદવાડમાં તેની હાજરી કાયમની રહેત. ભાણીમાં નહી હોવાથીજ ગોદી ડોશી તેણીની ઓરડીમાં સુતાં. હવે તેણીનાં હાથ પગ નહોતાં ચાલતા અને તેણીની આંખે ઝાંખ આવી હતી. તે ડોસીમાં બહારજ નહોતાં જતાં એક વખત જમતાં અને એક બે કલાક સવારનાં ઠાકર સેવામાં ગાળતાં. જ્યારે આવ્યાં ત્યારે એકલાં કે ઈન્દુને સાથે લઇને દર્શન કરવા જતાં. ત્યાર પછી આ બધું તેણીએ બંધ કર્યું હતું.

જમુ નવનીધના બાઇજી તથા ઇન્દુના માસી બા બની ગયા હતાં અને તેથી તેણીનાં મનમાં માન ઉપજયું હતું. શેઠની આગ્રા પ્રમાણે નવનીધ પણ જમુને જ્યાં પુછવા જેવું હોય ત્યાં પુછીનેજ ગૃહવ્યવહાર ચલાવતી હતી. આ કારણથી તેણીને પોતાને વધારે ભારે ખમ માનતી. સારા સમજવાળા ઘરમાં ધણી વીધવા ઓ આ રસ્તે પોતાનું દુર્ભાગી જીવન પણ આનંદમાં વ્યતીત કરે છે

બગુભાઇ જેવા ભાગ્યશાળી શેઠ તરફથી સહાનુભુતી મળ્યા પછી અને તે ઘરનું થોડુંક દ્રવ્ય પોતાની પાસે આવ્યા પછી વીઠલરાયનો તરતમાંજ ઉદય થયો. તેને પગારમાં એકદમ પચાસનો વધારો મળ્યો. આ જોડલું પોતાના સદાચારથી સુખી થયું એમજ કહેવાય. વાર તહેવાર અને બીજી રીતે પણ ઇન્દુને તો મળતુંજ રહેતુ હતું. વીઠલરાયનો પણ આ ઘરનો વધારે ટેકો હતો. તે સમજ પાડીને સર્વની મર્યાદાનું રક્ષણ કરતો.

નંદલાલે કરેલી વ્યવસ્થાને અનુસરી બલુ સહ કુટુંબ લાનોલી ગયો. બલુના ઘરમાંથી આસુરી સંપત્તિ નીકળી ગઈ હતી. કહો કે તેનું તળિયાઝાટક થઈ ગયું ! આગલું કંઈજ ના રહ્યું. થોડું ફરનીચર કે શચરચીલું શું આધાર ભુત ગણાય? મુંબઈમાં આવી ચીજો પાણીની મુલે વેચાઈ જાય ! આ બલુ જેવાને સો પૈસોની રકમ કયાં સુધી પહોંચે? પ્રથમથીજ જેનો હાથ છુટો હોય તે બંધનમાં કેમ રહે?

બલુને ધર્મશાળામાં જગા તો ઘણી સારી મળી હતી. ઘરગતુ ત્યાંના નીયમ પ્રમાણે તેને સાહીત્ય પણ મળ્યું હતું. બલુને ત્યાંનું પાણી પણ માફક આવ્યું હતું. એવું તેણે નંદલાલ ઉપર લખેલા કાગળથી જણાઈ આવતું હતું માત્ર એમણે પોતાની બૈરી ઘસાતી જાય છે, એટલું વિશેષ જણાવાને પોતાની નીરાશા દેખાડી હતી.

નંદલાલે આ પત્રનો બલુને દીલાસો મળે એવો જવાબ લખ્યો હતો. પણ પાછો તેનો પ્રત્યુત્તર નંદલાલને મળ્યો નહીં. કદાચ બલુને શરમ પણ આવી હોય. જેણે કોઇ દહાડો કોઇની પાસે હાથ ધર્યો ન હોય અગર યાચના કરી ન હોય તેને જયારે એમ કરવાનો સમય આવે ત્યારે તે પોતાનું તે વખતેજ મરણ માને! થોડા દહાડા પછી ખબર એવા આવ્યા કે બલું લાનોલીમાં નથી અને તેનો પત્તો પણ નથી! બલુનું શું થયું અને તે કયાં ગયો એ ભેદ અત્યારે તો આપણે ભાવી ઉપર રહેવા દઈએ છીએ. આમાંથી લક્ષમાં લેવાનુ માત્ર એટલુજ કે પોતાનો સ્વાર્થ સાધવા સારૂં માણુસો ગમે તેટલાં અને ગમે તેવાં પાપકર્મો કરે; પરન્તુ તેઓ તેની જવાબદારીમાંથી છુટા થઈ શકતા નથી ઉજળું એટલું દુધ દેખનારાને કોઇવાર કુદરતી કરામત આકડાનું ક્ષીર કે જે પણ કુદરતી દુધ જેવું ઉજળું જ હોય છે તે ભુલ ખવરાવી પાઈ દે છે! જીવ કર્મ કરવામાં સ્વતંત્ર છે; પણ ફળ ભોગવવામાં પરતંત્ર છે પશુ તથા ઈતર જીવો તો કેહી જેવા છે. માત્ર મનુષ્યનેજ સારાસારનું જ્ઞાન છે. આમ છતાં અનેક મનુષ્યો પોતાનું મનુષ્યત્વ ત્યજી દઈને નહીં કરવાના કર્મો કરે છે એજ મહોટું આશ્ચર્ય છે! સીધે માર્ગે શું સુખ નથી પ્રાપ્ત થતું? આપણે સેંકડો કુટુંબોને સારી રીતે વર્તતાં જોઇએ છીએ! અને તેને સુખી પણ જોઈએ છીએ. અવળે માર્ગે ઉતરી પડેલાઓને તો આપણે અંતમાં અત્યંત દુઃખી જોઇએ છીએ.

આવા અવળે રસ્તે ચડેલા લોકોનો ચમકારો ભલે વચ્ચે દેખાય; તો પણ તે થોડા વખત માટેનો જ હોય છે. જયાં ધર્મ, નીતિ, આચાર–વિચાર તથા પુણ્ય પાપનો વીચાર નથી, ત્યાં ઝંઝટજ છે. કદાચ કોઇ સારો યોગ હોય તો તે યોગ ના પ્રભાવે આપણે અનેકનું સારૂં પણ દેખીએ; પરન્તુ આ યોગમાં બીજા એવા સારા યોગો ન ભળે તો તેના મિષ્ટ ફળની ત્યાંથી જ અવધી આવી જાય છે.

આપણુને ખબર છે કે કોઇ પોતાની પડેલીવારની પ્રગતીમાંજ અધઃપાત જુએ છે. બે ત્રણુ કે પાંચ પેઢી સુધી ભાગ્યેજ કોઈ કુટુંબનું એક સરખી પ્રતિષ્ઠા

વાળું સુખ રહ્યું હશે કે રહેતું હશે! આનું કારણ શું? એકજ છે. પુણ્યના ભજન
કરતા જ્યારે પાપનું વજન વધે છે ત્યારે આમ બને છે. ભગુભાઈનું વર્તન ઉંચું
હતું અને તેની તુલનાની આગળ ચંપકની સ્વચ્છંદતા સામાન્ય હતી તો તેને
પાછો દૈવે સીધે રસ્તે મુકયો. જો ચંપકનું પાપાચરણ પોતાના પીતાના પુણ્ય
કરતાં વધ્યું હોત તો જરૂર આ કુટુંબનું તરતમાંજ અધઃપતન થઇ જાત. જ્યારે
કોઇ આફતમાંથી આપણો બચાવ થાય છે ત્યારે તેને માટે એમ નથી બોલાતું કે
ખરેખર બાપદાદાનું પુણ્ય આડું આવ્યું? આપણે પણ આપણી સંતતિનાં બાપ
કે દાદા હોઇએ અગર થઇએ તો શું આપણે પુણ્યનો એટલા માટે પણ સંગ્રહ ન
કરવો જોઇએ? ચંપક આટલો પણ સ્વચ્છંદી બન્યો તેમાં તેના માતા પીતાની
ભુલ હતી. આ ભુલ જો પહેલેથી થઇ ન હોત તો શું ચંપક આવો ચળેલ પ્રકૃતનો
થાય ખરો કે? બલુકે બાપના ગુણનો વારસો મળ્યો હતો; પણ ચંપકને આવો
નહીં ઇચ્છવા યોગ્ય વારસો નહોતો મળ્યો.

આ બધું સરવાળું તપાસતા પછી પણ છેવટે એવા નિર્ણય ઉપર તો
આપણને આવવું પડશે કે આ આખું જગત પરિવર્તનથી ભરપુર છે. કેટલીક
કર્મની ગતિ સમજાય છે અને કેટલીક નથી પણ સમજાતી. જેમ નદીના પ્રવાહ
એકજ જગોએ સ્થિર થઈને રહેતો નથી તેમ આ જગતનો પ્રવાહ પણ પ્રવાહના
રૂપમાં ચાલ્યો જાય છે. ધનાઢ્ય રંક બની જાય છે. અને રંક ધનાઢ્ય બની જાય
છે. આજનો અમીર એ કાલનો ફકીર છે અને આજના ફકીર એ કાલનો અમીર
છે. વીરની ગર્જના એકજ પલની અંદર લથડતા અવાજમાં ફેરવાઈ જાય
છે અને ભીરૂ હીંમતમાં આવી જઇને કોઇવાર સમજમાં ના ઉતરે એવું પરાક્રમ
કરી દેખાડે છે. જેને આપણે દુરાચારી જોયો હોય તેને પુનઃ સદાચારી જોઇએ
છીએ અને એજ પ્રમાણે સદાચારીને દુરાચારીના રૂપમાં પણ જોઇએ છીએ.
જેનો બાહ્યાચાર જનસમુદાયમાં સારો ગણાતો હોય તેનો અંતરાચાર એટલો તો
તીરસ્કારને પાત્ર હોય છે કે ન પુછો વાત! આવા સફેત ઠગો પોતાનું ખરૂં કર્ત
વ્ય તો ભુલીજ જાય છે. એ લોકો પોતાને માટે એવું અભિમાન રાખે છે કે અમને
કોણ ખેલ ખેલતા આવડે છે. પણ ઇશ્વરના ઘર આગળ છેક સુધી આવો વેષ
નભતો નથી. તે ખુલ્લો થઈ જાય છે અને તેનું પરીણામ પછી સારૂં આવતું નથી.

જેના નખમાં પણ રોગ જણાતો ન હોય એવા શરીરે સાજો સારો આ રાનો
માતો એકદમ કાળના મુખમાં સપડાઇ જાય છે અને કાળના મુખમાં સપડાએલો
પાછો બચીને પુંઠની પેઠે હરતો ફરતો થઇ જાય છે; આ ગતી આગલા પાછલા
કર્મનીજ છે; અને તેનો જ્યારે પરિપાક આવે છે ત્યારે તેનું સારૂં માઠું ફળ હરેક
પ્રાણીને ભોગવવું પડે છે. કર્મ રૂપી કોઠીમાં અનેક કર્મોના થર ઉપર નીચે ગોઠ
વાએલા છે અને તે પ્રારબ્ધ રૂપી સાણામાંથી જે કાળે જે થર નિકળવાનો હોય તે
મળી આવે છે. સુખ દુઃખનું ખરૂં સ્વરૂપ કલ્પનામાં આવવું મુશ્કેલ છે જેના
ઘરમાં સાતે રસ છે તે અરૂચિને લીધે તેનો રસાસ્વાદ લઇ શકતો નથી અને

જેવા ઘરમાં મનમાનતું મળતું નથી તે તેવી ઉત્કટ ઇચ્છા કરે છે. જેને જે લભ્ય છે તેનો તેને મોહ રહેતો નથી અને જેને જે અલભ્ય છે તેનો તેને અત્યંત મોહ રહે છે. અને તે મેળવવા માટે મહા મથનમાં તે ઉતરી પડે છે એક લંગોટ મારીને નિર્જન વનમાં વિચરનારા ત્યાગીને આપણે આનંદિત જોઇએ છીએ અને એક અનેક પ્રકારના સુખનાં સાધનો વડે વિંટળાએલો કહો કે મહા રાજા રાત ને દહાડો અતૃપ્ત રહીને પોતાની પ્રજાનાં અલ્પ સાધનાનું પણ હરણ અથવા તો શોષણ કરે છે! આ ખરૂં સુખ છે કે સંકટ? સ્વર્ગ છે કે નરક? જ્ઞાન છે કે અજ્ઞાન? આ સ્થિતિની વ્યાખ્યા શી છે? છે કોઇ કહી શકનાર?

આખેર આ જગતના નિયામકે આ એક અદભુત માયા રચી છે અને તેનો પાર પામનાર કોઇપણ નથી. જેણે અંતર સુખવૃત્તિ કરીને પરમાત્માનો પ્રભાવ જોયો હશે તેજ આ માયાનું આ અટપટું સ્વરૂપ ભલે અલ્પ પ્રમાણમાં પણ સમજી શકતો હશે. આ સિવાયના સમગ્ર જીવો અંધારામાંજ ગોથાં ખાય છે.

અપરિમિત સુખનાં સાધનો એકઠા કરવા અને તેનો પરાણે ત્યાગ કરીને એક દહાડો કાળવશ થઇ જવું એ શું? આનો અર્થ કરશો? પુણ્યના યોગથી ધારો ક રાજાના ઘરમાં જન્મ મળ્યો તે જયારે મ્હોટો થઇ ગાદીએ બેસે અને અપાર સંપત્તિમાં ભેકાતા બનવા છતાં પોતાની રાંક રૈયતને જે તે પ્રકારે લુંટે એ રાજા કે રાક્ષસ? આને ઉપમા શી આપવી ?

ધનાઢયો પણ પોતાની લાલચોને થોભાવ્યા વિના મૂર્ખ અને ગરીબોનું ધન હરણ કર્યેજ જાય છે! અને તેના પરીણામનો વિચારજ કરતા નથી! સબળ નિર્બળને સતાવે અને તેનું હિર ચુસી લ્યે. રક્ષકનીતિ તજી દઇને ભક્ષકનીતિનો પ્રયોગ કર નારાઓજ આ સંસારને કલુષિત બનાવતા રહયા છે એ ખરેખર મહોટામા મોટું આશ્ચર્ય છે.

પરદેશીઓની સ્વાર્થમય પ્રવૃત્તિના મોહમાં અંજાઇને ભુલા પડેલા એમ કહે છે છે કે દેશનું વાતાવરણ સુધર્યું છે; પણ મારે હીસાબે હું બગડેલું જોઉં છું. પ્રથમ તો લોકોની શારીરિક સ્થિતી દિવસો દિવસ નબળી પડતી જાય છે. આપણા બાપ દાદા હવેની પ્રજા કરતાં બળવાન હતા. તે પુર્વે એટલે મધ્યકાળની પુર્વેજ આપણા પુંર્વજો વધારે બળવાન તથા બુદ્ધિમાન પણ હતા. ઇતિહાસથી આ બધું પુરવાર થયું છે. હાથ કંકણને આરસીની જરૂર હોય નહિં.

અત્યારે આપણા જે વડવાઓ જીવંત છે ત આપણા કરતાં વધારે બળવાન તથા કદાવર જોવામાં આવે છે. આયુષ્ય અને આરોગ્યમાં પણ તેઓ આપણા કરતાં વિશેષ ચડતી પાઇરીએ છે. જયારે આ ચાલુ કાળ । વાયરો લઇને પોતાનું જીવન ટકાવનારા આ પ્રમાણેની સારી સ્થિત ભોગવે છે ત્યારે આપણી ભાવી પ્રજા શા કારણથી નિર્બળ, ઠીંગણી, અલ્પાયું તથા અનારોગ્ય બનતી જાય છે? આ સવાલ તેના ચારે અંગ વડે તપાસવા જેવા છે.

અધુના જે લોકોએ સારૂં માઠું સમજવાની શક્તિ હજુ ગુમાવી નથી તે લોકો એમ તો કહે છે કે હાલની એકંદર સ્થિતિ સારી નથી. મોંઘવારી બહુ છે અસંખ્ય લોકોને પેટ પુરતું અન્ન કે અંગ ઢાંકવા જેટલું કપડું મળતું નથી!

જે માત્ર પશુની પેઠે જીવન ગાળે છે તેને તો ખબરજ નથી કે આપણો દેશ શું? અને આપણે કોણ? શકુની સ્વભાવવાળાની તો વાત કરવી પણ વૃથા છે. આ તો ન્યુનાધિક અંશમાં જે વિચારક છે તેનીજ વાત છે. દેશની આવી આવી દુર્દશા જોઈને આવા વિચારકો ખરેખર ખળભળી ઉઠયા છે એ નક્કી છે. આ વીચારકો ભલે આમ થવાના કારણો ભિન્ન ભિન્ન બતાવે; પણ આપણો આખો દેશ ગર્તામાં તો પડતો જાય છે એમ તેઓ કહે છે.

ખરી વાત તો આ છે કે ભાવી પ્રજાની રહેણી કરણી ફરી ગઈ છે. જીવન કલહ પણ વધ્યો છે. કોઈ કોઈએ તો મોજ શોખના જીવડા બનવામાં પોતાનું મહત્વ માન્યું છે. જેઓને ભાવી માટે સુખ ને કેળવણીનો નાદ લાગ્યો છે તેઓ પણ તેના અપરિમિત બોજા તળે એવા દબાઈને રહે છે કે ભાગ્યેજ કોઈ એમાંથી ઉંચુ માથું કરી શકતો હશે! ખાનપાનના ધોરણોમા પણ ઘણો મહોટો ફેરફાર થઈ ગયો છે. લોકો ઘણું કરીને જીભને પુછીને ખાય છે. હોજરીને પુછીને ખાતા નથી. દુધાળાં ઢોરોની તંગીને લીધે ચોકખાં દુધ ઘીની પણ અછત છે. આ કારણથી બાળકોનું મરણ પ્રમાણ પણ વધ્યું છે. જયા બળ ઉછેરનો પાયોજ સાચો નહીં ત્યાં ભાવી પ્રજાનાં શરીર બળની આશા શી રાખવી? આને અંગે બાળ લગ્નનું કારણ પણ આગળ ધરવા જેવું છે નિર્બળ અને સંયમ વગરનાં મા બાપની સંતતિ નિર્બળ અને અસંયમી બને એ સ્વભાવિક છે.

આ દેશના કેટલાક આગળ વધેલા વિચારકો તો એમજ કહે છે કે પરાધીનતાથીજ આપણી આવી અવદશા થઈ છે. જો પરાધીનતા ન હોય તો આપણે આપણને યોગ્ય થઈ પડે એવા સુધારા કરી લઈએ અને તેને અમલમાં મુકી દઈએ.

મારે તો માત્ર આટલુંજ હવે કહેવાનું રહે છે કે દરેક વ્યવહાર પુરતું જ્ઞાન મેળવવું જોઇએ અને આ જ્ઞાનદ્વારા એકતા સાધવી જોઈએ. જયાં વ્યવહાર નહિ સુધરે ત્યાં પરમાર્થ કદી સુધરવાનો નથી હૃદયચક્ષુ ઉઘડયા વગર આપણે આપણો પોતાનો દોષ જોઈ શકવાના નથી. સ્વાશ્રયી બનવાથી તથા સદાચારનું સેવન કરવાથી જ આપણે આપણી ઉન્નતી કરી શકીએ તેમ છીએ. જો શારરીક, માનસિક તથા આર્થિક સ્થિતી સુધારવી હોય તો તેની આડે આવનારાં જે જે કારણો છે તે તે કારણોને આપણે તિલાંજલી આપવી જોઈએ અને તેને ઠેકાણે આપણે ઉત્કર્ષ થાય એવાં સાધનોની યોજના કરવી જોઈએ. આથીજ આપણે સુખી થઇશું અને સાચી શાન્તિ સંપાદન કરીશું. ઇતિ શિવમ્.

સમાપ્ત